अन्वयार्थदीपिकाटीकासहित

# श्रीमद्भगवद्गीता

ब्र० प० श्रीनथुरामशर्मा

मूल्य ०-११-०



# ॥ श्रीमद्भगवद्गीता

**श्रीअन्वयार्थदीपिकानामनी गुजरातीटीकासहित ॥**

टीकाकारः—**महात्मा श्रीमन्नाथशर्मा**

**वीलखा—काठियावाड**

મુમુક્ષુઓના હિતાર્થે પ્રકટ કરનાર

પોરબંદર-વેદશાલા

હા. શ્રીયુત ગોવિંદજી ડાહ્યાભાઈ લાખાણી

પોરબંદર-કાઠિયાવાડ

**"संसारसागरं घोरं, तर्तुमिच्छति यो नरः ।**
**गीतानावं समासाद्य, पारं याति सुखेन सः ॥"**

**ભાવાર્થ**—જે મનુષ્ય આ ભયંકર સંસારમહોદધિને તરવાને ઇચ્છે છે તે મનુષ્ય આ ભગવદ્‌ગીતારૂપ નૌકાને પામીને સુખપૂર્વક આ સંસારમહોદધિના પારને પામે છે.

પ્રથમાવૃત્તિ પ્રતિ ૧૧૦૦

**शक १८५३ संवत् १९८७ खीस्ताब्द १९३१**



**મૂલ્ય રૂા. ૦-૧૧-૦**

---

મુદ્રણસ્થાનઃ આદિત્યમુદ્રણાલય, રાયખડરોડ; અમદાવાદ.
મુદ્રકઃ ગજાનન વિશ્વનાથ પાઠક.

## બ્રહ્મનિષ્ઠ મહારાજ શ્રીનથુરામશર્મા—કૃત પુસ્તકો

ઉપનિષદો રૂ. ૬–૪–૦, વેદાંતદર્શન પાકા પુંઠાનું રૂ. ૩–૮–૦, કાચા પુંઠાનું રૂ. ૩–૦–૦, સાંખ્યપ્રવચન સંસ્કૃત તથા ગુજરાતી ટીકાસાથે રૂ. ૧–૦–૦, યોગકૌસ્તુભ રૂ. ૧–૮–૦, પાતંજલયોગદર્શન રૂ. ૨–૧૦–૦, પરમપદબોધિની રૂ. ૦–૧૪–૦, સંધ્યાનો વેદાંતાનુસાર વિચાર રૂ. ૦–૧–૦, નાથસ્વરોદય રૂ. ૦–૩–૦, કોલટી વાણીનું સ્પષ્ટીકરણ રૂ. ૦–૧–૬, મનુષ્યમિત્ર રૂ. ૦–૫–૦, સ્વાભાવિકધર્મ રૂ. ૦–૩–૦, સુબોધકલ્પલતા રૂ. ૦–૯–૦, સદુપદેશદિવાકર પ્રથમ કિરણ રૂ. ૦–૧૨–૦, સદુપદેશદિવાકર દ્વિતીય કિરણ રૂ. ૦–૧૨–૦, સદુપદેશદિવાકર તૃતીય કિરણ રૂ. ૦–૧૨–૦, સદુપદેશદિવાકર ચતુર્થ કિરણ રૂ. ૧–૨–૦, સદુપદેશદિવાકર પંચમ કિરણ રૂ. ૦–૧૩–૦, ઉપદેશગ્રંથાવલિના અંક ૧ થી ૧૦ રૂ. ૦–૧૦–૬, ઉપદેશગ્રંથાવલિના અંક ૧૧ થી ૨૫ રૂ. ૦–૮–૦, ઉપદેશગ્રંથાવલિના અંક ૨૬ થી ૩૫ રૂ. ૦–૮–૦, ઉપદેશગ્રંથાવલિના અંક ૩૬ થી ૫૮ રૂ. ૧–૨–૦, યોગપ્રભાકર રૂ. ૦–૪–૦, પ્રશ્નોત્તરરૂપે વિવિધ ઉપદેશ રૂ. ૦–૫–૬, ગીતાદિ પંચરત્ન સટીક રૂ. ૧–૮–૦, રાસપંચાધ્યાયી ભક્તિપક્ષની તથા જ્ઞાનપક્ષની વિસ્તૃત ટીકાસહિત રૂ. ૦–૫–૬, પ્રણવપદ્ રૂ. ૦–૩–૦, પ્રણવવિસ્તાર પદ્ રૂ. ૦–૨–૦, નાથકાવ્ય રૂ. ૦–૫–૦, નાથકાવ્ય ભાગ ૨ જો રૂ. ૦–૧૪–૦, સદુપદેશમાળા પ્રથમ ભાગ રૂ. ૦–૩–૬, પત્રકલ્પમંજરી રૂ. ૦–૩–૦, વિનોદમાળા રૂ. ૦–૫–૦, દુરાચારગિરિવજ્ર રૂ. ૦–૪–૦, રુદ્રસૂક્ત, પુરુષસૂક્ત ને ઈશાવાસ્યાદિ સટીક રૂ. ૦–૪–૦, શ્રીસૂક્ત સટીક રૂ. ૦–૦–૯, વૈરાગ્યસુધાકર રૂ. ૦–૧–૬, ભક્તિસુધા રૂ. ૦–૦–૬, શ્રીયજુર્વેદીય આહ્નિકપ્રકાશ રૂ. ૦–૮–૦, શ્રીસનાતનધર્મનું નિરૂપણ રૂ. ૦–૧–૦, સુવિચારચંદ્રિકા રૂ. ૦–૫–૦, મહામંત્રમાલિકા રૂ. ૦–૩–૦, શ્રીશંકરાચાર્યનાં અષ્ટાદશરત્નો સટીક રૂ. ૧–૮–૦, વિવેકભાસ્કર પ્રથમ રશ્મિ રૂ. ૦–૯–૦, વિવેકભાસ્કર દ્વિતીય રશ્મિ રૂ. ૦–૮–૦, બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિનાં વીશ સાધનો રૂ. ૦–૯–૦, આર્શાચવિવેક રૂ. ૦–૧–૦, શ્રીમદ્ભગવદ્ગીતા શ્રીરહસ્યદીપિકાટીકાસાથે રૂ. ૩–૮–૦, મુમુક્ષુપ્રતિ શ્રીઅંતર્યામીના આદેશો સટીક રૂ. ૦–૯–૦, વર્ણવિચાર રૂ. ૦–૧–૦ ભગવદ્ગીતાના મુખ્યોપદેશસંબંધી વિચાર રૂ. ૦–૨–૦.

ઉપરનાં પુસ્તકો મળવાનું ઠેકાણું:—**વ્યવસ્થાપક, આનંદાશ્રમ, બીલખા.**

કાઠિયાવાડ



ब्रह्मनिष्ठ महाराज श्रीनथुरामशर्मा

Aditya Press

ૐ

# અર્પણપત્રિકા

**પરમકૃપાળુ પૂજ્યપાદ સદ્‌ગુરુ શ્રીમન્ નાથશર્માની**
**પવિત્ર સેવામાં**

**મુ. પોરબંદર**

આપશ્રીએ કાઠિયાવાડ અને ગુજરાતમાં સનાતનધર્મ જે નાશ પામવાજેવો થઇ ગયો હતો તેને જાગ્રત્ કર્યો છે; ઉપાસના, યોગ અને જ્ઞાનના સંસ્કારો લુપ્તજેવા થયા હતા તેને ધરોધર જાગૃતિમાં લાવી સજીવન કર્યા છે.

વેદધર્મની વૃદ્ધિ થવામાટે આપશ્રીએ બીલખા આનંદાશ્રમમાં પાઠશાળા સ્થાપી છે, અને પોરબંદર પાઠશાળાના વિદ્યાર્થીઓના ભવનમાં માસિક અમુક રકમ આપી આપશ્રી આશ્રય આપો છો.

મારી જાતને માટે પણ આપશ્રીએ મારી યૌવનાવસ્થામાં મારી બાંહ્ય પકડી વિષમય સંસારમાં મારી જીંદગી સુધારી મને સન્માર્ગ-પ્રત્યે દોર્યો, ને આજપર્યંત મારી રક્ષા કરી, હજી પણ રક્ષા ચાલુ છે, અને મારી જીંદગીપર્યંત એમજ રક્ષા કરવા કૃપા રહેશે.

આપશ્રીની મારા પ્રત્યેની અતિ ઔદાર્ય અને પ્રેમભરી લાગણીઓ-નો બદલો હું કઇ સેવાથી વાળી શકું? ધનથી તથા વાણીથી બદલો વળી શકે તેમ નથી. જેથી એટલીજ વિનતિ કરું છું કેઃ— પરમકૃપાળુ પરમાત્મા મારી સદાય એવી બુદ્ધિ રાખો કે હું આપશ્રી-ના શરણથી વેગળો ન થાઉં.

આપશ્રીના ગુણગાન કરવા વાણી અશક્ત છે જેથી મૌનભાવે આ લઘુ ગ્રંથ પોરબંદર વેદશાળાતરફથી આપશ્રીને અર્પણ કરું છું, અને વેદશાળાની ઉન્નતિની આશિષ આપશ્રી હૃદયની ઉર્મિથી આપી આ અર્પણપત્રિકા સ્વીકારવા કૃપા કરશો એવી પ્રાર્થના છે.

આ ગ્રંથ તૈયાર કરવામાં પણ આપશ્રીએજ શ્રમ લીધો છે તે માટે પણ માફી માગું છું.

**પોરબંદર**
સંવત્ ૧૯૮૭ ના
અધિક આષાઢ વદિ ૬
તા. ૬–૭–૩૧
ચંદ્રવાર

વિનતિ
પોરબંદર વેદશાળા તથા શેઠ રામદાસ
મોરારદાસ પાઠશાળાતરફથી વ્યવસ્થાપક
**ગોવિંદજી ડાહ્યાભાઇ વકીલના**
સાષ્ટાંગ દંડવત્પ્રણામ અંગીકાર થશે.

ॐ

# પ્રસ્તાવના

શ્રીમદ્ભગવદ્ગીતાનો અભ્યાસ કરનાર વિદ્યાર્થીઓના અભ્યાસમાટે તથા થોડું સંસ્કૃત જાણનારા ગીતાભ્યાસી મનુષ્યોના અભ્યાસમાટે શ્રીમદ્-ભગવદ્ગીતાની આ અન્વયાર્થદીપિકાટીકા એક જિજ્ઞાસુ ગૃહસ્થની પ્રાર્થનાપરથી નિર્માણ કરવામાં આવી છે.

પ્રત્યેક શ્લોકના ઉપર અન્વયના આંકડા મૂકવામાં આવ્યા છે, ને તે પ્રમાણે નીચે શ્લોકનો શબ્દાર્થ આપવામાં આવ્યો છે. અન્વયના અંક-ઉપરથી અભ્યાસી પ્રત્યેક શ્લોકનાં પદો પૃથક્ કરી શકશે.

શબ્દાર્થમાં જે શબ્દ કે શબ્દો આવા ( ) દ્વિકપાલચિહ્નમાં મૂકયા છે તે પૂર્વશબ્દના પર્યાયરૂપ કે સ્પષ્ટીકરણરૂપ છે, અને જે શબ્દ કે શબ્દો આવા [ ] ચતુષ્કોણચિહ્નમાં મૂકયા છે તે અર્થની સ્પષ્ટતા થવામાટે મૂકયા છે.

આ ટીકાપરથી બુદ્ધિશાલી વિદ્યાર્થી પોતાની મેળે કે પોતાના શિક્ષકના સાધારણ સાહાય્યથી ગીતાજીના શ્લોકોનો અન્વય ને અર્થ જાણવા સમર્થ થઈ શકશે. ॐ





# ॥ श्रीमद्भगवद्गीता

श्रीगंतान्वयार्थदीपिकाटीकासहित ॥

## ॐ श्रीगणेशाय नमः ॥ श्रीसद्गुरवे नमः ॥

ॐ। अस्य श्रीमद्भगवद्गीतामालामंत्रस्य भगवान्वेदव्यास ऋषिः। अनुष्टुप्छंदः। श्रीकृष्णः परमात्मा देवता। अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्च भाषस इति बीजम्। सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रजेति शक्तिः। अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुच इति कीलकम् ॥

अथ करन्यासः ॥ नैनं छिंदंति शस्त्राणि नैनं दहति पावक इत्यंगुष्ठाभ्यां नमः। न चैनं क्लेदयंत्यापो न शोषयति मारुत इति तर्जनीभ्यां नमः। अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव चेति मध्यमाभ्यां नमः। नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातन इत्यनामिकाभ्यां नमः। पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रश इति कनिष्ठिकाभ्यां नमः। नानाविधानि दिव्यानि नानावर्णाकृतीनि चेति करतलकरपृष्ठाभ्यां नमः ॥ इति करन्यासः ॥

अथ हृदयादिन्यासः ॥ नैनं छिंदंति शस्त्राणि नैनं दहति पावक इति हृदयाय नमः। न चैनं क्लेदयंत्यापो न शोषयति मारुत इति शिरसे स्वाहा। अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव चेति शिखायै वषट्। नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातन इति कवचाय हुम्। पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रश इति

नेत्रत्रयाय वौषट् । नानाविधानि दिव्यानि नानावर्णाकृतीनि चेति अस्त्राय फट् ॥ इति हृदयादिन्यासः ॥

## श्रीकृष्णप्रीत्यर्थे पाठे विनियोगः ॥

**વિવેચનઃ**—બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિમાં પ્રતિબંધ કરનાર સર્વ વિઘ્નોને હરનાર હોવાથી સર્વ મંગલકાર્યના આરંભમાં સ્મરણ કરવાયોગ્ય સગુણબ્રહ્મરૂપ **શ્રીગણેશને** સવિનય સપ્રેમ નમસ્કાર. બ્રહ્મોપદેશવડે આ દુઃખપૂર્ણ સંસાર-સાગરમાંથી તારનારા **શ્રીસદ્‌ગુરુપરમાત્માને** બહુ માનપૂર્વક સવિનય નમસ્કાર. પ્રત્યેક મંત્રને બહુધા ઋષિ, છંદ, દેવતા, બીજ, શક્તિ ને કીલક આ છ હોય છે. આ ભગવદ્‌ગીતારૂપ મંત્રના જે ઋષિ આદિ છે તેમનું અહીં નિરૂપણ કરાય છે:—ૐ એ સગુણબ્રહ્મનું તથા નિર્ગુણબ્રહ્મનું નામ છે. તે ૐ અત્યંત મંગલરૂપ હોવાથી તેનું પ્રથમ ઉચ્ચારણ છે. આ ભગવદ્‌ગીતારૂપ માલાના મણકારૂપ મંત્રોના[1] ઋષિ એટલે દ્રષ્ટા–શ્રીકૃષ્ણભગવાનનાં વચનોનો સંગ્રહ કરનારા–વેદવ્યાસ (વેદના ચાર વિભાગ કરનારા બાદરાયણ) છે. આ ગ્રંથમાં ઘણા છંદો અનુષ્ટુપ્ છે. શ્રીકૃષ્ણપરમાત્મા આ ગીતારૂપ મંત્રના પ્રતિપાદ્ય દેવ છે. " નહિ શોક કરવાયોગ્યનો તમે શોક કરો છો, અને પંડિતોએ નહિ બોલવાયોગ્ય એવાં વચનોને તમે બોલો છો," એ બીજા અધ્યાયના અગિયારમા શ્લોકરૂપ મંત્રનો અર્ધભાગ આ શ્રીમદ્‌ભગવદ્‌-ગીતારૂપ મંત્રનું બીજ એટલે મોહશોકયુક્ત અર્જુનપ્રતિ આ ગ્રંથનો ઉપદેશ કર્યો તેના આરંભનું વચન છે. " સર્વ ધર્મનો પરિત્યાગ કરીને તમે એક મારુંજ શરણ ગ્રહણ કરો," એ અઢારમા અધ્યાયના ૬૬ મા

---

૧ સત્ય ને અજ્ઞાત વસ્તુનો બોધ કરનારાં આપ્તપુરુષનાં વચનો મંત્ર કહેવાય છે. પરમાત્મા ભ્રાંતિ, પ્રમાદ, ઠગવાની ઇચ્છા ને બુદ્ધિ તથા ઇંદ્રિયો-ના શિથિલપણાથી રહિત છે તેથી તેઓ આપ્ત મનાય છે. તેમણે લોક-હિતાર્થે ઋગ્વેદ, યજુર્વેદ ને સામવેદાદિને પ્રકટ કર્યા છે. એ વેદોમાં જે ઋચાઓ, યજુષાઓ ને સામો છે તે વૈદિકમંત્રો કહેવાય છે. તે મંત્રોથી ભિન્ન પુરાણાદિમાંના જે મંત્રો છે તે તાંત્રિકમંત્રો કહેવાય છે. શ્રીમદ્‌ભગવદ્‌-ગીતા તાંત્રિકમંત્રરૂપ છે. શ્રીકૃષ્ણભગવાન્ આપ્ત હોવાથી તેમનાં કર્મ, ઉપાસના ને જ્ઞાનરૂપ સત્ય ને અજ્ઞાત વિષયનાં બોધકવચનોરૂપ શ્રીમદ્‌ભગવદ્‌-ગીતા મંત્રરૂપ ગણાય છે.

શ્લોકનો પ્રથમનો અર્ધભાગ આ ગીતારૂપ મંત્રની શક્તિ એટલે શોકમોહની નિવૃત્તિરૂપ ફલ મેળવવાનું બલ છે. "હું તમને સર્વપાપોથી મુક્ત કરીશ, તમે શોક ન કરો," એ ઉપર કહેલા શ્લોકનો પછીનો અર્ધભાગ આ શ્રીગીતાજીરૂપ મંત્રનું કીલક (ખીલો-ચિત્તવૃત્તિને સુદૃઢ સ્થાપન કરવાનું સ્થાન) છે. મંત્રની મનમાં સ્થિરતા કરવામાટે આ કીલકની આવશ્યકતા છે. ઉપરનું વચન અર્જુનરૂપ મોક્ષસાધકના ચિત્તને હું ભગવાનની આજ્ઞા-પ્રમાણે વર્તવાથી સર્વપાપથી મોકળો થઇશ એવા નિશ્ચયમાં સ્થિર કરનાર હોવાથી ખીલારૂપ કહ્યું છે. પુરુષ જ્યારે સર્વપાપથી મોકળો થાય ત્યારે તે ચિત્તની શુદ્ધિ ને એકાગ્રતાવડે બ્રહ્માનુભવદ્વારા મોક્ષ મેળવી કૃતાર્થ થાય છે, માટે પ્રત્યેક સાધકે મારા હિતોપદેષ્ટા સદ્‌ગુરુ મને સર્વપાપોથી અવશ્ય મોકળો કરશે એવો દૃઢ નિશ્ચય રાખવાની અત્યંત અગત્ય છે.

મંત્રમાં પ્રતિપાદન કરેલા દેવનું શરીરની પવિત્રતા કરવામાટે શરીરના અવયવોમાં સ્થાપન કરવું તે **ન્યાસ** કહેવાય છે. દેવ થઇને દેવનું પૂજન કરવું, પણ દેવ થયાવિના દેવનું પૂજન કરવું નહિ, એવી શાસ્ત્રની આજ્ઞા છે, તેથી ઋષિ, છંદ ને દેવતા આદિનું સ્મરણ કર્યાપછી મંત્રજપ કરનારે પોતાનું શરીર મંત્રમાં પ્રતિપાદન કરેલા દેવરૂપ કરવામાટે મંત્રના અતિ-અગત્યના ભાગવડે શરીરના મુખ્યભાગોને તે દેવની ભાવનાસહિત વિધિવત્ સ્પર્શ કરવો પડે છે. તેમાં પ્રથમ હાથને દેવરૂપ કર્યાવિના હૃદયાદિ ન્યાસ થઇ શકે નહિ માટે પ્રથમ કરન્યાસ કરવા પડે છે. તે કરન્યાસવડે બંને હાથનાં આંગળાં, હથેળીઓ તથા તેમની નીચેના ભાગો મંત્રમાં પ્રતિપાદન કરેલા દેવરૂપ કરવામાં આવે છે. કરન્યાસ કર્યાપછી હૃદયાદિ ન્યાસ કરવામાં આવે છે. હૃદયાદિ ન્યાસમાં શરીરનાં મુખ્ય એટલે હૃદય, મસ્તક, શિખા, બે બાહુમૂલ ને બે ભમરની વચ્ચે રહેલા જ્ઞાનનેત્રસહિત ત્રણ નેત્રો એ અંગોમાં અમુક ભાવનાસહિત અમુક રીતે સ્પર્શ કરવાનો છે; તથા શરીરની આસપાસના અવકાશમાંથી મલિનસત્ત્વો અમુક પ્રકારની ક્રિયા તથા ભાવના-વડે નિવૃત્ત કરવાનાં છે. એ સર્વનું વિશેષ સ્વરૂપ કરન્યાસ તથા હૃદયાદિ ન્યાસનું વિધાન વાંચવાથી જણાશે.

હવે **કરન્યાસ**નો આરંભ કરાય છે:-" આ આત્માને શસ્ત્રો છેદી શકતાં નથી, અને અગ્નિ બાળી શકતો નથી," આ બીજા અધ્યાયના ત્રેવીશમા શ્લોકના પૂર્વાર્ધનું ઉચ્ચારણ કરી બંને અંગૂઠાપાસેની બંને આંગળીઓનાં અગ્રો બંને અંગૂઠાઓનાં અગ્રોને અડાડી, મસ્તક નમાવી,

બંને અંગૂઠામાં રહેલા આત્માને, અંગૂઠાઓને નમસ્કાર એમ બોલી અભેદભાવે નમસ્કાર કરવો. "વળી જલ આ આત્માને ભીંજવી શકતું નથી, તથા પવન આ આત્માને સૂકવી શકતો નથી," આ બીજા અધ્યાયના ત્રેવીશમા શ્લોકના ઉત્તરાર્ધનું ઉચ્ચારણ કરી, બંને અંગૂઠાના છેડા અંગૂઠાઓપાસેની બંને આંગળીઓના છેડાને અડાડી, માથું નમાવી, બંને તર્જનીઓમાં (અંગૂઠાપાસેની આંગળીઓમાં) રહેલા આત્માને, તર્જનીઓને નમસ્કાર એમ બોલી અભેદભાવે નમસ્કાર કરવો. "આ આત્મા છેદી ન શકાય એવો, બાળી ન શકાય એવો, ભીંજવી ન શકાય એવો ને સૂકવી ન શકાય એવો છે," આ બીજા અધ્યાયના ચોવીશમા શ્લોકના પૂર્વાર્ધનું ઉચ્ચારણ કરી, બંને અંગૂઠાઓનાં અગ્રો બંને વચલી આંગળીઓનાં અગ્રોને અડાડી, માથું નમાવી, બંને મધ્યમાઓમાં રહેલા આત્માને, મધ્યમાઓને નમસ્કાર એમ બોલી અભેદભાવે નમસ્કાર કરવો. "આ આત્મા નિત્ય, સર્વવ્યાપી, નિર્વિકારી, ક્રિયારહિત અને આદિરહિત છે," આ બીજા અધ્યાયના ચોવીશમા શ્લોકના ઉત્તરાર્ધનું ઉચ્ચારણ કરી, બંને અંગૂઠાઓનાં અગ્રો બંને અનામિકાઓનાં (ટચલી આંગળીઓની પાસેની આંગળીઓનાં) અગ્રોને અડાડી, માથું નમાવી, બંને અનામિકાઓમાં રહેલા આત્માને, અનામિકાઓને નમસ્કાર એમ બોલી અભેદભાવે નમસ્કાર કરવો. "હે પાર્થ! તમે મારાં સેંકડો અને સહસ્રો રૂપોને જુઓ," આ અગિયારમા અધ્યાયના પાંચમા શ્લોકના પૂર્વાર્ધનું ઉચ્ચારણ કરી, બંને અંગૂઠાઓનાં અગ્રો બંને ટચલી આંગળીઓનાં અગ્રોને અડાડી, માથું નમાવી, બંને ટચલી આંગળીઓમાં રહેલા આત્માને, ટચલી આંગળીઓને નમસ્કાર એમ બોલી અભેદભાવે નમસ્કાર કરવો. "તે મારાં રૂપો ઘણા પ્રકારનાં આદિત્યાદિ દિવ્ય અને અનેક વર્ણ તથા આકૃતિવાળાં છે," આ અગિયારમા અધ્યાયના પાંચમા શ્લોકના ઉત્તરાર્ધનું ઉચ્ચારણ કરી, જમણા હાથની હથેળીને ડાબા હાથની હથેળીની નીચેના ભાગ અડાડી, પુનઃ જમણા હાથની હથેળીની નીચેના ભાગને ડાબા હાથની હથેળી અડાડી, માથું નમાવી, બંને હાથની હથેળી તથા તેમની નીચેના ભાગમાં રહેલા આત્માને, કરતલોને તથા કરપૃષ્ઠોને નમસ્કાર એમ બોલી અભેદભાવે નમસ્કાર કરવો. એ પ્રમાણે **કરન્યાસ** પૂરા થયા.

હવે **હૃદય આદિના ન્યાસ**નો આરંભ કરાય છેઃ–"આ આત્માને શસ્ત્રો છેદી શકતાં નથી, અને અગ્નિ બાળી શકતો નથી," આ મંત્ર બોલી,

જમણા હાથનાં પાંચે આંગળાઓનો ગુચ્છ હૃદયમાં અડાડી, હૃદયમાં રહેલા આત્માને, હૃદયને નમસ્કાર એમ બોલી માથું નમાવી અભેદભાવે નમસ્કાર કરવો. "વળી આ આત્માને પાણી પલાળી શકતું નથી, તથા વાયુ સૂકવી શકતો નથી," આ મંત્ર બોલી, જમણા હાથનાં પાંચે ભેળાં કરેલાં આંગળાં-ના છેડાઓ તાળવાપર અડાડી, ત્યાં રહેલા આત્મામાં, શિરને સ્વાહા એમ બોલી દેહાદિમાં રહેલી હુંપણાની વૃત્તિ હોમ્યાની ભાવના કરવી. "આ આત્મા છેદી ન શકાય એવો, બાળી ન શકાય એવો, પલાળી ન શકાય એવો, અને સૂકવી ન શકાય એવો છે," આ મંત્ર બોલી જમણા હાથનાં પાંચે ભેગાં કરેલાં આંગળાંઓના છેડાઓ અગ્નિની શિખાસમાન પોતાના મસ્તકપરની શિખાપર અડાડી, ત્યાં રહેલા આત્મામાં શિખાને વષટ્ એમ બોલી ચિત્તમાંના રાગદ્વેષની આહુતિ આપ્યાની ભાવના કરવી. "આ આત્મા નિત્ય, સર્વવ્યાપક, અવિકારી, ક્રિયારહિત ને અનાદિ છે," આ મંત્ર બોલી, જમણા હાથનાં પાંચે આંગળાંઓના તથા ડાબા હાથનાં પાંચે આંગળાંઓના છેડા અનુક્રમે ડાબા હાથના તથા જમણા હાથના મૂલપર સવળા અડાડી, ત્યાં રહેલા આત્મામાં, સર્વપ્રકારના સંપૂર્ણ રક્ષણમાટે "કવચને હુમ્" એમ બોલી, કવચ-બખ્તર-ની ભાવના કરવી. "હે અર્જુન! મારાં સેંકડો ને સહસ્રો રૂપોને જુઓ," આ મંત્ર બોલી, જમણા હાથનાં ભેળાં કરેલાં પાંચે આંગળાંઓના છેડાઓ જમણા નેત્રને ડાબા નેત્રને તથા બે ભમરની વચ્ચે રહેલા જ્ઞાનરૂપ ગુપ્ત ત્રીજા નેત્રને, ક્રમપૂર્વક અડાડી, ત્યાં રહેલા આત્મામાં, "ત્રણ નેત્રને વૌષટ્" એમ બોલી સર્વ દશ્યપ્રપંચની આહુતિ આપ્યાની ભાવના કરવી. "તે મારાં રૂપો ઘણા પ્રકારનાં, દિવ્ય તથા અનેક રંગ ને આકારવાળાં છે," આ મંત્ર બોલી, જમણો હાથ માથાની આસ-પાસ પ્રદક્ષિણાથી ઊલટી રીતે ફેરવી, "અસ્ત્રને ફટ્" એમ બોલી, તે હાથની તર્જની તથા મધ્યમાવડે ડાબા હાથની હથેળીમાં ટાપલી મારી, આંતરશત્રુ-ઓનું પોષણ કરનારાં શરીરની આસપાસના આકાશમાં રહેલાં મલિનસત્ત્વોને દૂર કર્યાની ભાવના કરવી. એવી રીતે **હૃદય આદિના ન્યાસ** પૂરા થયા.

શ્રીકૃષ્ણભગવાનની પ્રસન્નતામાટે (તેમની કૃપાવડે પોતાના અજ્ઞાનની નિવૃત્તિ થવામાટે) પાઠ કરવામાં ગીતાશાસ્ત્રનો ઉપયોગ છે. તે પાઠ શ્રદ્ધાપુરઃસર, પ્રીતિથી, આદરથી, પવિત્ર મનથી, શુદ્ધ ઉચ્ચારથી અને અર્થાદિના જ્ઞાનપૂર્વક થાય તોજ તેનું વાસ્તવિક ફલ થાય છે, અન્યથા તેનું યોગ્ય ફલ ન થાય તે દેખીતુંજ છે.

## ॥ अथ ध्यानम् ॥

ॐ पार्थाय प्रतिबोधितां भगवता नारायणेन स्वयं,
व्यासेन ग्रथितां पुराणमुनिना मध्ये महाभारतम् ।
अद्वैतामृतवर्षिणीं भगवतीमष्टादशाध्यायिनी-
मंब त्वामनुसंदधामि भगवद्गीते भवद्वेषिणीम् ॥ १ ॥

**શબ્દાર્થઃ**—ભગવાન્ **નારાયણે** પોતે અર્જુનને કહેલા [એવાં,] **મહાભારતના** મધ્યમાં પ્રાચીનમુનિ **વ્યાસે** ગુંથેલ [એવાં,] "એકજ અદ્વિતીય બ્રહ્મ છે" એવા અદ્વૈતરૂપ અમૃતને વર્ષનારાં, અઢાર અધ્યાયવાળાં, સંસારનો દ્વેષ કરનારાં,—જન્મમરણરૂપ સંસારની નિવૃત્તિ કરનારાં, [ને] ભગવાનની શક્તિરૂપ [એવાં] હે મા! હે ભગવદ્ગીતે! (ભગવાને કહેલાં!) [હું] તમારું ધ્યાન કરું છું. ૧

नमोऽस्तु ते व्यास विशालबुद्धे, फुल्लारविंदायतपत्रनेत्र ।
येन त्वया भारततैलपूर्णः, प्रज्वालितो ज्ञानमयः प्रदीपः ॥२॥

**શ૦ઃ**—વિશાલબુદ્ધિવાળા [તથા] ફૂલેલા કમલની લાંબી પાંખડીના જેવાં નેત્રવાળા હે **વ્યાસજી**! આપને નમસ્કાર હો, [કે] જે આપે [વર્ણાશ્રમના ધર્મના નિરૂપણરૂપ] તેલથી પૂર્ણ **મહાભારતરૂપ** [પાત્રમાં આ ભગવદ્ગીતારૂપ] જ્ઞાનમય દીવો પ્રકટ્યો છે. ૨

प्रपन्नपारिजाताय, तोत्रवेत्रैकपाणये ।
ज्ञानमुद्राय कृष्णाय, गीतामृतदुहे नमः ॥ ३ ॥

**શ૦ઃ**—શરણાગતને કલ્પવૃક્ષતુલ્ય, જેના એક હાથમાં [રથના અશ્વોને હાંકવાની] નેતરની લાકડી છે એવા, જ્ઞાનની મૂર્તિરૂપ [તથા ઉપનિષદોરૂપ ગાયોમાંથી] **ગીતા**રૂપ અમૃતને દોનારા એવા **શ્રીકૃષ્ણને** [મારા પ્રેમપૂર્વક] નમસ્કાર [હો.] ૩

सर्वोपनिषदो गावो, दोग्धा गोपालनंदनः ।
पार्थो वत्सः सुधीर्भोक्ता, दुग्धं गीतामृतं महत् ॥४॥

**શ૦:**—સર્વે ઉપનિષદો ગાયો [ છે, નંદનામના ] ગોવાળના પુત્ર (**શ્રીકૃષ્ણ**) દોનાર [છે,] બુદ્ધિમાન્ અર્જુન વાછડો [ તથા દૂધનો ] ભોક્તા [છે, ને ] શ્રેષ્ઠ **ગી**તારૂપી અમૃત દૂધ [છે.] ૪

वसुदेवसुतं देवं, कंसचाणूरमर्दनम् ।
देवकीपरमानंदं, कृष्णं वंदे जगद्गुरुम् ॥ ५ ॥

**શ૦:**—**વ**સુદેવના પુત્ર, પ્રકાશવાન્, કંસ અને **ચા**ણૂરનામના દૈત્યને મારનાર, દેવકીને પરમ આનન્દ આપનાર [તથા] જગત્‌ના ( દૈવી જીવોના) ગુરુ [એવા] **શ્રીકૃ**ષ્ણને [હું] નમું છું. ૫

भीष्मद्रोणतटा जयद्रथजला गांधारनीलोपला,
शल्यग्राहवती कृपेण वहनी कर्णेन वेलाकुला ।
अश्वत्थामविकर्णघोरमकरा दुर्योधनावर्तिनी,
सोत्तीर्णा खलु पांडवै रणनदी कैवर्तकः केशवः ॥६॥

**શ૦**—**ભી**ષ્મ અને **દ્રો**ણરૂપી કાંઠાવાળી, **જયદ્રથ**રૂપ પાણીવાળી, ગાંધારરૂપી (**શ**કુનિરૂપી) નીલરંગની શિલાવાળી, **શ**લ્યરૂપી ઝૂડવાળી, **કૃ**પાચાર્યરૂપ પ્રવાહવાળી, **ક**ર્ણરૂપી પૂરથી વ્યાકુલ, **અ**શ્વત્થામા તથા **વિ**કર્ણ એ રૂપી ભયંકર મગરવાળી, [ને] **દુ**ર્યોધનરૂપી વમળવાળી તે યુદ્ધરૂપી નદી **પાં**ડવોએ અનાયાસે ઊતરાણી, [ કેમકે તેમના ] નાવિક **ભ**ગવાન્ [ હતા. ] ૬

पाराशर्यवचःसरोजममलं गीतार्थगंधोत्कटं,
नानाख्यानककेसरं हरिकथासंबोधनाबोधितम् ।
लोके सज्जनषट्पदैरहरहः पेपीयमानं मुदा,
भूयाद्भारतपंकजं कलिमलप्रध्वंसि नः श्रेयसे ॥ ७ ॥

શ૦:—શ્રીવ્યાસભગવાનની વાણીરૂપ સરોવરમાંથીઉ પજેલું, નિર્મલ, ગીતાના અર્થરૂપ તીવ્ર સુગંધવાળું, અનેક આખ્યાનરૂપી કેસરાંવાળું, ભગવાનની કથાના ઉપદેશરૂપ પ્રફુલ્લિતપણાવાળું, જગતમાં સજ્જનરૂપ ભમરાઓએ નિત્ય નિત્ય આનન્દથી પીવાયોગ્ય [ને] કલિયુગના મેલનો અત્યંત નાશ કરનાર મહાભારતરૂપ કમલ અમારું કલ્યાણ કરનાર થાઓ. ૭

२ ४ ३ ५ ७ ६
मूकं करोति वाचालं, पंगुं लंघयते गिरिम् ।
१ ८ १० ११ ९
यत्कृपा तमहं वंदे परमानंदमाधवम् ॥ ८ ॥

શ૦:—જેમની કૃપા મુંગાને શ્રેષ્ઠ વક્તા કરે છે, [ને] લુલાને પર્વત ઓળંગાવે છે, તે પરમાનન્દરૂપ માધવને હું નમું છું. ૮

४ १ ५ २ ३
यं ब्रह्मावरुणेंद्ररुद्रमरुतः स्तुन्वंति दिव्यैः स्तवैर्,
८ ७ १० ९ ६
वेदैः सांगपदक्रमोपनिषदैर्गायंति यं सामगाः ।
११ १२ १५ १४ १३
ध्यानावस्थिततद्गतेन मनसा पश्यंति यं योगिनो,
१७ १८ १९ २० १६ २२ २१ २३
यस्यांतं न विदुः सुरासुरगणा देवाय तस्मै नमः ॥ ९ ॥

॥ इति ध्यानम् ॥

શબ્દાર્થઃ—બ્રહ્મા, વરુણ, ઇંદ્ર, રુદ્ર અને મરુત્‌ગણો દિવ્ય સ્તોત્રોથી જેમની સ્તુતિ કરે છે, સામવેદનું ગાન કરનારા [મુનિઓ] અંગ, પદ, ક્રમ અને ઉપનિષદોસહિત વેદોથી જેમનું ગાન કરે છે, ધ્યાનથી સ્થિર થયેલા અને તેમાંજ (પરમાત્મામાંજ) રહેલા મનથી યોગીઓ જેમને અનુભવે છે, [અને] દેવતાના તથા દૈત્યના સમૂહો જેમના અંતને નથી જાણતા તે દેવને [મારા] નમસ્કાર [હો.] ૯

**એ પ્રમાણે ઋષિ આદિની, કરન્યાસની, હૃદયાદિ ન્યાસની અને શ્રીગીતાજીના ધ્યાનની અન્વયાર્થદીપકાનામની ગુજરાતી ટીકા પૂરી થઇ.**



॥ श्रीअन्वयार्थदीपिकाटीकासहिता

# श्रीमद्भगवद्गीता ॥

## મંગલાચરણ અને ટીકાના આરંભની પ્રતિજ્ઞા

૧૦ ૧ ૨ ૩ ૮ ૪ ૫
यन्मायारहितं शुद्धमक्षरं चाव्ययं परम् ।
૬ ૭ ૧૨ ૧૩ ૧૧ ૯
सत्यं ज्ञानसुखानन्तं, तदहं ब्रह्म निर्भयम् ॥ १ ॥
૧ ૨ ૩ ૫ ૪
यस्य कृपाकटाक्षेण, मूढस्त्यजति मूढताम् ।
૧૦ ૯ ૮ ૬ ૭
पातु वः सद्गुरुः शान्तस्तापत्रयविनाशकः ॥ २ ॥
૧ ૪ ૨ ૩
श्रीगुरुचरणद्वंद्वं, प्रणिपत्य पुनः पुनः ।
૫ ૬ ૮ ૭
प्रायः प्रतिशब्दं कुर्वे, गीतान्वयार्थदीपिकाम् ॥ ३ ॥

**ભાવાર્થઃ**—માયારહિત, શુદ્ધ, અવિનાશી, અવિકારી, માયા ને માયાનાં કાર્યોથી સૂક્ષ્મ ને વ્યાપક, નિત્ય, અલુપ્તપ્રકાશ, આનંદરૂપ, દેશ કાલ ને વસ્તુના પરિચ્છેદથી રહિત તથા ભયરહિત જે બ્રહ્મ છે તે બ્રહ્મ હું છું. ૧

જેના કૃપાકટાક્ષવડે અજ્ઞાની પોતાની મૂઢતાને ત્યજે છે તે શાંતમનવાળા તથા ત્રણ પ્રકારના તાપને અત્યંત નિવૃત્ત કરનારા શ્રીસદ્‌ગુરુ તમારું અજ્ઞાનથી ને તેનાં શોકમોહાદિ કાર્યોથી રક્ષણ કરો. ૨

શ્રીસદ્‌ગુરુનાં બન્ને ચરણકમલને શ્રદ્ધાભક્તિથી પુનઃ પુનઃ નમસ્કાર કરીને બહુધા પ્રત્યેક શબ્દસંબંધી ગીતાની અન્વયાર્થદીપિકાનામની ગુજરાતીભાષાની ટીકા લખાય છે. ૩

# અધ્યાય ૧ લો.

## અર્જુનવિષાદ.

---

પાંડુના પુત્રો મહાબલવાન્ છે, અને તેમને **શ્રીકૃષ્ણજેવા** નિરતિશય બલવાન્ સાહાય્યક છે, તેથી તેઓ પોતાના દુર્યોધનાદિ પુત્રોને રાજ્યથી ભ્રષ્ટ કરશે કે શું ? એમ વિચારી ભય પામી પોતાના પુત્રોના જયને ઇચ્છનાર ધૃતરાષ્ટ્રરાજા પોતાના હિતોપદેષ્ટા ભાટ **સંજયને** આ પ્રમાણે પૂછતા હવા:—

## धृतराष्ट्र उवाच ॥

૨ ૩ ૪ ૫
**धर्मक्षेत्रे कुरुक्षेत्रे, समवेता युयुत्सवः ।**
૬ ૮ ૭ ૧૦ ૧૧ ૧
**मामकाः पांडवाश्चैव, किमकुर्वत संजय ॥ १ ॥**

**શબ્દાર્થઃ—ધૃતરાષ્ટ્ર** બોલ્યાઃ—"હે **સંજય**! ધર્મસ્થલરૂપ કુરુક્ષેત્રમાં એકઠા થયેલા [ ને ] યુદ્ધ કરવાને ઇચ્છતા મારા [ દુર્યોધનાદિ પુત્રો ] અને વળી પાંડવો શું કરતા હવા ?" ૧

ધૃતરાષ્ટ્રનો એવી રીતનો પ્રશ્ન સાંભળી તેમને **સંજયે** નીચે પ્રમાણે ઉત્તર આપ્યું:—

## संजय उवाच ॥

૪ ૫ ૩ ૨ ૭ ૧
**दृष्ट्वा तु पांडवानीकं, व्यूढं दुर्योधनस्तदा ।**
૮ ૯ ૬ ૧૦ ૧૧
**आचार्यमुपसंगम्य, राजा वचनमब्रवीत् ॥ २ ॥**

**શ૦:—સંજય** બોલ્યાઃ—"તે સમયે વ્યૂહરચનામાં સ્થાપેલા **પાંડવોના** સૈન્યને જોઇનેજ રાજા **દુર્યોધન આચાર્યની—દ્રોણગુરુની—** પાસે જઇને [ આ પ્રમાણે ] વચન બોલ્યો. ૨

**દુર્યોધન પાંડવોની સેનાને જોવામાટે દ્રોણાચાર્યને કહે છેઃ-**

**पश्यैतां पांडुपुत्राणामाचार्य महतीं चमूम् ।**
**व्यूढां द्रुपदपुत्रेण, तव शिष्येण धीमता ॥ ३ ॥**

**શ૦:**—[દુર્યોધન બોલ્યોઃ-] હે આચાર્ય! **પાંડુના પુત્રોની** આ મોટી સેનાને [ આપ ] જુઓ. આપના બુદ્ધિમાન્ શિષ્ય **દ્રુપદના પુત્રે-ધૃષ્ટદ્યુમ્ને**-[ એ સેના ] વ્યૂહરચનામાં (શકટને આ-કારે ) ગોઠવેલી [છે. ] ૩

**પાંડુના પુત્રોની** સેનામાં માત્ર **ધૃષ્ટદ્યુમ્ન** એકજ નથી, પણ બીજા ઘણા શૂરવીર યોદ્ધાઓ છે એમ **દ્રોણાચાર્યપ્રતિ દુર્યોધન** નીચેના ત્રણ શ્લોકોવડે જણાવે છેઃ—

**अत्र शूरा महेष्वासा, भीमार्जुनसमा युधि ।**
**युयुधानो विराटश्च, द्रुपदश्च महारथः ॥ ४ ॥**

**શ૦:**—[ વળી ] એમાં શૂરા, મોટાં ધનુષ્ ધરનારા [ ને ] યુદ્ધમાં **ભીમ** ને **અર્જુનના** જેવા મહારથી **યુયુધાન** તથા **વિરાટ** અને **દ્રુપદ** [ છે. ] ૪

**धृष्टकेतुश्चेकितानः, काशिराजश्च वीर्यवान् ।**
**पुरुजित् कुंतिभोजश्च, शैब्यश्च नरपुंगवः ॥ ५ ॥**

**શ૦:**—અને મહાપરાક્રમી **ધૃષ્ટકેતુ, ચેકિતાન, કાશીનો** રાજા [ તથા ] પુરુષોમાં શ્રેષ્ઠ **પુરુજિત્** ને **કુંતિભોજ** તથા **શૈબ્ય.** ૫

**युधामन्युश्च विक्रांत, उत्तमौजाश्च वीर्यवान् ।**
**सौभद्रो द्रौपदेयाश्च, सर्व एव महारथाः ॥ ६ ॥**

**શ૦:**—અને મહાપરાક્રમી **યુધામન્યુ** તથા ઘણો બલવાન્

ઉત્તમૌજા અને સુભદ્રાનો પુત્ર-અભિમન્યુ-[ તથા ] દ્રૌપદીના પુત્રો [ એ ] બધા પણ મહારથીઓ [ છે. ] ૬

હવે દુર્યોધન પોતાની સેનામાંના શૂરવીરોનું વર્ણન કરે છેઃ-

૩ ૨ ૫ ૪ ૬ ૭ ૧
**अस्माकं तु विशिष्टा ये, तान्निबोध द्विजोत्तम ।**
१० ८ ९ १२ ११ १४ १३
**नायका मम सैन्यस्य, संज्ञार्थं तान्ब्रवीमि ते ॥७॥**

**શ૦:—**હે દ્વિજમાં શ્રેષ્ઠ !-આચાર્ય ! હવે આપણામાંના જે શ્રેષ્ઠ તેઓને સાંભળો. મારી સેનાના [ જે ] નાયકો [ છે ] તેઓનાં ( તેઓમાંના થોડાકનાં ) નામ બોલીને [ હું ] આપને કહું છું. ૭

१ ३ २ ५ ४ ८ ६ ७
**भवान्भीष्मश्च कर्णश्च, कृपश्च समितिंजयः ।**
९ ११ १० १५ १३ १४ १२
**अश्वत्थामा विकर्णश्च, सौमदत्तिस्तथैव च ॥ ८ ॥**

**શ૦:—**આપ, તથા ભીષ્મપિતામહ, અને કર્ણ, તથા યુદ્ધમાં જય મેળવનારા કૃપાચાર્ય, અશ્વત્થામા, અને વિકર્ણ, તથા તેવાજ સૌમદત્તિ-ભૂરિશ્રવા. ૮

१ २ ३ ४ ५ ६
**अन्ये च बहवः शूरा, मदर्थे त्यक्तजीविताः ।**
७ ८ ९
**नानाशस्त्रप्रहरणाः, सर्वे युद्धविशारदाः ॥ ९ ॥**

**શ૦:—**[વળી] બીજા પણ ઘણા શૂરવીરો મારામાટે જેમણે જીવવાની ઇચ્છા મૂકી દીધી છે એવા [ તથા ] અનેક જાતનાં શસ્ત્રોનો પ્રહાર કરવાનાં સાધનોવાળા [ છે. તે ] સર્વે યુદ્ધમાં અતિકુશલ [છે.] ૯

કદાચ દ્રોણાચાર્ય બંને સૈન્યનું સમાનપણું ધારે તો તેના નિવારણમાટે બીજા પ્રકારે દુર્યોધન પોતાના સૈન્યનું પ્રાબલ્ય જણાવે છેઃ—

૪ ૨ ૧ ૩ ૫
**अपर्याप्तं तदस्माकं, बलं भीष्माभिरक्षितम् ।**
૧૦ ૬ ૮ ૭ ૯ ૧૧
**पर्याप्तं त्विदमेतेषां, बलं भीमाभिरक्षितम् ॥ १० ॥**

**શ૦:**—આપણું તે સૈન્ય અનંત [ને] **ભી**ષ્મવડે રક્ષણ પામેલું [છે,] અને એઓનું (**પાં**ડવોનું) આ સૈન્ય ન્યૂન [અને] **ભી**મવડે રક્ષણ પામેલું [છે.] ૧૦

આ રીતે આપણું સૈન્ય પ્રબલ છે તોપણ આપણે સાવધાનતા રાખવી આવશ્યક છે માટે આજ્ઞારૂપે કિંવા ડરથી નહિ, પણ કર્તવ્ય સૂચવવા આપને કહું છું કે:—

૭ ૫ ૬ ૮ ૯
**अयनेषु च सर्वेषु, यथाभागमवस्थिताः ।**
૧૦ ૧૧ ૧૨ ૨ ૩ ૪ ૧
**भीष्ममेवाभिरक्षन्तु, भवन्तः सर्व एव हि ॥ ११ ॥**

**શ૦:**—તોપણ આપ બધાજ [વ્યૂહરચનામાં પેસવાના] સર્વ માર્ગોમાં પોતપોતાના યોગ્ય સ્થાનમાં રહ્યા છતા **ભી**ષ્મનુંજ ચારે બાજુથી રક્ષણ કરો. ૧૧

આવી રીતે **દુર્યો**ધનનો પોતાના પ્રતિ અતિભાવ જોઇ તેને હર્ષ ઉપજાવવા તથા પ્રતિપક્ષીને ભય ઉત્પન્ન કરવા **ભી**ષ્મપિતામહે સિંહનાદ કરીને શંખનો નાદ કર્યો એમ **સંજય ધૃ**તરાષ્ટ્રને કહે છે:—

૪ ૬ ૫ ૨ ૩
**तस्य संजनयन्हर्षं, कुरुवृद्धः पितामहः ।**
૭ ૮ ૯ ૧૦ ૧૧ ૧
**सिंहनादं विनद्योच्चैः, शंखं दध्मौ प्रतापवान् ॥ १२ ॥**

**શ૦:**—પ્રતાપી [તથા] કૌરવોમાં વૃદ્ધ એવા [**ભી**ષ્મ] પિતામહ તેને (**દુર્યો**ધનને) હર્ષ ઉપજાવવા સિંહના જેવો નાદ કરીને મોટે સાદે શંખ વગાડતા હવા. ૧૨

**ભી**ષ્મપિતામહનો આવી રીતનો ઉદ્યમ જોઇ પછી બીજા શૂરવીરોની જે પ્રવૃત્તિ થઇ તે **સંજય ધૃ**તરાષ્ટ્રને કહે છે:—

**ततः शंखाश्च भेर्यश्च, पणवानकगोमुखाः ।**
**सहसैवाभ्यहन्यंत, स शब्दस्तुमुलोऽभवत् ॥ १३ ॥**

**શ૦:**—[ ભીષ્મપિતામહની પૂર્વોક્ત પ્રવૃત્તિ થયા ] પછી શંખો અને ભેરીઓ તથા મૃદંગો, નગારાં ને રણશિંગાં તુરતજ વાગવા લાગ્યાં. [ શંખાદિનો ] તે શબ્દ ઘણો મોટો થતો હવો. ૧૩

આ પ્રકારે **દુર્યોધન**ની સેનાનો ઉદ્યમ કહી હવે **પાંડુ**ના પુત્રોની સેનાનો ઉદ્યમ **સંજય ધૃતરાષ્ટ્ર**ને સંભળાવે છે:—

**ततः श्वेतैर्हयैर्युक्ते, महति स्यंदने स्थितौ ।**
**माधवः पांडवश्चैव, दिव्यौ शंखौ प्रदध्मतुः ॥ १४ ॥**

**શ૦:**—પછી ધોળા ઘોડાઓ જોડેલા મોટા રથમાં બેઠેલા **માધવ** અને **અર્જુન** [પોતપોતાના] દિવ્ય શંખો વગાડતા હવા. ૧૪

નીચેના બે શ્લોકોમાં **શ્રીકૃષ્ણ** આદિના શંખોનાં નામો જણાવે છે:—

**पांचजन्यं हृषीकेशो, देवदत्तं धनंजयः ।**
**पौंड्रं दध्मौ महाशंखं, भीमकर्मा वृकोदरः ॥ १५ ॥**

**શ૦:**—હૃષીકેશ-**શ્રીકૃષ્ણ**-**પાંચજન્ય**નામના શંખને વગાડતા હવા, **ધનંજય**-**અર્જુન**-**દેવદત્ત**નામના શંખને [અને] ઉગ્ર ( લોકોને ભય ઉપજે એવાં ) કર્મો કરનારા **વૃકોદર** ( **ભીમ** ) **પૌંડ્ર**નામના મોટા શંખને [ વગાડતા હવા. ] ૧૫

**अनंतविजयं राजा, कुंतीपुत्रो युधिष्ठिरः ।**
**नकुलः सहदेवश्च, सुघोषमणिपुष्पकौ ॥ १६ ॥**

**શ૦:**—કુંતીના પુત્ર રાજા **યુધિષ્ઠિર** **અનંતવિજય**નામના

શંખને [ તથા ] નકુલ અને સહદેવ સુઘોષ તથા મણિપુષ્પક-નામના શંખને [ વગાડતા હવા. ] ૧૬

ધૃતરાષ્ટ્ર પોતાના પુત્રોના જયની આશા છોડે તેમાટે સંજય સામા પક્ષની સેનામાંના બીજા મુખ્ય મુખ્ય રાજાના સંપને જણાવે છે:—

૩ ૬ ૨ ૫ ૮ ૪
**काश्यश्च परमेष्वासः, शिखंडी च महारथः ।**
૭ ૯ ૧૦ ૧૨ ૧૩ ૧૧
**धृष्टद्युम्नो विराटश्च, सात्यकिश्चापराजितः ॥ १७ ॥**
૧૪ ૧૬ ૧૫ ૨૦ ૧
**द्रुपदो द्रौपदेयाश्च, सर्वशः पृथिवीपते ।**
૧૯ ૧૭ ૧૮ ૨૩ ૨૪ ૨૧ ૨૨
**सौभद्रश्च महाबाहुः, शंखान् दध्मुः पृथक् पृथक् ॥ १८ ॥**

શ૦:—[ તેમજ ] હે પૃથ્વીપતે !—હે ધૃતરાષ્ટ્ર ! મહાધનુષ્ ધરનાર કાશીનો રાજા, મહારથી શિખંડી અને ધૃષ્ટદ્યુમ્ન તથા વિરાટરાજા અને શત્રુઓથી ન જિતાય એવો સાત્યકિ તથા દ્રુપદ અને દ્રૌપદીના પુત્રો ને મહાબાહુ સૌભદ્ર ( અભિમન્યુ ) [ એ ] સર્વ [ યોદ્ધાઓ પોતપોતાના ] ભિન્ન ભિન્ન શંખોને વગાડવા લાગ્યા. ૧૭-૧૮

૧ ૩ ૯ ૧૦ ૧૧
**स घोषो धार्तराष्ट्राणां, हृदयानि व्यदारयत् ।**
૪ ૫ ૬ ૭ ૨ ૮
**नभश्च पृथिवीं चैव, तुमुलो व्यनुनादयन् ॥ १९ ॥**

શ૦:—[ શંખોનો ] તે અતિમહાન્ શબ્દ આકાશને અને પૃથ્વીને પણ ગજાવી દેતો [ છતો ] કૌરવોનાં હૃદયોને ચીરી નાંખતો હવો. ૧૯

પાંડુના પુત્રોના સૈન્યની નિર્ભયતા તથા અર્જુનનું શ્રીકૃષ્ણ-પ્રતિનું કથન નીચેના શ્લોકોમાં નિરૂપણ કરે છે:—

૨ ૩ ૫ ૪ ૬
**अथ व्यवस्थितान्दृष्ट्वा, धार्तराष्ट्रान् कपिध्वजः ।**

८ ७ ११ १२ १०
**प्रवृत्ते शस्त्रसंपाते, धनुरुद्यम्य पांडवः ॥ २० ॥**
१३ ६ १५ १४ १६ १
**हृषीकेशं तदा वाक्यमिदमाह महीपते ।**

**શ૦:**—હે મહીપતે !–હે **ધૃતરાષ્ટ્ર** ! [તે ભય ઉપજ્યા] પછી [પણ] યુદ્ધમાટે ઊભેલા **કૌરવોને** જોઇને તે વેલા શસ્ત્રનો મારો ચાલવા માંડ્યો [એટલે] જેની ધ્વજામાં હનુમાન્ છે એવા **અર્જુન** [પોતાનું] ધનુષ્ ઊઠાવીને હૃષીકેશ–**શ્રીકૃષ્ણ**–ને આ વચન કહેતા હવા. ૨૦

## अर्जुन उवाच ॥

३ २ ४ ६ ७ ५ १
**सेनयोरुभयोर्मध्ये, रथं स्थापय मेऽच्युत ॥ २१ ॥**

**શ૦:**—**અર્જુન** બોલ્યા:— 'હે **અચ્યુત** ! બેઉ સેનાની વચ્ચે મારા રથને ઊભો રાખો. **૨૧**

१ ५ ६ २ ३ ४
**यावदेतान्निरीक्षेऽहं, योद्धुकामानवस्थितान् ।**
१० ९ ११ १२ ७ ८
**कैर्मया सह योद्धव्यमस्मिन्रणसमुद्यमे ॥ २२ ॥**

**શ૦:**—જ્યાંથી હું લડવાની ઇચ્છામાટે ઊભેલા તેઓને (આ **ભીષ્મા**દિકોને) સારી રીતે જોઉં, [તેમજ] આ લડાઇમાં મારે કોની સાથે લડવું યોગ્ય છે [તે પણ જાણું.] **૨૨**

९ ११ १० ५ ६ ७ ८
**योत्स्यमानानवेक्षेऽहं, य एतेऽत्र समागताः ।**
२ १ ३ ४
**धार्तराष्ट्रस्य दुर्बुद्धेर्, युद्धे प्रियचिकीर्षवः ॥ २३ ॥**

**શ૦:**—[વળી] **દુષ્ટબુદ્ધિવાળા કૌરવોનું** યુદ્ધમાં ભલું કરવાને ઇચ્છનારા જે આ [**ભીષ્મા**દિક] અહીં–આ **કુરુક્ષેત્ર**માં–આવેલા [ તે] યુદ્ધ કરવા ઇચ્છનારાઓને હું સારી રીતે જોઉં.' **૨૩**

શ્રીકૃષ્ણ અહિંસાધર્મનો આશ્રય લઇ અર્જુનને યુદ્ધ નહિ કરવામાટે અવશ્ય આજ્ઞા કરશે એવા ધૃતરાષ્ટ્રના મનમાં ઉપજેલા નિશ્ચયને દૂર કરવામાટે સંજય ધૃતરાષ્ટ્રને કહે છે:—

## संजय उवाच ॥

एवमुक्तो हृषीकेशो, गुडाकेशेन भारत ।
सेनयोरुभयोर्मध्ये, स्थापयित्वा रथोत्तमम् ॥ २४ ॥
भीष्मद्रोणप्रमुखतः, सर्वेषां च महीक्षिताम् ।
उवाच पार्थ पश्यैतान्, समवेतान्कुरूनिति ॥ २५ ॥

શ૦:—સંજય બોલ્યા:—હે ધૃતરાષ્ટ્ર ! એ પ્રમાણે ગુડાકેશે-અર્જુને-જેમને કહ્યું એવા હૃષીકેશ-શ્રીકૃષ્ણ-બેઉ સેનાની વચ્ચે ભીષ્મ અને દ્રોણની સંમુખ, અને બધા રાજાઓની [ સંમુખ, ] ઉત્તમ રથને ઊભો રાખીને હે પાર્થ !-અર્જુન ! આ એકઠા થયેલા કૌરવોને જુઓ એ પ્રમાણે કહેતા હવા. ૨૪-૨૫

બંને સૈન્યની મધ્યમાં સ્થિત થઇને અર્જુને શું જોયું તે સંજય ધૃતરાષ્ટ્રને કહે છે:—

तत्रापश्यत्स्थितान्पार्थः, पितॄनथ पितामहान् ।
आचार्यान्मातुलान् भ्रातॄन्, पुत्रान्पौत्रान्सखींस्तथा ॥ २६ ॥
श्वशुरान्सुहृदश्चैव, सेनयोरुभयोरपि ।

શ૦:—ત્યાં અર્જુન બંને સેનાઓમાં ઊભેલા [ પોતાના ] કાકાઓને અને દાદાઓને, આચાર્યોને, મામાઓને, ભાઇઓને, પુત્રોને, પૌત્રોને ( દુર્યોધનાદિકના પુત્રોના પુત્રોને ) તથા મિત્રોને, સસરાઓને અને ઉપકાર કરનારાઓનેજ જોતા હવા.

પછી **અર્જુનને** પોતાના અંતઃકરણની વિપરીતભાવનાને લીધે જણાયું જે સંબંધિજનોની હિંસા કરવી એ મહાપાપ છે. પશ્ચાત્ એ વિપરીતભાવનાથી તેમને યુદ્ધથી નિવૃત્ત થવાની ઇચ્છા થઇ તે કહે છેઃ—

**तान्समीक्ष्य स कौंतेयः, सर्वान्बन्धूनवस्थितान् ॥ २७ ॥**
**कृपया परयाऽऽविष्टो, विषीदन्निदमब्रवीत् ।**

**શ૦:**—તે **અર્જુન** [ યુદ્ધમાં ] ઊભેલા તે બધા બાંધવોને સારી રીતે જોઇને પરમદયાવડે વ્યાપ્ત થયા, [ અને ] ખેદ કરતા [ છતા ] આ [ પ્રમાણેનું વચન ] બોલતા હવા.

હવે નીચેના ત્રણ શ્લોકોવડે **અર્જુનને** ઉપજેલા શોકનું તથા શોકવડે થયેલાં ચિહ્નોનું નિરૂપણ કરે છેઃ—

## अर्जुन उवाच ॥

**दृष्ट्वेमं स्वजनं कृष्ण, युयुत्सुं समुपस्थितम् ॥ २८ ॥**
**सीदन्ति मम गात्राणि, मुखं च परिशुष्यति ।**
**वेपथुश्च शरीरे मे, रोमहर्षश्च जायते ॥ २९ ॥**

**શ૦:**—**અર્જુન** બોલ્યાઃ–' હે **શ્રીકૃષ્ણ** ! [આ યુદ્ધભૂમિમાં] આવેલા [ અને ] લડવાની ઇચ્છાવાળા આ સગાને જોઇને મારાં [ હાથપગાદિ ] અંગો ગળી જાય છે, અને મોઢું ઘણું સૂકાય છે, તથા મારા શરીરમાં કંપારી ઉત્પન્ન થાય છે, ને રૂંવાડાં ઊભાં [ થાય છે. ] **૨૬-૨૭-૨૮-૨૯**

**गाण्डीवं स्रंसते हस्तात्, त्वक्चैव परिदह्यते ।**
**न च शक्नोम्यवस्थातुं, भ्रमतीव च मे मनः ॥ ३० ॥**

શ૦:—હાથમાંથી ગાંડીવનામનું ધનુષ્ પડી જાય છે, અને ચામડી ઘણી બળે છે, તથા મારું મન જાણે ભમે છે, અને [હું] ઊભો રહેવાને શક્તિમાન થતો નથી. ૩૦

४ १ ५ ३ २
**निमित्तानि च पश्यामि, विपरीतानि केशव ।**
११ ६ १० १२ ९ ८ ७
**न च श्रेयोऽनुपश्यामि, हत्वा स्वजनमाहवे ॥ ३१ ॥**

શ૦:—વળી હે કેશવ ! [હું] અવળાં ચિહ્નો [પણ] જોઉં છું, અને યુદ્ધમાં સગાંને મારીને કલ્યાણને જોતો નથી. ૩૧

શત્રુઓનો યુદ્ધમાં નાશ કરવાથી તમને ઇષ્ટ શ્રેયની પ્રાપ્તિ તો અવશ્ય થશે, એમ જો શ્રીકૃષ્ણ કહે તો તેના ઉત્તરમાં **અર્જુન** કહે છે:—

३ ४ २ १ ७ ५ ६ ९ ८
**न कांक्षे विजयं कृष्ण, न च राज्यं सुखानि च ।**
१३ ११ १२ १० १५ १४ १७ १६
**किं नो राज्येन गोविंद, किं भोगैर्जीवितेन वा ॥ ३२ ॥**

શ૦:—હે **શ્રીકૃષ્ણ** ! [હું યુદ્ધમાં] વિજય[ મેળવવા ]ને નથી ઇચ્છતો, તથા રાજ્યને નથી [ ઇચ્છતો, ] અને સુખોને [ નથી ઇચ્છતો. ] હે **ગોવિંદ** ! અમને રાજ્યવડે શું [ ફલ ? ] ભોગોવડે શું [ફલ ?] અથવા જીવિતથી [પણ શું ફલ ? ] ૩૨

વૃદ્ધ માતપિતાના ભરણપોષણમાટે અધર્મ કરતાં અડચણ નથી માટે તમારે યુદ્ધમાં પ્રવૃત્ત થવું જોઇએ એમ જો **શ્રીકૃષ્ણ** કહે તો તેના ઉત્તરમાં અર્જુન કહે છે:—

१ २ ८ ३ ४ ५ ७ ६
**येषामर्थे कांक्षितं नो, राज्यं भोगाः सुखानि च ।**
९ १० १६ १५ ११ १४ १३ १२
**त इमेऽवस्थिता युद्धे, प्राणांस्त्यक्त्वा धनानि च ॥ ३३ ॥**

શ૦:—જેઓને માટે અમારે રાજ્ય, ભોગો ને સુખો ઇચ્છિત [ છે ] તે આ [ સર્વે ] પ્રાણોને અને ધનોને ત્યજીને યુદ્ધમાં ઊભા રહેલા [છે.] ૩૩

**અર્જુન** યુદ્ધમાં આવેલા પોતાના સંબંધિજનોનું વિશેષ વર્ણન **શ્રીકૃષ્ણ**ને કહી સંભળાવે છેઃ—

**आचार्याः पितरः पुत्रास्तथैव च पितामहाः ।**
**मातुलाः श्वशुराः पौत्राः, श्यालाः संबंधिनस्तथा ॥ ३४ ॥**

**શ૦**:—આચાર્યો, કાકાઓ તેમજ પુત્રો અને દાદા, મામા, સસરા, પૌત્રો, સાળાઓ ને [બીજા] સંબંધીઓ [છે.] ૩૪

તમે જો **ભીષ્મા**દિકને નહિ મારો તો તેઓ તમને મારશે એમ જો **શ્રીકૃષ્ણ** કહે તો તેનું ઉત્તર **અર્જુન** આપે છેઃ—

**एतान्न हंतुमिच्छामि, घ्नतोऽपि मधुसूदन ।**
**अपि त्रैलोक्यराज्यस्य, हेतोः किं नु महीकृते ॥३५॥**

**શ૦**:—હે **મધુસૂદન**! [તેમનાથી] હણાતો [છતો] પણ, તેઓને (આચાર્યાદિને) ત્રિલોકનું રાજ્ય મળવાના કારણથી પણ, [હું] મારવાને ઇચ્છતો નથી, [તો આ] પૃથ્વીના રાજ્યમાટે [મારું નહિ એમાં] શું કહેવું? ૩૫

એ **દ્રોણાચાર્યા**દિકને હણવાની તમારી ઇચ્છા ન હોય તો જેણે તમને બહુ દુઃખ દીધું છે એવા **ધૃતરાષ્ટ્ર**ના પુત્રો જે **દુર્યોધના**દિક તેમને હણો એમ જો **શ્રીકૃષ્ણ** કહે તો **અર્જુન** તેનું ઉત્તર આપે છેઃ—

**निहत्य धार्तराष्ट्रान्नः, का प्रीतिः स्याज्जनार्दन ।**
**पापमेवाश्रयेदस्मान्, हत्वैतानाततायिनः ॥ ३६ ॥**

**શ૦**:—હે જનાર્દન! ધૃતરાષ્ટ્રના પુત્રાદિકોને હણીને અમને શો આનંદ [પ્રાપ્ત] થાય [તેમ છે? ઊલટું] એ આતતાયીઓને હણીને [તો] અમને પાપજ બેસે. ૩૬

આમ હોવાથી મારે એ હિંસા કર્તવ્ય નથી એમ **અર્જુન** કહે છેઃ—

૧ ૬ ૭ ૫ ૪ ૩ ૨
**तस्मान्नार्हा वयं हंतुं, धार्तराष्ट्रान्स्वबांधवान् ।**
૧૦ ૮ ૧૨ ૧૧ ૧૩ ૧૪ ૯
**स्वजनं हि कथं हत्वा, सुखिनः स्याम माधव ॥ ३७ ॥**

**શ૦:**—તેટલામાટે પોતાના ભાઈઓ [જે] ધૃતરાષ્ટ્રના પુત્રો-[તેઓ]ને હણુવાને અમે યોગ્ય નથી, કારણકે હે **માધવ**! સગાને હણીને કેમ સુખીઆ થઇએ ?.૩૭

જો સ્વજનોને મારવાથી પાપ થતું હોય તો આ **ભી**ષ્માદિક મહાન્ પુરુષોની તે વિષયમાં શામાટે પ્રવૃત્તિ થાય છે ? એવી શંકા જો **શ્રીકૃ**ષ્ણ કરે તો તેના ઉત્તરમાં **અર્જુન** કહે છેઃ—

૧ ૩ ૯ ૧૦ ૨
**यद्यप्येते न पश्यन्ति, लोभोपहतचेतसः ।**
૪ ૫ ૭ ૬ ૮
**कुलक्षयकृतं दोषं, मित्रद्रोहे च पातकम् ॥ ३८ ॥**
૧૯ ૨૦ ૨૧ ૧૫ ૧૬ ૧૭ ૧૮
**कथं न ज्ञेयमस्माभिः, पापादस्मान्निवर्तितुं ।**
૧૨ ૧૩ ૧૪ ૧૧
**कुलक्षयकृतं दोषं, प्रपश्यद्भिर्जनार्दन ॥ ३९ ॥**

**શ૦:**—જોકે લોભથી હણાયેલી બુદ્ધિવાળા આ-**ભી**ષ્માદિક-કુલનો નાશ કર્યાના પાપને તથા મિત્રદ્રોહ કરવામાં રહેલા પાપને નથી જોતા, [ તોપણ ] હે **જનાર્દન**! કુલનો નાશ કર્યાના પાપને જોનારા અમોએ પાપના હેતુરૂપ આ[યુદ્ધ]થી પાછા ફરવાને કેમ ન સમજવું ? ૩૮-૩૯

હવે યુદ્ધથી થનારી અનર્થપરંપરાને **અર્જુન** નીચેના પાંચ શ્લોકોથી વર્ણવે છેઃ-

૧ ૪ ૩ ૨
**कुलक्षये प्रणश्यंति, कुलधर्माः सनातनाः ।**
૫ ૬ ૧૦ ૮ ૭ ૧૧ ૯
**धर्मे नष्टे कुलं कृत्स्नमधर्मोऽभिभवत्युत ॥ ४० ॥**

શ૦:—કુલનો નાશ થવાથી પરંપરાથી ચાલ્યા આવતા કુલધર્મો નાશ પામે છે, [અને કુલનો] ધર્મ નાશ પામવાથી અધર્મ [બાકી રહેલા] આખાજ (સઘળાજ) કુલને [પોતાને] વશ કરે છે. (આખા કુલમાં અધર્મ ફેલાય છે.) ૪૦

**अधर्माभिभवात्कृष्ण, प्रदुष्यंति कुलस्त्रियः ।**
**स्त्रीषु दुष्टासु वार्ष्णेय, जायते वर्णसंकरः ॥ ४१ ॥**

શ૦:— હે **શ્રીકૃષ્ણ** ! અધર્મને વશ થવાથી કુલની સ્ત્રીઓ અતિદૂષિત થાય છે, [અને] હે **વાર્ષ્ણેય** ! દૂષિત થયેલી [તે] સ્ત્રીઓમાં વર્ણસંકર [પ્રજા] ઉત્પન્ન થાય છે. ૪૧

**संकरो नरकायैव, कुलघ्नानां कुलस्य च ।**
**पतंति पितरो ह्येषां, लुप्तपिंडोदकक्रियाः ॥ ४२ ॥**

શ૦:—વળી [તે] કુલના સંકર [પુરુષો] કુલનો નાશ કરનારાના નરકને માટેજ [થાય છે, ને] એમના–કુલનો નાશ કરનારા પુરુષોના–પિતૃઓ પિંડદાનની તથા જલાંજલિ આપવાની ક્રિયાનો લોપ થવાથી [તેને અભાવે નરકમાં] પડે છેજ.–અધોગતિને પામે છેજ. ૪૨

**दोषैरेतैः कुलघ्नानां, वर्णसंकरकारकैः ।**
**उत्साद्यंते जातिधर्माः, कुलधर्माश्च शाश्वताः ॥ ४३ ॥**

શ૦:—કુલનો નાશ કરનારા[ પુરુષો ]ના વર્ણસંકર કરનારા આ દોષોવડે પરંપરાથી ચાલ્યા આવતા [બ્રાહ્મણાદિ] જાતિના ધર્મો તથા [જાતિના વિભાગરૂપ] કુલના ધર્મો નિર્મૂલ થઇ જાય છે. ૪૩

२ ३ १
**उत्सन्नकुलधर्माणां, मनुष्याणां जनार्दन ।**
४ ५ ६ ७ ८ ९
**नरकेऽनियतं वासो, भवतीत्यनुशुश्रुम ॥ ४४ ॥**

**શ૦:—**હે જનાર્દન! જેમણે કુલના [ શુભ ] ધર્મો નિર્મૂલ કર્યા છે એવા મનુષ્યોનો નરકમાં ચિરકાલપર્યંત વાસ થાય છે એમ [ અમે અમારા આચાર્યોદ્વારા ] સાંભળ્યું છે. ૪૪

પોતાના સંબંધિજનોનો જેમાં નાશ કરવાનો છે એવું આ યુદ્ધરૂપી કર્મ અત્યંત પાપમય છે એમ જાણી **અર્જુન** પોતાનો ધિક્કાર કરતો છતો કહે છેઃ—

१ २ ४ ५ ६ ३
**अहो बत महत्पापं, कर्तुं व्यवसिता वयम् ।**
७ ८ १० ९ ११
**यद्राज्यसुखलोभेन, हंतुं स्वजनमुद्यताः ॥ ४५ ॥**

**શ૦:—**અરે! બહુ ખેદની વાત છે! અમે મોટું પાપ બાંધવા બેઠા છીએ, કારણકે રાજ્યસુખના લોભવડે પોતાના સગાને હણવાને તૈયાર થયા [ છીએ. ] ૪૫

તમને યુદ્ધની ઇચ્છા નથી, પણ **ભીમ**ાદિકને યુદ્ધની બહુ ઇચ્છા છે, માટે સંબંધિજનોનો નાશ તો અવશ્ય થશે, પછી તમારે શું કર્તવ્ય છે, એમ જો **શ્રીકૃ**ષ્ણ કહે તો **અર્જુન** તેનું ઉત્તર આપે છેઃ—

१ ४ २ ३ ५
**यदि मामप्रतीकारमशस्त्रं शस्त्रपाणयः ।**
६ ७ ८ ९ १० ११ १२
**धार्तराष्ट्रा रणे हन्युस्तन्मे क्षेमतरं भवेत् ॥ ४६ ॥**

**શ૦:—**જો બચાવને માટે સામો ઉપાય નહિ કરનાર [તથા] શસ્ત્રવિનાના [ એવા ] મને હાથમાં શસ્ત્રવાળા **ધૃત**રાષ્ટ્રના પુત્રાદિક [ આ ] યુદ્ધમાં મારી નાંખે [ તો તેઓનું ] તે [ હણવું ] મારું વધારે કલ્યાણરૂપ થાય. ૪૬

ત્યારપછી શું થયું તે **સંજય** **ધૃ**તરાષ્ટ્રને કહે છેઃ—

## संजय उवाच ॥

४ ५ २ ३ ९ १०
एवमुक्त्वाऽर्जुनः संख्ये, रथोपस्थ उपाविशत् ।
८ ६ ७ १
विसृज्य सशरं चापं, शोकसंविग्नमानसः ॥ ४७ ॥

**इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादेऽर्जुनविषादो नाम प्रथमोऽध्यायः ॥ १ ॥**

**શબ્દાર્થઃ**—**સંજય** બોલ્યા:—શોકથી જેમનું હૃદય ભરાઇ આવ્યું છે એવા **અર્જુન** રણભૂમિમાં એ પ્રમાણે કહીને બાણસહિત ધનુષ્યને છોડી દઇને રથના મધ્યભાગમાં બેસતા હવા. ૪૭

**શ્રીમદ્‌ભગવદ્‌ગીતાના અર્જુનવિષાદનામના પહેલા અધ્યાયની શ્રીનાથશર્મપ્રણીત અન્વયાર્થદીપિકાટીકા પૂરી થઇ. ૧**

## ॥ ॐ ॥

## અધ્યાય ૨ જો.

### સાંખ્યયોગ.

---

**અર્જુને** અહિંસાને પરમ ધર્મ માની યુદ્ધનો અસ્વીકાર કર્યો તેથી પોતાના દુર્યોધનાદિ પુત્રોને સ્થિરપણે રાજ્યની પ્રાપ્તિ થશે એમ જાણી ધૃતરાષ્ટ્રને આનંદ ઉપજ્યો, ને પછી શું થયું તે જાણવાની ઇચ્છા થઇ, તેના ઉત્તરમાં **સંજય** કહે છે:—

## संजय उवाच ॥

१ १ २ ३ ४
तं तथा कृपयाऽऽविष्टमश्रुपूर्णाकुलेक्षणम् ।
५ ८ ९ १० ७
विषीदंतमिदं वाक्यमुवाच मधुसूदनः ॥ १ ॥

**શબ્દાર્થઃ**—**સંજય** બોલ્યાઃ-એવી રીતે કૃપાથી ભરપૂર, આંસુથી ભરેલાં વ્યાકુલ નેત્રવાળા [ ને ] શોક કરતા [ એવા જે **અર્જુન** ] તેમને **મધુસૂદન** આ વચન કહેતા હવા. ૧

હવે બોધરૂપ નીચેના બે શ્લોકો **શ્રીકૃષ્ણ અર્જુન**પ્રતિ કહે છેઃ-

## श्रीभगवानुवाच ॥

६ ३ ५ ४ २ ७
**कुतस्त्वा कश्मलमिदं, विषमे समुपास्थितम् ।**
८ ८ १० ११
**अनार्यजुष्टमस्वर्ग्यमकीर्तिकरमर्जुन ॥ २ ॥**

**શ૦ઃ—શ્રીભ**ગવાન્ બોલ્યાઃ-હે **અર્જુન** ! [આવે] ભયવાળે [સ્થાને] તમને આ મલિનતા શા કારણથી ઉત્પન્ન થઈ [ છે ? તે મલિનતા ] આર્યોએ નહિ સેવેલી, સ્વર્ગની વિરોધી [ ને આ લોકમાં ] અપકીર્તિ કરાવનારી [ છે. ] ૨

હવે અધૈર્ય છોડી સાવધ થવામાટે **શ્રીકૃષ્ણ અર્જુન**ને કહે છેઃ-

२ ३ १ ६ ५ ४ ७
**क्लैब्यं मास्मगमः पार्थ, नैतत्त्वय्युपपद्यते ॥**
८ १० ११ १२ ८
**क्षुद्रं हृदयदौर्बल्यं, त्यक्त्वोत्तिष्ठ परंतप ॥ ३ ॥**

**શ૦ઃ**—હે **પાર્થ** ! [ તમે ] નપુંસકપણાને-અધૈર્યને-પામો નહિ. તમારામાં ( **શ્રીમ**હેશ્વરની સાથે યુદ્ધ કરનારમાં ) એ [ નપુંસકપણું-બાયલાપણું ] ઘટતું નથી. હે **પરંતપ** ! [ આ ] ક્ષુદ્ર [એવી] હૃદયની દુર્બલતાને છોડીને [લડવામાટે] ઊભા થાઓ.' ૩

અધૈર્યને લીધે હું યુદ્ધનો ત્યાગ કરતો નથી, પણ માત્ર યુદ્ધમાં અધર્મપણું જોઈને હું યુદ્ધનો ત્યાગ કરું છું, એમ **અર્જુન** જણાવે છેઃ—

## अर्जुन उवाच ॥

**कथं भीष्ममहं संख्ये, द्रोणं च मधुसूदन ।**
**इषुभिः प्रतियोत्स्यामि, पूजार्हावरिसूदन ॥ ४ ॥**

**શ૦:—અર્જુન** બોલ્યાઃ-હે **મધુસૂદન**! હે **અરિસૂદન**! રણભૂમિમાં હું પૂજા કરવાયોગ્ય **ભીષ્મની** અને **દ્રોણની** સાથે બાણોવડે કેમ [ તેમના ] સામો યુદ્ધ કરીશ ? ૪

આ **ભીષ્માદિકમાં** હવે તમારે પૂજ્યપણાની બુદ્ધિ રાખવી યોગ્ય નથી, કેમકે તેઓ કાર્યાકાર્યના વિવેકથી રહિત ને નિષિદ્ધ-માર્ગમાં વર્તનાર છે, માટે તેમને મારવા એજ શ્રેષ્ઠ છે, એમ જો **શ્રીકૃષ્ણ** કહે તો **અર્જુન** તેનું ઉત્તર આપે છેઃ—

**गुरूनहत्वा हि महानुभावान्, श्रेयो भोक्तुं भैक्ष्यमपीह लोके ।**
**हत्वार्थकामांस्तु गुरूनिहैव, भुंजीय भोगान्रुधिरप्रदिग्धान् ॥ ५ ॥**

**શ૦:**—વળી મોટા પ્રભાવવાળા ગુરુઓને નહિ હણીને આ લોકમાં ભિક્ષાનું અન્ન ભોજન કરવાને [ હોય તો તે ] પણ શ્રેષ્ઠ [ છે. ભલે ] દ્રવ્યની કામનાવાળા [ છે ] તોપણ [ તે ] ગુરુઓને હણીને આ લોકમાંજ [ હું ] લોહીમાં રગદોળાયેલા વિષયોને ભોગવું. ૫

તમારે તમારા સ્વધર્મનું પાલન કરવામાટે યુદ્ધ કરવુંજ જોઇએ એમ જો **શ્રીકૃષ્ણ** કહે તો **અર્જુન** તેનું ઉત્તર આપે છેઃ—

**न चैतद्विद्मः कतरन्नो गरीयो, यद्वा जयेम यदि वा नो जयेयुः ।**
**यानेव हत्वा न जिजीविषामस्तेऽवस्थिताः प्रमुखे धार्तराष्ट्राः ॥६॥**

શ૦:—વળી અમને શું લાભકારી [ છે ] તે [ અમે ] જાણતા નથી, [ તેમજ યુદ્ધમાં ] શું [ અમે ] જિતીશું કે અમને [ તેઓ ( કૌરવો ) ] જિતશે [ તે પણ અમે જાણતા નથી. ] જેઓને હણીને [ અમે ] જીવવાને ઇચ્છતા નથી તે ધૃતરાષ્ટ્રના પુત્રાદિક તો [ યુદ્ધભૂમિમાં ] સંમુખ ઊભા રહેલા [ છે. ] ૬

તે બંનેમાંથી શું શ્રેષ્ઠ છે એ વિષે અર્જુન શિષ્યબુદ્ધિએ ભગવાન શ્રીકૃષ્ણપ્રતિ પ્રશ્ન કરે છે:—

**कार्पण्यदोषोपहतस्वभावः, पृच्छामि त्वां धर्मसंमूढचेताः ।**
**यच्छ्रेयः स्यान्निश्चितं ब्रूहि तन्मे, शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम्॥**

શ૦:—કાર્પણ્યરૂપ ( અવિવેકરૂપ ) દોષવડે ઢંકાયેલા ( દૂષિત થયેલા ) સ્વભાવવાળો [ તથા ] ધર્મવિષે જેનું ચિત્ત અતિમૂઢ છે એવો [ હું ] આપને પૂછું છું. જે નક્કી શ્રેય હો તે મને કહો. હું આપનો શિષ્ય [ છું. ] આપને શરણ થયેલાં મને શીખામણ આપો. ( મારું કર્તવ્ય બતાવો. ) ૭

તમે વિદ્વાન છો માટે તમારી મેળેજ તમારા શ્રેયસ્નો વિચાર કરી લ્યો, મને પૂછવાનું શું પ્રયોજન છે ? એમ જો શ્રીકૃષ્ણ કહે તો અર્જુન તેનું ઉત્તર આપે છે:—

**न हि प्रपश्यामि ममापनुद्याद्यच्छोकमुच्छोषणमिन्द्रियाणाम् ।**
**अवाप्य भूमावसपत्नमृद्धं, राज्यं सुराणामपि चाधिपत्यम् ॥८॥**

શ૦:—જે [ શ્રેયસ્ ] મારી ઇંદ્રિયોને સૂકવી નાંખનારા શોકને શમાવે [ તે શ્રેયસ્ને હું ] નથીજ જોતો. પૃથ્વીમાં શત્રુવિનાના તથા ધનધાન્યાદિ સર્વ વસ્તુઓથી ભરપૂર રાજ્યને પામીને તથા દેવતાઓના ઉપરિપણાને [ પામીને ] પણ [ હું મારા શ્રેયસ્ને દેખતો નથી. ] ' ૮

પછી અર્જુને શું કર્યું તે સંજય ધૃતરાષ્ટ્રને કહે છે:—

## संजय उवाच ॥

१ २ ५ ४ ३
**एवमुक्त्वा हृषीकेशं, गुडाकेशः परंतपः ।**
७ ८ ९ ६ १० ११ १२ १३
**न योत्स्य इति गोविंदमुक्त्वा तूष्णीं बभूव ह ॥ ९ ॥**

**શ૦:—સંજય** બોલ્યાઃ—એવી રીતે કહ્યા પછી **પરંતપ** ગુડાકેશ, હૃષીકેશ **ગોવિંદને** ' [હું] નહિ યુદ્ધ કરું' એ પ્રમાણે કહીને મૌનજ થતા હવા. ૯

७ १२ २ ८ ९ १
**तमुवाच हृषीकेशः, प्रहसन्निव भारत ।**
४ ३ ५ ६ १० ११
**सेनयोरुभयोर्मध्ये, विषीदंतमिदं वचः ॥ १० ॥**

**શ૦:**—હે ધૃતરાષ્ટ્ર! **શ્રીકૃષ્ણ** બેઉ સેનાની વચ્ચે શોક કરતા તેમને ( **અર્જુનને** ) હસતા હોય તેની પેઠે આ વચન કહેવા લાગ્યા. ૧૦

**શ્રીકૃષ્ણ અર્જુન**પ્રતિ તેમના મોહનું નિરૂપણ કરે છેઃ—

## श्रीभगवानुवाच ॥

१ ३ २ ५ ४ ६
**अशोच्यानन्वशोचस्त्वं, प्रज्ञावादांश्च भाषसे ।**
८ १० ९ ११ १२ ७
**गतासूनगतासूंश्च, नानुशोचन्ति पंडिताः ॥ ११ ॥**

**શ૦:—શ્રીભ**ગવાન્ બોલ્યાઃ—' જેનો શોક કરવો યોગ્ય નથી એવાનો ( **ભીષ્મદ્રોણા**દિકનો ) તમે શોક કરો છો, ને પંડિતોએ કહેવાયોગ્ય નહિ એવાં વચનોને બોલો છો; પંડિતો [ તો ] પ્રાણોથી રહિત[ બાંધવો]નો તથા પ્રાણયુક્ત[બાંધવો]નો શોક કરતા નથી. ૧૧

સ્થૂલશરીરથી આત્મા ભિન્ન છે એમ સિદ્ધ કરવામાટે પ્રથમ આત્માનું નિત્યપણું સિદ્ધ કરે છેઃ—

**न त्वेवाहं जातु नासं, न त्वं नेमे जनाधिपाः ।**
**न चैव न भविष्यामः, सर्वे वयमतः परम् ॥ १२ ॥**

**શ૦:**—વળી હું [ આથી પૂર્વે ] ક્યારે પણ નજ હતો [ એમ ] નથી, [ તેમજ ] તમે ન [ હતા એમ પણ ] નથી, આ રાજાઓ [ પૂર્વે ન હતા એમ ] નથી, તેમજ હવે પછી આપણે બધા નહિ થઇશું [ એમ પણ નથી. ] ૧૨

નાસ્તિકમતમાં સ્થૂલશરીરને આત્મા કહે છે તેનું ખંડન કરે છેઃ-

**देहिनोऽस्मिन्यथा देहे, कौमारं यौवनं जरा ।**
**तथा देहांतरप्राप्तिर्, धीरस्तत्र न मुह्यति ॥ १३ ॥**

**શ૦:**—જેમ દેહધારીને (જીવાત્માને ) આ દેહમાં બાલ્યાવસ્થા, યુવાવસ્થા [ ને ] વૃદ્ધાવસ્થા [ આ ત્રણ અવસ્થાં પ્રાપ્ત થાય છે ] તેમ [ તેને ] બીજા દેહની પ્રાપ્તિ [ થાય છે. ] તેમાં ધીર [ પુરુષ ] મોહ પામતો નથી. ૧૩

હવે સૂક્ષ્મશરીરનો વિવેક કરે છેઃ-

**मात्रास्पर्शास्तु कौंतेय, शीतोष्णसुखदुःखदाः ।**
**आगमापायिनोऽनित्यास्तांस्तितिक्षस्व भारत ॥ १४ ॥**

**શ૦:**—હે કૌન્તેય! ઇંદ્રિયોના સ્પર્શો તો ટાઢતડકાની પ્રાપ્તિદ્વારા સુખદુઃખ આપનારા, આવે ને જાય એવા સ્વભાવના [ને] અનિત્ય છે, [માટે] તેમને હે ભારત! [તમે] સહન કરો. ૧૪

**यं हि न व्यथयंत्येते, पुरुषं पुरुषर्षभ ।**
**समदुःखसुखं धीरं, सोऽमृतत्वाय कल्पते ॥ १५ ॥**

શ૦:—હે પુરુષોમાં શ્રેષ્ઠ!—અર્જુન!—સમાન છે દુઃખસુખ જેને એવા જે ધીર પુરુષને તેઓ (ઇંદ્રિયોના સ્પર્શો) જે કારણથી પીડા કરતા નથી [તે કારણથી] તે [ધીર પુરુષ] મોક્ષ પામવાને યોગ્ય થાય છે. ૧૫

આત્માની પેઠે જગત્ સત્ય કેમ નથી? તથા જગતની પેઠે આત્મા અસત્ય કેમ નથી? એમ શંકા થાય તો તેના ઉત્તરમાં કહે છે:—

**नासतो विद्यते भावो, नाभावो विद्यते सतः ।**
**उभयोरपि दृष्टोऽन्तस्त्वनयोस्तत्त्वदर्शिभिः ॥ १६ ॥**

શ૦:—અસત્[વસ્તુ]ની સત્તા (હોવાપણું) વિદ્યમાન નથી, [ને] સત[વસ્તુ]નો નાશ (ન હોવાપણું) વિદ્યમાન નથી. આ બંનેનો યથાર્થ નિર્ણય તત્ત્વને જાણનાર[પુરુષો]એ-જ કર્યો [છે.] ૧૬

એ સત્‌વસ્તુ દેશ, કાલ અને વસ્તુથી પરિચ્છિન્ન થતી નથી એમ નિરૂપણ કરે છે:—

**अविनाशि तु तद्विद्धि, येन सर्वमिदं ततम् ।**
**विनाशमव्ययस्यास्य, न कश्चित्कर्तुमर्हति ॥ १७ ॥**

શ૦:—જેનાવડે આ બધું વ્યાપ્ત થયેલું [છે,] (જે આત્મા આ બધા વિશ્વમાં વ્યાપી રહ્યો છે.) તેને અવિનાશીજ જાણો. આ વિકારરહિતના (અપરિચ્છિન્નસ્વરૂપ આત્માના) [પરિચ્છિન્નરૂપ] વિનાશને કરવાને કોઇ પણ સમર્થ નથી. ૧૭

તે સંવિત્ સ્થૂલદેહમાંથી ઉપજે છે, અને સ્થૂલદેહ ક્ષણે ક્ષણે નાશ પામે છે, માટે સંવિત્ પણ ક્ષણવિનાશી છે, નિત્ય નથી, એવી નાસ્તિકની (ક્ષણિકવિજ્ઞાનવાદીની) શંકાનું સમાધાન કરે છે:—

**अंतवंत इमे देहा, नित्यस्योक्ताः शरीरिणः ।**
**अनाशिनोऽप्रमेयस्य, तस्माद्युध्यस्व भारत ॥ १८ ॥**

શ૦:—નિત્ય, દેહરૂપ ઉપાધિવાળા, નાશરહિત [ અને ] અપ્રમેય[ આત્મા ]ના આ નાશવાન્ [ સર્વ ] દેહો કહ્યા [ છે, ] તેથી હે **અર્જુન** ! યુદ્ધ કરો. ૧૮

સંબંધિજનોને હણવાથી મને તથા આપને પાપ બેસશે એવી **અર્જુન** શંકા કરે તો તેનું ઉત્તર આપે છેઃ—

**य एनं वेत्ति हंतारं, यश्चैनं मन्यते हतम् ।**
**उभौ तौ न विजानीतो, नायं हंति न हन्यते ॥ १९ ॥**

શ૦:—જે [ પુરુષ ] એ[ આત્મા ]ને હણનારો જાણે છે, તથા જે [ પુરુષ ] એને હણાયેલો માને છે, તે બંને [ પુરુષ આત્માને ] યથાર્થ જાણતા નથી, [ કેમકે ] આ [ આત્મા કોઇને પણ ] નથી હણતો, [ તેમ પોતે પણ ] નથી હણાતો. ૧૯

આત્મા જન્માદિક બધા વિકારોથી રહિત હોવાથી હનનરૂપ ક્રિયાના કર્તારૂપ કે કર્મરૂપ થતો નથી એમ પ્રતિપાદન કરે છે:—

**न जायते म्रियते वा कदाचित्, नायं भूत्वा भविता वा न भूयः ।**
**अजो नित्यः शाश्वतोऽयं पुराणो, न हन्यते हन्यमाने शरीरे ॥२०॥**

શ૦:—આ [ આત્મા ] કદીપણ જન્મ પામતો નથી, કે મરતો [ નથી, ] અથવા [પૂર્વે ] ન હોઇને ફરીથી ઉત્પત્તિવાળો થતો નથી, [ કારણકે ] આ [ આત્મા ] જન્મરહિત, નિત્ય, સર્વકાલ રહેનારો [ ને ] જૂના સમયનો [ છે,] શરીર હણાયા [છતાં એ ] હણાતો નથી. ૨૦

હવે આત્મા કોઇનો નાશ કરતો નથી એમ પ્રતિપાદન કરે છે:—

**वेदाविनाशिनं नित्यं, य एनमजमव्ययम् ।**
**कथं स पुरुषः पार्थ, कं घातयति हंति कम् ॥ २१ ॥**

**શ૦**:—હે **પાર્થ** ! જે આ[ આત્મા ]ને અવિનાશિરૂપ, નિત્યરૂપ, અજન્મારૂપ [ તથા] અવિકારિરૂપ જાણે છે તે પુરુષ કોને હણે છે ? [ અને ] કેવી રીતે કોને હણાવે છે ? અર્થાત તે કોઈને હણતો નથી, તથા હણાવતો પણ નથી. ૨૧

આત્મા જોકે અવિનાશી છે તોપણ **ભી**ષ્માદિકના શરીરનો નાશ કરવો એ મને ઉચિત લાગતું નથી એવી જો **અર્જુન** શંકા કરે તો તેનું નિવારણ કરે છે:—

**वासांसि जीर्णानि यथा विहाय, नवानि गृह्णाति नरोऽपराणि ।**
**तथा शरीराणि विहाय जीर्णान्यन्यानि संयाति नवानि देही॥२२॥**

**શ૦:**—જેમ પુરુષ જૂનાં વસ્ત્રોને ત્યજીને બીજાં નવાં [વસ્ત્રોને] પહેરે છે તેમ દેહી (જીવાત્મા ) જૂનાં શરીરોને ત્યજીને બીજાં નવાંમાં ( નવાં શરીરોમાં ) જાય છે. **૨૨**

સ્થૂલશરીરનો નાશ થવાથી આત્માનો નાશ થતો નથી એમ પ્રતિપાદન કરે છે:—

**नैनं छिंदंति शस्त्राणि, नैनं दहति पावकः ।**
**न चैनं क्लेदयंत्यापो, न शोषयति मारुतः ॥ २३ ॥**

**શ૦**:—એ[આત્મા ]ને શસ્ત્રો છેદતાં નથી, એને અગ્નિ બાળતો નથી, વળી એને પાણી પલાળતું નથી, [ કે ] પવન સૂકવતો નથી. **૨૩**

આત્માનો શસ્ત્રાદિવડે નાશ થતો નથી તેનો હેતુ કહે છે:—

**अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च ।**
**नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातनः ॥ २४ ॥**

**अव्यक्तोऽयमचिंत्योऽयमविकार्योऽयमुच्यते ।**
**तस्मादेवं विदित्वैनं, नानुशोचितुमर्हसि ॥ २५ ॥**

**શo:—** આ [ આત્મા ] છેદી ન શકાય તેવો, આ [આત્મા] બાળી ન શકાય તેવો, [ તથા] પલાળી ન શકાય એવો, [ ને ] સૂકવી ન શકાય એવો [છે,] તેમજ આ [ આત્મા ] નિત્ય રહેનારો, સર્વ ઠેકાણે વ્યાપી રહેલો, સ્થિર, અચલ [ને] અનાદિ [ છે. વળી ] આ [ આત્મા ] ઇંદ્રિયોવડે ન જાણી શકાય એવો કહ્યો છે, [ તથા ] આ [ આત્મા ] મનવડે ચિંતવી ન શકાય એવો [ કહ્યો છે, તથા ] આ [ આત્મા ] વિકાર ન થઇ શકે એવો [ કહ્યો છે, ] તેથી [તમે] આને ( આ આત્માને ) એ પ્રકારનો જાણીને શોક કરવાને યોગ્ય નથી. **૨૪–૨૫**

આત્મા અનિત્ય હોય તોપણ તેનો શોક કરવો અનુચિત છે એમ પ્રતિપાદન કરે છે:—

**अथ चैनं नित्यजातं, नित्यं वा मन्यसे मृतम् ।**
**तथापि त्वं महाबाहो, नैनं शोचितुमर्हसि ॥ २६ ॥**

**શo:—**છતાં ( આત્મા અનિત્ય છે એ પક્ષમાં ) પણ આ-[ આત્મા ]ને નિત્ય જન્મેલો કે નિત્ય મરેલો માનતા હો તોપણ હે **મહાબાહો**! ( હે **અર્જુન**! ) તમે એનો શોક કરવાને યોગ્ય નથી. **૨૬**

દૃષ્ટ તથા અદૃષ્ટ દુઃખના ભયથી પણ તમારે શોક કરવો અયોગ્ય છે એમ પ્રતિપાદન કરે છે:—

૨ ૧ ૩ ૪ ૭ ૮ ૬ ૫
**जातस्य हि ध्रुवो मृत्युर्, ध्रुवं जन्म मृतस्य च ।**
૯ ૧૦ ૧૧ ૧૪ ૧૨ ૧૩ ૧૫
**तस्मादपरिहार्येऽर्थे, न त्वं शोचितुमर्हसि ॥ २७ ॥**

**શ૦:**—કેમકે જન્મેલાનું નક્કી મરણ [ થાય છે, ] ને મરેલાનો નક્કી જન્મ [ થાય છે, ] તેથી ન અટકાવી શકાય એવા વિષયમાં તમે શોક કરવાને યોગ્ય નથી. ૨૭

ભીષ્માદિકોના શરીરસમૂહમાટે પણ શોક કરવો ઉચિત નથી એમ જણાવે છે:—

૩ ૨ ૪ ૧
**अव्यक्तादीनि भूतानि, व्यक्तमध्यानि भारत ।**
૫ ૬ ૭ ૮ ૯
**अव्यक्तनिधनान्येव, तत्र का परिदेवना ॥ २८ ॥**

**શ૦:**—હે **અર્જુન** ! [ પાંચ ભૂતોના સમુદાયરૂપ આ ] શરીરો આદિસમયમાં અપ્રત્યક્ષ [ છે, તથા ] મધ્યસમયમાં પ્રત્યક્ષ [છે, અને ] અંતસમયમાં [ વળી ] અપ્રત્યક્ષજ [ છે, ] તેમાં (એવાં શરીરોમાં) શોક શો [ કરવો ? ] ૨૮

હવે આત્માનું દુર્વિજ્ઞેયપણું કહે છે:—

૩ ૪ ૧ ૨ ૯ ૧૦ ૫ ૬ ૭ ૮
**आश्चर्यवत्पश्यति कश्चिदेनमाश्चर्यवद्वदति तथैव चान्यः ।**
૧૪ ૧૧ ૧૩ ૧૨ ૧૫ ૧૯ ૨૦ ૧૮ ૨૨ ૨૧ ૧૬ ૨૩ ૧૭
**आश्चर्यवच्चैनमन्यः शृणोति, श्रुत्वाऽप्येनं वेद न चैव कश्चित् ॥२९॥**

**શ૦:**—કોઇ [પુરુષ] આને (આ આત્માને) આશ્ચર્યજેવો જુએ છે, તેમજ વળી બીજો [ કોઇ પુરુષ આ આત્માને ] આશ્ચર્ય-જેવો કહે છે, તથા બીજો [ કોઇ પુરુષ ] આને (આ આત્માને) આશ્ચર્યજેવો સાંભળે છે, અને કોઇ [ પુરુષ ] આને ( આ આત્માને) સાંભળીને પણ જાણતો નથીજ. ૨૯

ભ્રાંતિનિવારક આત્મવિચારની સમાપ્તિ દર્શાવે છે:—

**देही नित्यमवध्योऽयं, देहे सर्वस्य भारत ।**
**तस्मात्सर्वाणि भूतानि, न त्वं शोचितुमर्हसि ॥ ३० ॥**

**શ૦ઃ**—હે **ભારત** ! ( **અર્જુન** ! સર્વ[ પ્રાણીઓ ]ના દેહમાં આ દેહી ( આત્મા ) ન હણાય એવો [ છે એ વાત ] સિદ્ધ [છે] તેથી તમે સર્વ પ્રાણીઓનો શોક કરવાને યોગ્ય નથી. ૩૦

સ્વધર્મ હોવાથી યુદ્ધમાં અધર્મની પ્રાપ્તિ થતી નથી એમ પ્રતિપાદન કરે છેઃ—

**स्वधर्ममपि चावेक्ष्य, न विकंपितुमर्हसि ।**
**धर्म्याद्धि युद्धाच्छ्रेयोऽन्यत्, क्षत्रियस्य न विद्यते ॥ ३१ ॥**

**શ૦ઃ**—વળી સ્વધર્મને વિચારીને પણ [ તમે યુદ્ધથી ] ચલાયમાન થવાને યોગ્ય નથી, કારણકે ક્ષત્રિયને ધર્મરૂપ યુદ્ધથી બીજું કલ્યાણકારી વિદ્યમાન નથી. ૩૧

હિંસાવાળું યુદ્ધ અધોગતિનો હેતુ છે એમ જો **અર્જુન** કહે તો **શ્રીકૃષ્ણ** તેનું ઉત્તર આપે છેઃ—

**यदृच्छया चोपपन्नं, स्वर्गद्वारमपावृतम् ।**
**सुखिनः क्षत्रियाः पार्थ, लभंते युद्धमीदृशम् ॥ ३२ ॥**

**શ૦ઃ**—હે **પાર્થ** ! પ્રયત્નવિનાજ પ્રાપ્ત થયેલું [ તથા ] પ્રતિબંધથી રહિત સ્વર્ગના દ્વાર–સાધન–રૂપ આવા પ્રકારનું યુદ્ધ [ જે ] ક્ષત્રિયો મેળવે છે [ તે ક્ષત્રિયો ] ભાગ્યશાલી [ કહેવાય છે. ] ૩૨

યુદ્ધ નહિ કરવાથી તમને દોષની પ્રાપ્તિ થશે એમ જણાવે છેઃ-

**अथ चेत्त्वमिमं धर्म्यं, संग्रामं न करिष्यसि ।**
**ततः स्वधर्मं कीर्तिं च, हित्वा पापमवाप्स्यसि ॥ ३३ ॥**

**શ૦:**—છતાં જો તમે આ ધર્મરૂપ યુદ્ધને નહિ કરશો [ તો ] તેથી સ્વધર્મને અને કીર્તિને ખોઇને પાપને પામશો. ૩૩

વળી યુદ્ધથી પાછા ફરવાથી નિંદા થતાં તમને બહુ દુઃખ ઉપજશે એમ જણાવે છે:—

**अकीर्तिं चापि भूतानि, कथयिष्यन्ति तेऽव्ययाम् ।**
**संभावितस्य चाकीर्तिर्, मरणादतिरिच्यते ॥ ३४ ॥**

**શ૦:**—વળી [ દેવ, ઋષિ ને મનુષ્ય એ સર્વે ] પ્રાણીઓ પણ તમારી લાંબા સમયસુધી અપકીર્તિને કહેશે, ને પ્રતિષ્ઠિત- [ પુરુષ ]ને અપકીર્તિ [ એ ] મરણકરતાં [ પણ ] વધારે દુઃખદ છે. ૩૪

બીજા ભલે મારી નિંદા કરે, પણ આ દુર્યોધનાદિક તો મને દયાલુ જાણી મારી સ્તુતિ કરશે, એવો **અર્જુનના** મનમાં વિચાર હોય તો તે દૂર કરવા **શ્રીકૃષ્ણ** કહે છે:—

**भयाद्रणादुपरतं, मंस्यंते त्वां महारथाः ।**
**येषां च त्वं बहुमतो, भूत्वा यास्यसि लाघवम् ॥ ३५ ॥**

**શ૦:**—મહારથીઓ તમને બીકથી રણમાંથી પાછા હઠી ગયેલા માનશે, અને જેઓમાં [ પૂર્વે ] તમે બહુ માન પામેલા હતા [ તેઓમાં હવે તમે ] તુચ્છપણાને પામશો. ૩૫

ભલે દુર્યોધનાદિક મને શ્રેષ્ઠ ન માને, પણ બીજાઓ તો મને અવશ્ય શ્રેષ્ઠ માનશે, એવી **અર્જુનને** શંકા ઉપજે તો તે શંકા દૂર કરે છે:—

**अवाच्यवादांश्च बहून्, वदिष्यंति तवाहिताः ।**
**निंदंतस्तव सामर्थ्यं, ततो दुःखतरं नु किम् ॥ ३६ ॥**

શ૦:—અને તમારા શત્રુઓ તમારા સામર્થ્યને નિંદતા છતા ઘણા ન બોલવાના બોલોને બોલશે, એથી વધારે દુઃખ [બીજું] કયું છે ? ૩૬

જયપરાજય બંનેમાં લાભ હોવાથી તમારે યુદ્ધ અવશ્ય કર્તવ્ય છે એમ નિરૂપણ કરે છે:—

**हतो वा प्राप्स्यसि स्वर्गं, जित्वा वा भोक्ष्यसे महीम् ।**
**तस्मादुत्तिष्ठ कौंतेय, युद्धाय कृतनिश्चयः ॥ ३७ ॥**

શ૦:—જો કદી હણાયા [તો] સ્વર્ગને પામશો, અથવા જિતીને પૃથ્વીને ભોગવશો, તેથી હે કૌંતેય ! નિશ્ચયયુક્ત થઈ યુદ્ધ કરવાને ઊઠો. ૩૭

સમબુદ્ધિ રાખી યુદ્ધ કરવાથી તમને પાપ નહિ લાગે એમ કહે છે:—

**सुखदुःखे समे कृत्वा, लाभालाभौ जयाजयौ ।**
**ततो युद्धाय युज्यस्व, नैवं पापमवाप्स्यसि ॥ ३८ ॥**

શ૦:—સુખદુઃખને, લાભહાનિને [ને] જયપરાજયને સરખાં માનીને પછી યુદ્ધમાં જોડાઓ. એમ [કરવાથી] પાપને પામશો નહિ. ૩૮

અધિકારપ્રમાણે કર્મ અથવા જ્ઞાન એ બેમાંથી એકનો ઉપદેશ સંભવી શકે છે એમ પ્રતિપાદન કરે છે:—

**एषा तेऽभिहिता सांख्ये, बुद्धिर्योगे त्विमां शृणु ।**
**बुद्ध्या युक्तो यया पार्थ, कर्मबंधं प्रहास्यसि ॥ ३९ ॥**

શ૦:—તમને આ બુદ્ધિ જ્ઞાનમાં [વર્તવાની એટલે જ્ઞાનરૂપ] કહી, હવે [કર્મ]યોગમાં [વર્તવાની] આ[સમજણ]ને સાંભળો,

[કે] જે સમજણે યુક્ત હે પાર્થ! [તમે] કર્મના બંધનને ત્યજી શકશો. ૩૯

નિષ્કામકર્મવડે અવશ્ય કર્મના બંધનોનો પરિત્યાગ થાય છે એમ નિરૂપણ કરે છેઃ—

**नेहाभिक्रमनाशोऽस्ति, प्रत्यवायो न विद्यते ।**
**स्वल्पमप्यस्य धर्मस्य, त्रायते महतो भयात् ॥ ४० ॥**

**શ૦ઃ**—એમાં કર્મના ફલનો નાશ નથી [તેમ] દોષ [પણ] પ્રાપ્ત થતો નથી. આ ધર્મનું જરા પણ [પાલન થયું હોય તો તે] મોટા ભયથી રક્ષણ કરે છે. ૪૦

નિષ્કામકર્મમાં બુદ્ધિનું એકનિશ્ચયવાળાપણું છે એમ પ્રતિપાદન કરે છેઃ—

**व्यवसायात्मिका बुद्धिरेकेह कुरुनंदन ।**
**बहुशाखा ह्यनंताश्च, बुद्धयोऽव्यवसायिनाम् ॥ ४१ ॥**

**શ૦ઃ**—હે કુરુનંદન! અહીં (શ્રેયોરૂપ મોક્ષમાર્ગમાં) આત્મતત્ત્વના નિશ્ચયરૂપ બુદ્ધિ એક [છે, પણ] સકામ[પુરુષો]ની બુદ્ધિઓ નિશ્ચય ઘણા ફાંટાવાળી તથા અનંત [છે.] ૪૧

સકામપુરુષોને આત્મતત્ત્વમાં નિશ્ચયાત્મિકા બુદ્ધિ નહિ ઉપજવાનાં કારણો નીચેના ત્રણ શ્લોકોથી કહે છેઃ—

**यामिमां पुष्पितां वाचं, प्रवदंत्यविपश्चितः ।**
**वेदवादरताः पार्थ, नान्यदस्तीति वादिनः ॥ ४२ ॥**
**कामात्मानः स्वर्गपरा, जन्मकर्मफलप्रदाम् ।**
**क्रियाविशेषबहुलां, भोगैश्वर्यगतिं प्रति ॥ ४३ ॥**

**भोगैश्वर्यप्रसक्तानां, तयाऽपहृतचेतसाम् ।**
**व्यवसायात्मिका बुद्धिः, समाधौ न विधीयते ॥ ४४ ॥**

**શ૦:—હે પાર્થ!** શાસ્ત્રરહસ્ય નહિ સમજનારા વિચારરહિત પુરુષો જે આ [ પ્રસિદ્ધ કર્મકાંડરૂપ ] વાણીને બોલે છે [તે વાણી કેવી છે કે માત્ર ] અવિચારથી રમણીય [ છે. એ વાણીમાં પ્રીતિ રાખનારા પુરુષો ] વેદના અર્થવાદમાં પ્રીતિવાળા [ અને ] કર્મના સ્વર્ગાદિ ફલથી ભિન્ન એવું જ્ઞાનનું બીજું ફલ નથી એમ કહેનારા [ છે. ] **૪૨** કામનાથી ભરપૂર [ ચિત્તવાળા ને ] સ્વર્ગનેજ શ્રેષ્ઠ માનનારા [ તેઓ ] જન્મ કર્મ તથા ફલને આપનારી [ તથા ] ભોગ ને ઐશ્વર્યની પ્રાપ્તિને માટે નાનાપ્રકારનાં [ અગ્નિહોત્રાદિ ] કર્મોને વિસ્તારથી પ્રતિપાદન કરનારી [ વાણીને વખાણે છે. ] **૪૩** ભોગ તથા ઐશ્વર્યમાં આસક્તિવાળા [ તથા ] તે[ વાણી ]-વડે હરાયેલા મનવાળા [ તેઓના ] અંતઃકરણમાં આત્મતત્ત્વના નિશ્ચયવાળી બુદ્ધિ હોતી નથી. **૪૪**

નિષ્કામપુરુષોને અગ્નિહોત્રાદિકર્મવડે ચિત્તશુદ્ધિ થઇ મોક્ષ મળે છે એમ પ્રતિપાદન કરે છે:—

**त्रैगुण्यविषया वेदा, निस्त्रैगुण्यो भवार्जुन ।**
**निर्द्वंद्वो नित्यसत्त्वस्थो, निर्योगक्षेम आत्मवान् ॥ ४५ ॥**

**શ૦:**—[કર્મકાંડરૂપ ] વેદો ત્રિગુણને વિષય કરનારા [ છે. ] હે **અર્જુન** ! [ તમે ] નિર્ગુણ થાઓ. [ સુખદુઃખાદિરૂપ ] દ્વંદ્વોથી રહિત અચલ ધૈર્યવાળા, યોગ અને ક્ષેમવિનાના [ ને ] આત્મ-નિષ્ઠ [ થાઓ. ] **૪૫**

બ્રહ્માનંદની પ્રાપ્તિમાં સર્વ આનંદનો સમાસ થઇ જાય છે એમ નિરૂપણ કરે છે:—

**यावानर्थ उदपाने, सर्वतः संप्लुतोदके ।**
**तावान्सर्वेषु वेदेषु, ब्राह्मणस्य विजानतः ॥ ४६ ॥**

**શ૦:**—[ જેમ ] થોડા જલવાળા સ્થાનમાં જેટલું [ સ્નાન-પાનાદિરૂપ ] પ્રયોજન [ સિદ્ધ થાય છે ] તેટલું [ સ્નાનપાનાદિરૂપ સર્વ પ્રયોજન ] સર્વઆણીથી [ ભરેલા ] મોટા જલાશયમાં [ પણ સિદ્ધ થાય છે તેમ ] સર્વ [ કર્મકાંડરૂપ ] વેદોમાં [ કહેલાં કામ્યકર્મોથી જે આનંદ પ્રાપ્ત થાય છે તે સર્વ આનંદ બ્રહ્મ ] જાણનાર બ્રાહ્મણને [ મળે છે. ] ૪૬

હજી તમારો જ્ઞાનને વિષે અધિકાર થયો નથી, તમે નિષ્કામકર્મના અધિકારી છો એમ **શ્રીકૃષ્ણ અર્જુન**પ્રતિ કહે છે:—

**कर्मण्येवाधिकारस्ते, मा फलेषु कदाचन ।**
**मा कर्मफलहेतुर्भूर्, मा ते संगोऽस्त्वकर्मणि ॥ ४७ ॥**

**શ૦:**—તમારો કર્મમાંજ અધિકાર હો, [ કર્મનાં ] ફલોમાં કદીપણ ન [ હો. તમે ] કર્મનાં ફલોને ઉત્પન્ન કરનારા ન થાઓ; [ તેમ ] કર્મ ન કરવામાં [ પણ ] તમારી પ્રીતિ ન [ થાઓ. ] ૪૭

ઉપર કહેલા વિષયને પુનઃ વિસ્તારથી કહે છે:—

**योगस्थः कुरु कर्माणि, संगं त्यक्त्वा धनंजय ।**
**सिद्ध्यसिद्ध्योः समो भूत्वा, समत्वं योग उच्यते ॥ ४८ ॥**

**શ૦:**—હે **ધનંજય**! [ તમે ] યોગને વિષે સ્થિત થઇ, [ સ્વર્ગાદિ ] ફલની ઇચ્છા [ ને કર્તાપણાનું અભિમાન ] ત્યજી, [ તથા ] સિદ્ધિમાં અને અસિદ્ધિમાં સમાન–હર્ષશોકરહિત–થઈ કર્મોને કરો. સમપણું યોગ કહેવાય છે. ૪૮

સકામકર્મોથી નિષ્કામકર્મોનું શ્રેષ્ઠપણું નિરૂપણ કરે છે:—

**दूरेण ह्यवरं कर्म, बुद्धियोगाद्धनंजय ।**
**बुद्धौ शरणमन्विच्छ, कृपणाः फलहेतवः ॥ ४९ ॥**

**શ૦:**—હે **ધનંજય**! ખરેખર નિષ્કામકર્મથી [ સકામ ] કર્મ અતિ અધમ [ છે, માટે તમે ] પરમાત્મબુદ્ધિની પ્રાપ્તિમાટે નિષ્કામકર્મ કરવાની ઇચ્છા કરો. સકામપુરુષો [ તો ] કૃપણ ( દીન ) [ છે. ] ૪૯

નિષ્કામકર્મો કરનારને થનારા ફલનું નિરૂપણ કરે છે:—

**बुद्धियुक्तो जहातीह, उभे सुकृतदुष्कृते ।**
**तस्माद्योगाय युज्यस्व, योगः कर्मसु कौशलम् ॥ ५० ॥**

**શ૦:**—આમાં ( શાસ્ત્રે વિધાન કરેલાં કર્મોમાં ) સમપણાની બુદ્ધિવાળો [ પુરુષ ] પુણ્યપાપ બંનેને ત્યજી દે છે, તેથી [ તમે] સમપણાની બુદ્ધિરૂપ યોગને માટે પ્રવૃત્ત થાઓ, [ કારણકે સમપણાની બુદ્ધિરૂપ તે ] યોગ[ જ તે ] કર્મોમાં [ પ્રવૃત્ત પુરુષનું ] કુશલપણું [ છે. ] ૫૦

સ્વર્ગાદિમાં આસક્તિ નહિ રાખવાથી મોક્ષની પ્રાપ્તિ થાય છે એમ કહે છે:—

**कर्मजं बुद्धियुक्ता हि, फलं त्यक्त्वा मनीषिणः ।**
**जन्मबंधविनिर्मुक्ताः, पदं गच्छंत्यनामयम् ॥ ५१ ॥**

**શ૦:**—ખરેખર સમપણાની બુદ્ધિવાળા [ પુરુષો ] કર્મથી ઉત્પન્ન થયેલાં [ સ્વર્ગાદિ ] ફલને ત્યજીને આત્મજ્ઞાનવાળા [થઇ,] જન્મરૂપ બંધમાંથી અત્યંત છૂટા [ થઇને સર્વ ] ઉપદ્રવથી રહિત [ મોક્ષરૂપ પરમ ] પદને પામે છે. ૫૧

ચિત્ત શુદ્ધ થવાથી વૈરાગ્ય ઉપજે છે એમ પ્રતિપાદન કરે છે:-

**यदा ते मोहकलिलं, बुद्धिर्व्यतितरिष्यति ।**
**तदा गन्तासि निर्वेदं, श्रोतव्यस्य श्रुतस्य च ॥ ५२ ॥**

**શ૦:**—જ્યારે તમારી બુદ્ધિ મોહરૂપી મેલને ત્યજી દેશે ત્યારે [ તમે ] સાંભળવાયોગ્ય કર્મફ્લોના ને સાંભળેલાં કર્મફ્લોના [ સંબંધમાં ] વિરાગને પામશો. ૫૨

એવા વૈરાગ્યવાનને આત્મજ્ઞાનની પ્રાપ્તિ ક્યારે થાય છે તે કહે છે:—

**श्रुतिविप्रतिपन्ना ते, यदा स्थास्यति निश्चला ।**
**समाधावचला बुद्धिस्तदा योगमवाप्स्यसि ॥ ५३ ॥**

**શ૦:**—[ પૂર્વે નાનાપ્રકારનાં કર્મફ્લોને ] શ્રવણ કરવાથી સંશયવાળી થયેલી તમારી બુદ્ધિ જ્યારે સમાધિમાં નિશ્ચલ [ તથા ] અચલ સ્થિત થશે ત્યારે [ તમે ] યોગને ( જીવના અને બ્રહ્મના અભેદજ્ઞાનને ) પામશો. ૫૩

હવે સ્થિરબુદ્ધિવાળાનાં લક્ષણ કેવાં હોય એમ **અર્જુન** **શ્રીકૃ**ષ્ણને પૂછે છે:—

## अर्जुन उवाच ॥

**स्थितप्रज्ञस्य का भाषा, समाधिस्थस्य केशव ।**
**स्थितधीः किं प्रभाषेत, किमासीत व्रजेत किम् ॥ ५४ ॥**

**શ૦:—અર્જુન** બોલ્યા:–‘ હે **કેશવ** ! સમાધિમાં રહેલા સ્થિરબુદ્ધિવાળા[ પુરુષ ]નું લક્ષણ શું ? [ સમાધિમાંથી ઊઠેલા તે ] સ્થિરબુદ્ધિવાળા [ પુરુષ ] કેવી રીતનું બોલે ?

[ તથા ] કેવી રીતે સ્થિર થાય ? –બહારની ઇંદ્રિયોનો નિગ્રહ કરે ? [ તથા ઇંદ્રિયોના નિગ્રહના અભાવકાલમાં તે ] કેવી રીતે વિષયોને પામે ? ' ૫૪

સમાધિમાં સ્થિર થયેલા સ્થિતપ્રજ્ઞનું લક્ષણ કહે છે:—

**श्रीभगवानुवाच ॥**

**प्रजहाति यदा कामान्, सर्वान्पार्थ मनोगतान् ।**
**आत्मन्येवात्मना तुष्टः, स्थितप्रज्ञस्तदोच्यते ॥ ५५ ॥**

**શ૦:—શ્રીભ**ગવાન્ બોલ્યા:–' હે **પાર્થ ! જ્યારે** [ તે સમાધિસ્થ પુરુષ પોતાના ] મનમાં રહેલી સર્વ ઇચ્છાઓને ત્યજી દે છે, [અને] આત્મામાં આત્માવડેજ સંતોષ પામે છે ત્યારે [ તે સમાધિસ્થ પુરુષ ] સ્થિતપ્રજ્ઞ ( સ્થિરબુદ્ધિવાળા ) કહેવાય છે. ૫૫

હવે નીચેના બે શ્લોકવડે બીજા પ્રશ્નનું ઉત્તર કહે છે:—

**दुःखेष्वनुद्विग्नमनाः, सुखेषु विगतस्पृहः ।**
**वीतरागभयक्रोधः, स्थितधीर्मुनिरुच्यते ॥ ५६ ॥**

**શ૦:**—દુ:ખોમાં ઉદ્વેગરહિત મનવાળા, [વિષયનાં] સુખોમાં ઇચ્છાવિનાના [ અને ] રાગ, ભય તથા ક્રોધ જેમનાં નાશ પામ્યાં છે એવા મુનિ સ્થિરબુદ્ધિવાળા કહેવાય છે. ૫૬

**यः सर्वत्रानभिस्नेहस्तत्तत्प्राप्य शुभाशुभम् ।**
**नाभिनंदति न द्वेष्टि, तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ ५७ ॥**

**શ૦:**—જે [ વિદ્વાન્ પુરુષ પ્રકૃતિથી ઉપજેલા ] સર્વ પદાર્થોમાં સ્નેહરહિત [ છે, તથા ] તે તે પ્રિયાપ્રિય[ **વિષય** ]-

ને પામીને વખાણતા નથી, [ તેમ ] દ્વેષ કરતા નથી, તેમની બુદ્ધિ સ્થિર [ છે એમ જાણવું. ] ૫૭

પુનઃ ઇંદ્રિયોને અંતર્મુખ કરી તે સમાધિમાટે યત્ન કરે છે એમ નિરૂપણ કરે છેઃ—

**यदा संहरते चायं, कूर्मोऽङ्गानीव सर्वशः ।**
**इंद्रियाणींद्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ ५८ ॥**

**શ૦ઃ**—[ જેમ ] કાચબો [ પોતાનાં માથું ને પગ આદિ ] અંગોને [ અનાયાસે સંકોચી લે છે ] તેમ આ [ વિદ્વાન્ પુરુષ ] જ્યારે [ પોતાની ] સર્વે ઇંદ્રિયોને ઇંદ્રિયોના વિષયોથી ફરીથી સંકોચી લે છે [ત્યારે] તેમની બુદ્ધિ સ્થિર [ છે એમ જાણવું. ] ૫૮

રોગાદિવડે વિષયોની નિવૃત્તિ થવાથી સ્થિતપ્રજ્ઞ થવાતું નથી એમ કહે છેઃ—

**विषया विनिवर्तंते, निराहारस्य देहिनः ।**
**रसवर्जं रसोऽप्यस्य, परं दृष्ट्वा निवर्तते ॥ ५९ ॥**

**શ૦ઃ**—ઇંદ્રિયોવડે વિષયોને ગ્રહણ નહિ કરી શકનાર રોગી પુરુષના [ શબ્દાદિક ] વિષયો નિવૃત્ત થઇ જાય છે, [ પણ તે વિષયોમાંની ] આસક્તિ જતી નથી, [ અને ] આ[ સ્થિતપ્રજ્ઞ પુરુષ ]ની [ તો ] પરમાત્માનો સાક્ષાત્કાર થવાથી આસક્તિ પણ જતી રહે છે. ૫૯

હવે બાહ્યેંદ્રિયોના નિગ્રહની આવશ્યકતા જણાવે છેઃ—

**यततो ह्यपि कौंतेय, पुरुषस्य विपश्चितः ।**
**इंद्रियाणि प्रमाथीनि, हरंति प्रसभं मनः ॥ ६० ॥**

શ૦:—હે કૌંતેય ! યત્ન કરનારા વિવેકી પુરુષના મનને પણ સર્વને મથી નાંખનારી ઇંદ્રિયો બલાત્કારે [ વિષયોભણી ] ખેંચી જાય છેજ. ૬૦

२ ३ ४ ५ ६ १
तानि सर्वाणि संयम्य, युक्त आसीत मत्परः ।
९ १० ७ ८ ११ १२ १३
वशे हि यस्येंद्रियाणि, तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ ६१ ॥

શ૦:—મારો અનન્ય ભક્ત તે સર્વને વશ રાખી ચિત્ત સ્થિર કરીને બેસે, કેમકે જેની ઇંદ્રિયો વશ વર્તે છે તેની બુદ્ધિ સ્થિર [ થાય છે. ] ૬૧

બાહ્યેંદ્રિયોના નિગ્રહની સાથે મનોનિગ્રહની પણ આવશ્યકતા છે એમ પ્રતિપાદન કરે છે:—

२ १ ३ ५ ४ ६
ध्यायतो विषयान्पुंसः, संगस्तेषूपजायते ।
७ ९ ८ १० ११ १२
संगात्संजायते कामः, कामात्क्रोधोऽभिजायते ॥ ६२ ॥

१३ १५ १४ १६ १७
क्रोधाद्भवति संमोहः, संमोहात्स्मृतिविभ्रमः ।
१८ १९ २० २१
स्मृतिभ्रंशाद्बुद्धिनाशो, बुद्धिनाशात्प्रणश्यति ॥ ६३ ॥

શ૦:—વિષયોનું ધ્યાન કરનારા પુરુષને તેઓમાં (વિષયોમાં) સંગ ઉપજે છે. સંગથી કામના ઉત્પન્ન થાય છે, કામનાથી ક્રોધ ઉત્પન્ન થાય છે, ક્રોધથી સંમોહ ઉપજે છે, સંમોહથી સ્મૃતિનો નાશ, સ્મૃતિના નાશથી બુદ્ધિનો નાશ, [અને] બુદ્ધિના નાશથી [પુરુષ] નાશ પામે છે. ૬૨-૬૩

હવે ચોથા પ્રશ્નનું ઉત્તર આઠ શ્લોકોથી કહેવું છે; તેમાં પ્રથમ સુદૃઢ મનોનિગ્રહવાળાને બાહ્યેંદ્રિયો અડચણ કરી શકતી નથી એમ પ્રતિપાદન કરે છે:—

**रागद्वेषवियुक्तैस्तु, विषयानिंद्रियैश्चरन् ।**
**आत्मवश्यैर्विधेयात्मा, प्रसादमधिगच्छति ॥ ६४ ॥**

**શ૦:**—વશ રાખેલા મનવાળો [પુરુષ] તો રાગદ્વેષરહિત [ તથા ] પોતાના મનને અધીન એવી ઇંદ્રિયોવડે વિષયોને ગ્રહણ કરતો [ છતો ] ચિત્તની નિર્મલતાને પામે છે. ૬૪

ચિત્તની નિર્મલતાથી થનારા ફલને કહે છે:—

**प्रसादे सर्वदुःखानां, हानिरस्योपजायते ।**
**प्रसन्नचेतसो ह्याशु, बुद्धिः पर्यवतिष्ठते ॥ ६५ ॥**

**શ૦:**—ચિત્તની નિર્મલતાથી આ[પુરુષ]નાં સર્વ દુઃખોનો નાશ થાય છે, કારણકે નિર્મલ ચિત્તવાળાની બુદ્ધિ તુરતજ સ્થિર થાય છે. **૬૫**

અશાંત પુરુષને સુખની પ્રાપ્તિ થતી નથી એમ પ્રતિપાદન કરે છે:—

**नास्ति बुद्धिरयुक्तस्य, न चायुक्तस्य भावना ।**
**न चाभावयतः शांतिरशांतस्य कुतः सुखम् ॥ ६६ ॥**

**શ૦:**—ચિત્તને વશ કર્યું નથી તે[ પુરુષ]ને બુદ્ધિ [ઉપજતી] નથી, તથા ચિત્તને વશ કર્યું નથી તેને ભાવના [ઉત્પન્ન થતી] નથી, અને ભાવનારહિત[ પુરુષ ]ને શાંતિ [ ઉત્પન્ન થતી ] નથી. શાંતિરહિત[પુરુષ]ને સુખ ક્યાંથી ? ૬૬

અયુક્ત પુરુષમાં ઉક્ત બુદ્ધિ ન ઉપજવાનું કારણ કહે છે:—

**इंद्रियाणां हि चरतां, यन्मनोऽनुविधीयते ।**
**तदस्य हरति प्रज्ञां, वायुर्नावमिवांभसि ॥ ६७ ॥**

શ૦:—કારણકે [ પોતપોતાના વિષયોમાં ] ભટકતી ઇંદ્રિયોમાંની જે [ એક ઇંદ્રિયની સાથે ] મન જોડાય છે તે [ એક ઇંદ્રિય પણ ] આ[ સાધક પુરુષ ]ની બુદ્ધિને ખેંચી જાય છે, જેમ જલમાં [ રહેલા ] નાવને [ પ્રતિકૂલ ] વાયુ [ ખેંચી જાય છે તેમ. ] ૬૭

**तस्माद्यस्य महाबाहो, निगृहीतानि सर्वशः ।**
**इंद्रियाणींद्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ ६८ ॥**

શ૦:—તેથી હે મહાબાહો ! જેની સર્વ ઇંદ્રિયો ઇંદ્રિયોના વિષયોભણીથી રોકેલી છે તેની બુદ્ધિ સ્થિર [ થાય છે. ] ૬૮

**या निशा सर्वभूतानां, तस्यां जागर्ति संयमी ।**
**यस्यां जाग्रति भूतानि, सा निशा पश्यतो मुनेः ॥ ६९ ॥**

શ૦:—જે [ પ્રજ્ઞા ] સર્વ [ અજ્ઞાની ] મનુષ્યોની રાત્રિ [છે] તેમાં યોગી જાગે છે, [ને] જે[ અવિદ્યારૂપ રાત્રિ ]માં [ સર્વ અજ્ઞાની ] મનુષ્યો જાગે છે તે [ અવિદ્યા ] આત્મદર્શી મુનિની રાત્રિ [ છે. ] ૬૯

જ્ઞાનીઓના સર્વ વિક્ષેપોની શાંતિ પણ સ્વભાવસિદ્ધ છે એમ ઉદાહરણ આપીને સમજાવે છેઃ—

**आपूर्यमाणमचलप्रतिष्ठं, समुद्रमापः प्रविशंति यद्वत् ।**
**तद्वत्कामा यं प्रविशंति सर्वे, स शांतिमाप्नोति न कामकामी ॥७०॥**

શ૦:—જેવી રીતે ચારે ભણીથી [ સર્વ નદીઓવડે ] પૂર્ણ થયેલા [ તથા પોતાની સીમામાં ] અચલ રહેનારા સમુદ્રપ્રતિ [ વરસાદનું ] જલ પ્રવેશ કરે છે તેવી રીતે જે[પુરુષ]માં સર્વ વિષયો પ્રવેશ કરે છે તે શાંતિને પામે છે, વિષયોની ઇચ્છાવાળો [ શાંતિને પામતો ] નથી. ૭૦

પ્રાપ્ત થયેલા વિષયોનો પરિત્યાગ કરવાથી શાંતિ મળે છે એમ પ્રતિપાદન કરે છેઃ—

५ ४ १ ३ २ ८ ६
**विहाय कामान्यः सर्वान्, पुमांश्चरति निःस्पृहः ।**
७ ८ १० ११ १२
**निर्ममो निरहंकारः, स शांतिमधिगच्छति ॥ ७१ ॥**

**શ૦**:—જે પુરુષ સર્વ કામનાઓને ત્યજીને ઇચ્છારહિત, મમતારહિત [ને] અહંકારરહિત [થઈ] વિચરે છે તે શાંતિને પામે છે. **૭૧**

હવે સાંખ્યનિષ્ઠાના ફલનું નિરૂપણ કરે છેઃ—

२ ३ ४ १ ७ ५ ६ ८
**एषा ब्राह्मी स्थितिः पार्थ, नैनां प्राप्य विमुह्यति ।**
११ ९ १० १२ १४ १३ १५
**स्थित्वाऽस्यामंतकालेऽपि, ब्रह्म निर्वाणमृच्छति ॥ ७२ ॥**

**इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे सांख्ययोगो नाम द्वितीयोऽध्यायः ॥ २ ॥**

**શબ્દાર્થઃ**—હે **પાર્થ** ! આ બ્રાહ્મી સ્થિતિ [ છે. ] એ- [ સ્થિતિ ]ને પામીને [ પુરુષ ] મોહ પામતો નથી. આ- [ સ્થિતિ ]માં અંતકાલમાં રહીને પણ [ પુરુષ ] નિર્વાણરૂપ બ્રહ્મ–મોક્ષ–ને પામે છે. ' ૭૨

શ્રીમદ્ભગવદ્ગીતાના સાંખ્યયોગનામના બીજા અધ્યાયની
શ્રીનાથશર્મપ્રણીત અન્વયાર્થદીપિકા ટીકા પૂરી થઈ. ૨



॥ ॐ ॥

## અધ્યાય ૩ જો.

### કર્મયોગ.

---

જ્ઞાનયોગનું અત્યંત શ્રેષ્ઠપણું સાંભળી **અર્જુન** કર્મયોગમાં પોતાની ઉપેક્ષા બતાવે છે:—

## अर्जुन उवाच ॥

**ज्यायसी चेत्कर्मणस्ते, मता बुद्धिर्जनार्दन ।**
**तत्किं कर्मणि घोरे मां, नियोजयसि केशव ॥ १ ॥**

**શબ્દાર્થઃ**—**અર્જુન** બોલ્યા:–'હે **જનાર્દન** ! જો તમે કર્મથી જ્ઞાન શ્રેષ્ઠ માનેલ છે, તો પછી હે કેશવ ! [ આ ] ઘોર કર્મમાં મને શામાટે જોડો છો ? ૧

**અર્જુન** પ્રાર્થના કરે છે કે મારી બુદ્ધિને મોહ નહિ પમાડતાં જેમાં મારું શ્રેય રહ્યું હોય તેજ આપે મને કહેવું જોઇએ:—

**व्यामिश्रेणेव वाक्येन, बुद्धिं मोहयसीव मे ।**
**तदेकं वद निश्चित्य, येन श्रेयोऽहमाप्नुयाम् ॥ २ ॥**

**શ૦**:—મિશ્રજેવા વચનવડે મારી બુદ્ધિને જાણે મોહ પમાડો છો. તે એક[ અધિકાર ]નો નિશ્ચય કરીને કહો, [કે] જેવડે હું મોક્ષને પામું.' ૨

## श्रीभगवानुवाच ॥

**लोकेऽस्मिन्द्विविधा निष्ठा, पुरा प्रोक्ता मयाऽनघ ।**
**ज्ञानयोगेन सांख्यानां, कर्मयोगेन योगिनाम् ॥ ३ ॥**

**શ૦:—શ્રીભ**ગવાન્ બોલ્યાઃ–'હે પાપરહિત ! (**અર્જુન !**) આ લોકમાં પૂર્વ [ અધ્યાયમાં ] મેં બે પ્રકારની નિષ્ઠા કહી [ હતી, તેમાં ] તત્ત્વજ્ઞાનીઓની જ્ઞાનરૂપ યોગે કરીને [ તે નિષ્ઠા કહી હતી, અને ] કર્મયોગીઓની કર્મરૂપ યોગવડે [ તે નિષ્ઠા કહી હતી. ] ૩

નિષ્કામકર્મોવિના જ્ઞાન ઉપજતું નથી એમ પ્રતિપાદન કરે છેઃ–

૫ ૧ ૨ ૪ ૩ ૬
**न कर्मणामनारंभान्, नैष्कर्म्यं पुरुषोऽश्नुते ।**
૬ ૧ ૭ ૮ ૯ ૧૦ ૧૨
**न च संन्यसनादेव, सिद्धिं समधिगच्छति ॥ ४ ॥**

**શ૦:**—[ નિષ્કામ ]કર્મોના ન આરંભવાથી [ અધિકારી ] પુરુષ નિષ્કર્મભાવને પામતો નથી, અને [ માત્ર ] સંન્યાસથી પણ સિદ્ધિને ( જ્ઞાનને ) પામતો નથી. ૪

ચિત્તશુદ્ધિવિના પુરુષ બહિર્મુખ રહે છે એમ નિરૂપણ કરે છેઃ–

૭ ૧ ૨ ૪ ૫ ૩ ૮ ૬
**न हि कश्चित्क्षणमपि, जातु तिष्ठत्यकर्मकृत् ।**
૧૫ ૯ ૧૨ ૧૪ ૧૩ ૧૦ ૧૧
**कार्यते ह्यवशः कर्म, सर्वः प्रकृतिजैर्गुणैः ॥ ५ ॥**

**શ૦:**—નિશ્ચય કોઇ પણ [ અજ્ઞાની પુરુષ ] કદી [ એક ] ક્ષણ પણ કર્મ કર્યા વિના રહી શકતો નથી, કારણકે પ્રકૃતિથી ઉપજેલા ગુણોવડે પરતંત્ર [ એવા ] સર્વ [ અજ્ઞાની પુરુષપાસે તે ] કર્મ કરાવે છે. ૫

ઔત્સુકયમાત્રથી વિનાઅધિકારે સંન્યાસ કરવાથી મનુષ્યને તે સંન્યાસના ફલની પ્રાપ્તિ થતી નથી એમ જણાવે છેઃ—

૩ ૪ ૧ ૮ ૬ ૭
**कर्मेन्द्रियाणि संयम्य, य आस्ते मनसा स्मरन् ।**
૫ ૨ ૧૦ ૯ ૧૧
**इंद्रियार्थान्विमूढात्मा, मिथ्याचारः स उच्यते ॥ ६ ॥**

શ૦:—જે મહામૂઢ કર્મેન્દ્રિયોને વશ કરીને ઇંદ્રિયોના વિષયોનું મનથી સ્મરણ કરતો [ છતો ] રહે છે તે મિથ્યા આચારવાળો–ઢોંગી–કહેવાય છે. ૬

અધિકારવિના વિનોદમાત્રથી સંન્યાસ ગ્રહણ કરે તેના કરતાં નિષ્કામકર્મો કરનારો શ્રેષ્ઠ છે એમ કહે છે:—

૩ ૧ ૫ ૪ ૬ ૧૦ ૨
**यस्त्विंद्रियाणि मनसा, नियम्यारभतेऽर्जुन ।**
૮ ૯ ૭ ૧૧ ૧૨
**कर्मेन्द्रियैः कर्मयोगमसक्तः स विशिष्यते ॥ ७ ॥**

શ૦:—પણ હે અર્જુન ! જે [ સાધક ] મનવડે ઇન્દ્રિયોને નિયમમાં રાખીને, ફલની ઇચ્છારહિત થઈ, કર્મેન્દ્રિયોવડે કર્મયોગ કરે છે તે [ અશુદ્ધચિત્તવાળા સંન્યાસીકરતાં ] અતિશ્રેષ્ઠ છે. ૭

માટે તમારે પણ એવીજ રીતે કરવું યોગ્ય છે એમ જણાવે છે:–

૨ ૪ ૩ ૧ ૭ ૮ ૫ ૬
**नियतं कुरु कर्म त्वं, कर्म ज्यायो ह्यकर्मणः ।**
૧૨ ૧૩ ૯ ૧૧ ૧૪ ૧૫ ૧૦
**शरीरयात्राऽपि च ते, न प्रसिद्ध्येदकर्मणः ॥ ८ ॥**

શ૦:—તમે નિત્યનૈમિત્તિક કર્મ કરો, કેમકે કર્મ ન કરવાના કરતાં કર્મ [ કરવું એ ] વધારે સારું [છે;] તથા કર્મરહિત એવા તમારા શરીરનો વ્યવહાર પણ સિદ્ધ થશે નહિ. ૮

કામ્યકર્મોવડે બંધન થાય છે, પણ નિષ્કામકર્મોથી બંધન થતું નથી, એમ નિરૂપણ કરે છે:—

૪ ૫ ૬ ૩ ૨ ૭
**यज्ञार्थात्कर्मणोऽन्यत्र, लोकोऽयं कर्मबंधनः ।**
૯ ૧૦ ૧ ૮ ૧૧
**तदर्थं कर्म कौंतेय, मुक्तसंगः समाचर ॥ ९ ॥**

શ૦:—હે કૌંતેય ! આ લોક પરમેશ્વરના આરાધનરૂપ કર્મથી બીજા કર્મમાં કર્મના બંધનને [ પામે છે તેથી ] સંગરહિત [થઇને] ઈશ્વરના આરાધનમાટે કર્મને સારી રીતે કરો. ૯

શ્રીબ્રહ્માએ પણ અધિકારી જનોને કર્મ કરવાની આજ્ઞા આપી છે એમ કહે છે:—

**सहयज्ञाः प्रजाः सृष्ट्वा, पुरोवाच प्रजापतिः ।**
**अनेन प्रसविष्यध्वमेष वोऽस्त्विष्टकामधुक् ॥ १० ॥**

**શ૦:—**પૂર્વે બ્રહ્મા યજ્ઞના અધિકારવાળી પ્રજાઓને સર્જીને કહેતા હવા [કે] આ[યજ્ઞ]વડે [તમે] વૃદ્ધિ પામો, [ને] આ [યજ્ઞ] તમને ઇચ્છિત ફલ આપનારો થાઓ. ૧૦

હવે યજ્ઞાદિરૂપ ધર્મમાં ઇષ્ટફલની પ્રાપ્તિનો હેતુ શાથી છે તે કહે છેઃ—

**देवान्भावयतानेन, ते देवा भावयंतु वः ।**
**परस्परं भावयंतः, श्रेयः परमवाप्स्यथ ॥ ११ ॥**

**શ૦:—**આથી [ તમે ] દેવોને સંતુષ્ટ કરો, [અને] તે દેવો તમને સંતુષ્ટ કરે. [એમ] એકબીજાને સંતુષ્ટ કરતા છતા [તમે] પરમ શ્રેયને પામશો. **૧૧**

સ્વર્ગાદિથી ભિન્ન આ લોકના ઇચ્છિત ભોગની પણ તમને એ યજ્ઞદ્વારા પ્રાપ્તિ થશે એમ ભગવાન્ બ્રહ્મા તે પ્રજાને કહે છેઃ—

**इष्टान्भोगान्हि वो देवा, दास्यंते यज्ञभाविताः ।**
**तैर्दत्तानप्रदायैभ्यो, यो भुंक्ते स्तेन एव सः ॥ १२ ॥**

**શ૦:—**જે કારણથી યજ્ઞવડે તૃપ્ત થયેલા દેવો તમને ઇચ્છિત ભોગોને આપશે, [તેથી] તેમણે આપેલા[ભોગો]ને તેમને અર્થે આપ્યા વિના જે ભોગવે છે તે ચોરજ [છે.] **૧૨**

યજ્ઞાદિ નહિ કરવાથી દોષની પ્રાપ્તિ થાય છે એમ અન્વય તથા વ્યતિરેકથી જણાવે છેઃ—

**यज्ञशिष्टाशिनः संतो, मुच्यंते सर्वकिल्बिषैः ।**
**भुंजते ते त्वघं पापा, ये पचंत्यात्मकारणात् ॥ १३ ॥**

શ૦:—યજ્ઞનું બાકી વધેલું અન્ન જમનારા સંતો (શિષ્ટ પુરુષો) સર્વ પાપોથી મુક્ત થાય છે, અને જે પાપીઓ પોતાને માટે રાંધે છે તેઓ પાપનું ભોજન કરે છે. **૧૩**

હવે નીચેના ત્રણ શ્લોકોથી **શ્રીકૃષ્ણ અર્જુનપ્રતિ** કહે છે કે યજ્ઞ એ જગત્‌રૂપ ચક્રની પ્રવૃત્તિનો હેતુ છે માટે તે કર્તવ્ય છે:—

१ ३ २ ५ ४
**अन्नाद्भवंति भूतानि, पर्जन्यादन्नसंभवः ।**
७ ८ ६ ९ १०
**यज्ञाद्भवति पर्जन्यो, यज्ञः कर्मसमुद्भवः ॥ १४ ॥**

શ૦:—અન્નથી પ્રાણીઓનાં શરીરો થાય છે, અન્નની ઉત્પત્તિ વરસાદથી [ થાય છે, ] વરસાદ યજ્ઞથી થાય છે, [ અને ] યજ્ઞ કર્મથી ઉત્પન્ન [ થાય છે. ] **૧૪**

१ २ ३ ४ ५
**कर्म ब्रह्मोद्भवं विद्धि, ब्रह्माक्षरसमुद्भवम् ।**
६ ७ ९ ८ १० ११
**तस्मात्सर्वगतं ब्रह्म, नित्यं यज्ञे प्रतिष्ठितम् ॥ १५ ॥**

શ૦:—કર્મ વેદથી ઉત્પન્ન થયેલું જાણો, [ અને ] વેદ પરમાત્માથી ઉપજેલા [ જાણો, ] તેથી સર્વ અર્થનો પ્રકાશ કરનાર નિત્ય વેદ યજ્ઞમાં રહેલ [છે.] **૧૫**

२ ३ ४ ७८ ५ ६
**एवं प्रवर्तितं चक्रं, नानुवर्तयतीह यः ।**
१० ११ १२ १ ९ १३
**अघायुरिंद्रियारामो, मोघं पार्थ स जीवति ॥ १६ ॥**

શ૦:—હે **પાર્થ**! એમ ચાલતા કરેલા ચક્રને આ લોકમાં જે નથી અનુસરતો તે પાપરૂપ જીવતરવાળો [ ને કેવલ ] ઇંદ્રિયસુખમાંજ રમનારો વ્યર્થ જીવે છે. **૧૬**

સૃષ્ટિરૂપ ચક્રનો હેતુ જે કર્મો છે તે કર્મોનું અનુષ્ઠાન નહિ કરવાથી તત્ત્વજ્ઞાનીને દોષ લાગતો નથી એમ નીચેના બે શ્લોકોથી પ્રતિપાદન કરે છે:—

२१ ४ ५ ६८ ७ ३
**यस्त्वात्मरतिरेव स्यादात्मतृप्तश्च मानवः ।**
१० ११ ९ १२ १३ १४ १५ १६
**आत्मन्येव च संतुष्टस्तस्य कार्यं न विद्यते ॥ १७ ॥**

**શ૦:**—છતાં જે પુરુષ આત્મામાંજ પ્રીતિવાળો હોય, અને આત્મામાંજ તૃપ્ત થયેલો [હોય,] તથા આત્મામાંજ સંતોષ પામેલો [હોય,] તેને [કાંઇ પણ] કર્તવ્ય હોતું નથી. ૧૭

એવા કૃતાર્થ પુરુષને સ્વર્ગમાટે, મોક્ષમાટે કે દોષની નિવૃત્તિમાટે કર્મ કરવાની અગત્ય રહેતી નથી એમ જણાવે છેઃ—

४ ५ १ २ ३ ९६ ७ ८
**नैव तस्य कृतेनार्थो, नाकृतेनेह कश्चन ।**
१५ १० ११ १२ १३ १४
**न चास्य सर्वभूतेषु, कश्चिदर्थव्यपाश्रयः ॥ १८ ॥**

**શ૦:**—તેને કર્મવડે [કાંઇ] પ્રયોજન નથીજ, [તેમ] કર્મ ન કરવાવડે આ લોકમાં કોઇ પણ [પ્રયોજન] નથી, કેમકે આને સર્વપ્રાણીઓમાં કોઇ પણ પ્રયોજનનો સંબંધ નથી. ૧૮

તમે એવા જ્ઞાની નથી, પણ કર્મોના અધિકારી છો, માટે નિષ્કામકર્મો કરો, એમ **અર્જુન**પ્રતિ **શ્રીકૃષ્ણ** કહે છેઃ—

१ २ ३ ४ ५ ६
**तस्मादसक्तः सततं, कार्यं कर्म समाचर ।**
९ ७११ १० १२१३ ८
**असक्तो ह्याचरन्कर्म, परमाप्नोति पूरुषः ॥ १९ ॥**

**શ૦:**—તેથી ફલની ઇચ્છાવિનાના [ થઇ તમે ] સર્વદા [ અવશ્ય ] કરવાયોગ્ય [ નિત્યનૈમિત્તિક ] કર્મને સારી રીતે કરો, કેમકે પુરુષ ફલની ઇચ્છાથી રહિત [ થઇ ] કર્મને કરતો છતો મોક્ષને પામે છે. ૧૯

લોકસંગ્રહમાટે (લોકોને અધર્મથી રોકી સદ્ધર્મમાં ચલાવવામાટે) પણ તમારે નિષ્કામકર્મો કરવાની અગત્ય છે એમ કહે છેઃ—

३ ४ १ ५ ६ २
**कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादयः ।**
७ ११ ९ ८ १० १२
**लोकसंग्रहमेवापि, संपश्यन्कर्तुमर्हसि ॥ २० ॥**

**શ૦:—**નક્કી જનક આદિ કર્મથીજ [ ચિત્તશુદ્ધિદ્વારા ] સિદ્ધિને ( જ્ઞાનને ) પામ્યા [ હતા, માટે તમે કર્મ કરવાને યોગ્ય છો, અથવા ] લોકસંગ્રહને વિચારીને પણ [ તમે કર્મ ] કરવાનેજ યોગ્ય છો. ૨૦

શ્રેષ્ઠ પુરુષના આચરણને બીજાઓ અનુસરે છે માટે તમારે કર્મ કરવાં જોઇએ એમ પ્રતિપાદન કરે છે:—

૨ ૩ ૪ ૧ ૫ ૬ ૭ ૮ ૯
**यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः ।**
૧૦ ૧૧ ૧૨ ૧૩ ૧૫ ૧૪ ૧૬
**स यत्प्रमाणं कुरुते, लोकस्तदनुवर्तते ॥ २१ ॥**

**શ૦:—**શ્રેષ્ઠ [ પુરુષ ] જે જે [ કર્મને ] કરે છે તે તે-[ કર્મને ]જ બીજા માણસ [ કરે છે. ] તે [શ્રેષ્ઠ] જેને પ્રમાણ કરે છે તેને લોક અનુસરે છે. ૨૧

નીચેના ત્રણ શ્લોકોવડે શ્રેષ્ઠ પુરુષોએ અવશ્ય કર્મમાં પ્રવૃત્ત થવું જોઇએ એમ **શ્રીકૃષ્ણ** પોતાનું દૃષ્ટાંત આપી નિરૂપણ કરે છે:—

૭ ૨ ૧ ૮ ૬ ૩ ૪ ૫
**न मे पार्थास्ति कर्तव्यं, त्रिषु लोकेषु किंचन ।**
૧૧ ૯ ૧૦ ૧૪ ૧૫ ૧૨ ૧૩
**नानवाप्तमवाप्तव्यं, वर्त एव च कर्मणि ॥ २२ ॥**

**શ૦:—**હે **પાર્થ** ! મારે ત્રણ લોકોમાં કાંઇ પણ કર્તવ્ય નથી. ન મળેલું મેળવવાયોગ્ય નથી, છતાં [ હું ] કર્મમાં વર્તું છુંજ. ૨૨

લોકસંગ્રહમાં પોતાને શામાટે પ્રવૃત્તિ કરવી પડે છે તે **શ્રીકૃષ્ણ અર્જુનપ્રતિ** કહે છે:—

૨ ૩ ૫ ૮ ૯ ૪ ૭ ૬
**यदि ह्यहं न वर्तेयं, जातु कर्मण्यतंद्रितः ।**
૧૧ ૧૨ ૧૪ ૧૦ ૧ ૧૩
**मम वर्त्मानुवर्तंते, मनुष्याः पार्थ सर्वशः ॥ २३ ॥**

શ૦:—હે **પાર્થ** ! જો કૃતાર્થબુદ્ધિવડે કદાપિ હું આળસ-રહિત [થઇને] કર્મમાં ન પ્રવૃત્ત થઉં [તો] મનુષ્યો મારા માર્ગને સર્વપ્રકારે અનુસરે. ૨૩

હવે પોતાની કર્મમાં પ્રવૃત્તિ હોવાનું જે કારણ છે તેને **શ્રીકૃષ્ણ** વિશેષ સ્ફુટ કરે છેઃ—

**उत्सीदेयुरिमे लोका, न कुर्यां कर्म चेदहम्**
**संकरस्य च कर्ता स्यामुपहन्यामिमाः प्रजाः ॥ २४ ॥**

શ૦:—જો હું કર્મ ન કરું [ તો ] આ લોકો નાશ પામે, અને [હું] વર્ણસંકરનો કર્તા થઉં, [તથા] આ [બધી] પ્રજાઓનો હણનાર થઉં. ૨૪

ફલેચ્છાનો ત્યાગ કરી લોકસંગ્રહ ઇચ્છનારા વિદ્વાને કર્મ કરવાં જોઇએ એમ પ્રતિપાદન કરે છેઃ—

**सक्ताः कर्मण्यविद्वांसो, यथा कुर्वंति भारत ।**
**कुर्याद्विद्वांस्तथासक्तश्चिकीर्षुर्लोकसंग्रहम् ॥ २५ ॥**

શ૦:—હે **અર્જુન** ! જેવી રીતે અજ્ઞાની [પુરુષો ફલેચ્છા-થી] કર્મમાં આસક્ત [થઇને કર્મ] કરે છે તેવી રીતે લોક-સંગ્રહને કરવાની ઇચ્છાવાળા જ્ઞાની [ફલમાં] આસક્તિરહિત [ થઈ તે કર્મ] કરે. ૨૫

જ્ઞાનોપદેશવડે લોકસંગ્રહ નહિ કરતાં કર્મોવડે લોકસંગ્રહ કરવાનું કારણ કહે છે—

**न बुद्धिभेदं जनयेदज्ञानां कर्मसंगिनाम् ।**
**जोषयेत्सर्वकर्माणि, विद्वान्युक्तः समाचरन् ॥ २६ ॥**

શ૦:—જ્ઞાની કર્મમાં દૃઢ આસક્તિવાળા અજ્ઞાનીઓની બુદ્ધિના ભેદને ન ઉત્પન્ન કરે, [ પણ પોતે ] આદરપૂર્વક સર્વ કર્મોને કરતો છતો [ અજ્ઞાનીઓને તે કર્મમાં ] જોડે. ૨૬

ઉપરના વિષયને વિશેષ સ્ફુટ કરવા નીચેના બે શ્લોક કહે છે:—

**प्रकृतेः क्रियमाणानि, गुणैः कर्माणि सर्वशः ।**
**अहंकारविमूढात्मा, कर्ताऽहमिति मन्यते ॥ २७ ॥**

શ૦:—પ્રકૃતિના ગુણોવડે સર્વપ્રકારે [ સર્વ ] કર્મો કરાય છે, [છતાં] અહંકારથી અતિમૂઢ થયેલા ચિત્તવાળો ‘ હું કર્તા [છું]’ એમ માને છે. ૨૭

**तत्त्ववित्तु महाबाहो, गुणकर्मविभागयोः ।**
**गुणा गुणेषु वर्तंत, इति मत्वा न सज्जते ॥ २८ ॥**

શ૦:—હે મહાબાહો ! ગુણકર્મના તથા વિભાગના યથાર્થ સ્વરૂપને જાણનારો તો [ ઇન્દ્રિયાદિ ] કરણો વિષયોમાં વર્તે છે એમ માનીને કર્તાપણાનું અભિમાન કરતો નથી. ૨૮

હવે જ્ઞાનીએ અજ્ઞાનીની બુદ્ધિને ચલાયમાન નહિ કરવી એ વિષયનો ઉપસંહાર કરે છે:—

**प्रकृतेर्गुणसंमूढाः, सज्जंते गुणकर्मसु ।**
**तानकृत्स्नविदो मंदान्, कृत्स्नविन्न विचालयेत् ॥ २९ ॥**

શ૦:—પ્રકૃતિના ગુણોવડે અતિમૂઢ થયેલા [ જે પુરુષો ] ગુણોમાં અને કર્મોમાં આસક્ત થાય છે તે આત્માને નહિ જાણનારા અનધિકારી[ પુરુષો ]ને આત્મવેત્તા [ પુરુષ તેની શુભ કર્મ કરવાની શ્રદ્ધાથી ] ન ચલાયમાન કરે. ૨૯

મુમુક્ષુને નિષ્કામકર્મો કરવાનો અધિકાર છે એમ જણાવે છે:—

**मयि सर्वाणि कर्माणि, संन्यस्याध्यात्मचेतसा ।**
**निराशीर्निर्ममो भूत्वा, युद्धयस्व विगतज्वरः ॥ ३० ॥**

**શ૦:**—[ તમે ] અધ્યાત્મચિત્તવડે મારામાં સર્વે કર્મોને અર્પણ કરીને આશારહિત, મમતાવિનાના [ ને ] શોકવિનાના થઈ યુદ્ધ કરો. **૩૦**

શુભકર્મોદ્વારાજ ચિત્તશુદ્ધિવડે વિવેકજ્ઞાન પ્રાપ્ત થાય છે એમ કહે છેઃ—

**ये मे मतमिदं नित्यमनुतिष्ठंति मानवाः ।**
**श्रद्धावंतोऽनसूयंतो, मुच्यंते तेऽपि कर्मभिः ॥ ३१ ॥**

**શ૦:**—જે મનુષ્યો શ્રદ્ધાવાળા [ તથા ] અસૂયાથી રહિત [ થઈ ] મારા આ નિત્ય મતનો અંગીકાર કરે છે તેઓ પણ કર્મોથી મુક્ત થાય છે. **૩૧**

એ મત નહી અંગીકાર કરવાથી દોષની પ્રાપ્તિ થાય છે એમ કહે છેઃ—

**ये त्वेतदभ्यसूयंतो, नानुतिष्ठंति मे मतम् ।**
**सर्वज्ञानविमूढांस्तान्, विद्धि नष्टानचेतसः ॥ ३२ ॥**

**શ૦:**—પણ જે અસૂયા કરનારા [ પુરુષો ] મારા આ [નિત્ય] મતનો અંગીકાર કરતા નથી તેમને દુષ્ટ ચિત્તવાળા, સર્વ જ્ઞાનમાં અતિમૂઢ [ તથા સર્વ પુરુષાર્થોથી ] નાશ પામેલા જાણો. **૩૨**

એવા પુરુષોને પુરુષાર્થના સાધનમાં પ્રતિકૂલતા શાથી ઉપજે છે તે કહે છેઃ—

**सदृशं चेष्टते स्वस्याः, प्रकृतेर्ज्ञानवानपि ।**
**प्रकृतिं यांति भूतानि, निग्रहः किं करिष्यति ॥ ३३ ॥**

શ૦:—જ્ઞાનવાન્ પણ પોતાની પ્રકૃતિને અનુસાર ચેષ્ટા કરે છે, [ કેમકે સર્વ ] પ્રાણીઓ [ પોતાની ] પ્રકૃતિને અનુસરે છે [ત્યાં] નિગ્રહ શું કરી શકશે? ૩૩

ઇંદ્રિયોનો જે પોતપોતાના વિષયોમાં રાગદ્વેષ છે તે ત્યાગ કરવાયોગ્ય છે એમ નિરૂપણ કરે છે:—

**इंद्रियस्येंद्रियस्यार्थे, रागद्वेषौ व्यवस्थितौ।**
**तयोर्न वशमागच्छेत्, तौ ह्यस्य परिपंथिनौ ॥ ३४ ॥**

શ૦:—ઇંદ્રિયને ઇંદ્રિયના વિષયમાં રાગ તથા દ્વેષ ગોઠવાયેલા (નિયમપૂર્વક રહેલા) છે, તે[ રાગદ્વેષ ]ને વશ ન થવું, કારણકે તે બંને આ[ પ્રાણી ]ના શત્રુઓ [ છે. ] ૩૪

હવે વિહિતકર્મોનું માહાત્મ્ય કહે છે:—

**श्रेयान्स्वधर्मो विगुणः, परधर्मात्स्वनुष्ठितात् ।**
**स्वधर्मे निधनं श्रेयः, परधर्मो भयावहः ॥ ३५ ॥**

શ૦:—બહુગુણવાળા પરધર્મકરતાં ઓછા ગુણવાળો સ્વધર્મ અતિશ્રેષ્ઠ [છે.] સ્વધર્મમાં મરણ સારું [ છે, પણ ] પરધર્મ [ તો ] ભય ઉપજાવનારો [ છે. ]' ૩૫

પુરુષની કામ્ય અને નિષિદ્ધ વિષયોમાં પ્રીતિ કરાવનાર કોણ છે એમ **અર્જુન શ્રીકૃષ્ણ**પ્રતિ પ્રશ્ન કરે છે:—

## अर्जुन उवाच ॥

**अथ केन प्रयुक्तोऽयं, पापं चरति पूरुषः ।**
**अनिच्छन्नपि वार्ष्णेय, बलादिव नियोजितः ॥ ३६ ॥**

શ૦:—અર્જુન બોલ્યા:–' હે વાર્ષ્ણેય ! ત્યારે આ પુરુષ [ પાપ કરવાને ] નહિ ઇચ્છતો છતો પણ પરાણે પ્રવૃત્ત કરેલા-[ પુરુષ ]ની પેઠે કોનાથી પ્રેરેલો પાપને કરે છે ? ' ૩૬

હવે શ્રીકૃષ્ણ તે પ્રશ્નનું ઉત્તર આપે છે:—

## श्रीभगवानुवाच ॥

**काम एष क्रोध एष, रजोगुणसमुद्भवः ।**
**महाशनो महापाप्मा, विद्ध्येनमिह वैरिणम् ॥ ३७ ॥**

શ૦:—શ્રીભગવાન્ બોલ્યા:–' [ પાપમાં પ્રેરનારો ] આ કામ [ છે. તે ] રજોગુણથી ઉત્પન્ન થયેલો [ છે, તથા તે ] ઘણો આહાર કરનાર [ ને ] અતિઉગ્ર [ છે, માટે ] અહીં ( સંસારમાં ) એને વેરિરૂપ જાણો. ૩૭

હવે તે કામનું શત્રુપણું ત્રણ ઉદાહરણો આપી સ્પષ્ટ કરે છે:—

**धूमेनाव्रियते वह्निर्, यथाऽऽदर्शो मलेन च ।**
**यथोल्बेनावृतो गर्भस्तथा तेनेदमावृतम् ॥ ३८ ॥**

શ૦:—જેમ ધુમાડાથી અગ્નિ ઢંકાય છે, તથા મેલથી દર્પણ [ ઢંકાય છે, અને ] જેમ ઓરથી ગર્ભ ઢંકાયેલો [ છે, ] તેમ તેણે ( કામે ) આને–જ્ઞાનને–ઢાંકેલું [ છે. ] ૩૮

હવે એ કામનું સ્વરૂપ વિશેષપણે વર્ણવે છે:—

**आवृतं ज्ञानमेतेन, ज्ञानिनो नित्यवैरिणा ।**
**कामरूपेण कौंतेय, दुष्पूरेणानलेन च ॥ ३९ ॥**

શ૦:—હે કૌંતેય! જ્ઞાનીના નિત્યના વેરી [ તથા ] તૃષ્ણારૂપ [ ને ] અગ્નિની પેઠે કદીપણ તૃપ્ત ન થાય એવા એણે ( એ કામે ) જ્ઞાનને ઢાંકી દીધેલું [ છે. ] ૩૯

હવે એ કામનાં સ્થાન કયાં કયાં છે તે કહે છે:—

१ २ ३ ४ ५ ६
**इंद्रियाणि मनोबुद्धिरस्याधिष्ठानमुच्यते ।**
७ १२ ८ ९ १० ११
**एतैर्विमोहयत्येष, ज्ञानमावृत्य देहिनम् ॥ ४० ॥**

શ૦:—ઇંદ્રિયો, મન [ને] બુદ્ધિ [ એ ત્રણ ] આનાં (કામનાં) અધિષ્ઠાન કહેવાય છે. તેઓવડે આ (કામ) જ્ઞાનને ઢાંકીને દેહાભિમાની પુરુષને મોહ પમાડે છે. ૪૦

२ ३ ५ ४ ६ १
**तस्मात्त्वमिंद्रियाण्यादौ, नियम्य भरतर्षभ ।**
७ ११ १० ९ ८
**पाप्मानं प्रजहि ह्येनं, ज्ञानविज्ञाननाशनम् ॥ ४१ ॥**

શ૦:—હે ભરતકુલમાં શ્રેષ્ઠ! ( અર્જુન! ) એટલામાટે તમે પ્રથમ ઇંદ્રિયોને નિયમમાં લાવીને [ સર્વ ] પાપના મૂલભૂત [ ને ] જ્ઞાનવિજ્ઞાનનો નાશ કરનાર આને ( કામને ) નિશ્ચય હણો. ૪૧

તૃષ્ણાનો નાશ કરવામાં પરમાત્માનું જ્ઞાન પણ ઉપયોગી છે, માટે પ્રથમ તે પરમાત્માનું સૌથી શ્રેષ્ઠપણું વર્ણવે છે:—

१ २ ३ ४ ६ ५
**इंद्रियाणि पराण्याहुरिंद्रियेभ्यः परं मनः ।**
८ ७ १० ९ १२ १३ १४ ११ १५
**मनसस्तु परा बुद्धिर्, यो बुद्धेः परतस्तु सः ॥ ४२ ॥**

શ૦:—ઇંદ્રિયોને [ સ્થૂલશરીરથી ] પર કહે છે, ઇંદ્રિયોથી મન પર [ છે, ] ને મનથી બુદ્ધિ પર [ છે, ] અને જે બુદ્ધિથી [ પણ ] પર [ રહ્યો છે તે ] એ [ આત્મા છે. ] ૪૨

હવે પૂર્વે કહેલ વાક્યથી સિદ્ધ થયેલ અર્થનું નિરૂપણ કરે છે:--

२ ३ ४ ५ ८ ७ ६
**एवं बुद्धेः परं बुद्ध्वा, संस्तभ्यात्मानमात्मना ।**
१२ ११ १ १० ९
**जहि शत्रुं महाबाहो, कामरूपं दुरासदम् ॥ ४३ ॥**

**इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे कर्मयोगो नाम तृतीयोऽध्यायः ॥३॥**

**શબ્દાર્થ:**--હે **મહાબાહો !--અર્જુન !** એ પ્રમાણે [આત્માને] બુદ્ધિથી પર જાણીને, [તથા] બુદ્ધિવડે મનને સ્થિર કરીને, મહાપ્રયત્ને જિતી શકાય એવા કામરૂપી શત્રુને હણો. ૪૩

**શ્રીમદ્ભગવદ્ગીતાના કર્મયોગનામના ત્રીજા અધ્યાયની શ્રીનાથશર્મપ્રણીત અન્વયાર્થદીપિકાટીકા પૂરી થઇ. ૩**



## ॥ ૐ ॥

## અધ્યાય ૪ થો.

## યજ્ઞવિભાગયોગ.

હવે જ્ઞાનયોગની તથા કર્મયોગની ફલમાં એકતા નિરૂપણ કરવી છે માટે પ્રથમ એ વિદ્યાપ્રાપ્તિના વંશને કહે છે:—

### श्रीभगवानुवाच ॥

૨ ૫ ૪ ૬ ૧ ૩
**इमं विवस्वते योगं, प्रोक्तवानहमव्ययम् ।**
૭ ૮ ૯ ૧૦ ૧૧ ૧૨
**विवस्वान्मनवे प्राह, मनुरिक्ष्वाकवेऽब्रवीत् ॥ १ ॥**

**શબ્દાર્થ:—શ્રીભગવાન્** બોલ્યા:–હું આ **નાશરહિત** યોગ **સૂર્યને** કહેતો હવો, **સૂર્ય** [ પોતાના પુત્ર ] **મનુને** કહેતા હવા, [ અને ] **મનુ** [ પોતાના પુત્ર ] ઇક્ષ્વાકુને કહેતા હવા. ૧

૨ ૩ ૪ ૫ ૬
**एवं परंपराप्राप्तमिमं राजर्षयो विदुः ।**
૯ ૮ ૧૧ ૭ ૧૦ ૧૨ ૧
**स कालेनेह महता, योगो नष्टः परंतप ॥ २ ॥**

**શ૦:**—હે **અર્જુન**! એમ પરંપરાથી પ્રાપ્ત થયેલા આ-[યોગ]ને રાજર્ષિઓ જાણતા હતા. લાંબા કાલે કરીને તે યોગ હમણાં નાશ પામી ગયો [છે.] ૨

૧ ૨ ૩ ૭ ૮ ૬ ૫ ૯ ૪
**स एवायं मया तेऽद्य, योगः प्रोक्तः पुरातनः ।**
૧૧ ૧૨ ૧૦ ૧૪ ૧૩ ૧૫ ૧૯ ૧૬ ૧૭ ૧૮
**भक्तोऽसि मे सखा चेति, रहस्यं ह्येतदुत्तमम् ॥ ३ ॥**

**શ૦:**—તેજ આ અનાદિ યોગ આજ મેં તમને **કહ્યો.** [ તમે ] મારા ભક્ત છો, વળી મિત્ર [ છો, ] માટે [કહ્યો,] કેમકે એ ઉત્તમ રહસ્ય [છે.]' ૩

વિદ્યાનો વંશ જે પૂર્વે કહ્યો એ સંબંધમાં **અર્જુન** શંકા કરે છે:—

## अर्जुन उवाच ॥

३ १ २ ६ ५ ४
अपरं भवतो जन्म, परं जन्म विवस्वतः ।
१२ ११ १३ ८ ७ ९ १०
कथमेतद्विजानीयां, त्वमादौ प्रोक्तवानिति ॥ ४ ॥

શ૦:—**અર્જુન** બોલ્યા:–'આપનો જન્મ [તો] પછી [છે, અને આ] સૂર્યનો જન્મ [તો આપની] પહેલાં [થયેલો છે, તો] આદિકાલમાં તમે [એ યોગ તેમને] કહ્યો હતો એમ એ [હું] કેમ જાણું?' ૪

**શ્રીકૃષ્ણ** તે એમાંની પહેલી શંકાનું સમાધાન કરે છે:—

## श्रीभगवानुवाच ॥

५ २ ७ ६ ४ ३ १
बहूनि मे व्यतीतानि, जन्मानि तव चार्जुन ।
८ १० ११ ९ १४ १३ १५ १२
तान्यहं वेद सर्वाणि, न त्वं वेत्थ परंतप ॥ ५ ॥

શ૦:—**શ્રીભગવાન્** બોલ્યા:–'હે **અર્જુન**! મારા ને તમારા ઘણા જન્મો થઈ ગયા [છે,] તે બધાને હું જાણું છું, હે શત્રુને તપાવનારા! તમે નથી જાણતા. ૫

હું વસ્તુતાએ અજન્મા છતાં કેવી રીતે જન્મ ધારણ કરતો દેખાઉં છું તે કહી તેની સાથે અનિત્યપણાના પૂર્વપક્ષનું ઉત્તર પણ **શ્રીકૃષ્ણ** આપે છે:—

१ ३ २ ४ ५ ६ ८ ७
अजोऽपि सन्नव्ययात्मा, भूतानामीश्वरोऽपि सन् ।
१० ९ ११ १३ १२
प्रकृतिं स्वामधिष्ठाय, संभवाम्यात्ममायया ॥ ६ ॥

શ૦:—[હું] જન્મરહિત છતાં પણ, [તથા] મરણ-રહિત [છતાં પણ, તેમજ સર્વ] પ્રાણીઓનો ઈશ્વર છતાં પણ, મારી પ્રકૃતિનો આશ્રય કરીને મારી માયાવડે જન્મું છું. ૬

પોતાના લીલારૂપ દેહની પ્રતીતિ શામાટે થાય છે તે કહે છે:—

३ ४ २ ५ ६ ७ १
यदा यदा हि धर्मस्य, ग्लानिर्भवति भारत ।
९ ८ १० १२ १३ ११
अभ्युत्थानमधर्मस्य, तदाऽऽत्मानं सृजाम्यहम् ॥ ७ ॥

**શ૦:**—હે ભારત! નિશ્ચય જ્યારે જ્યારે ધર્મની હાનિ થાય છે, [ ને ] અધર્મની વૃદ્ધિ [ થાય છે ત્યારે ] ત્યારે હું શરીરને ઉપજાવું છું. ૭

એવા પ્રાદુર્ભાવથી કયો અર્થ સિદ્ધ થાય છે તે કહે છે:—

२ १ ५ ३ ४
परित्राणाय साधूनां, विनाशाय च दुष्कृताम् ।
६ ९ ७ ८
धर्मसंस्थापनार्थाय, संभवामि युगे युगे ॥ ८ ॥

**શ૦:**—સત્પુરુષોનું સારી રીતે રક્ષણ કરવામાટે તથા પાપીઓનો નાશ કરવામાટે [ અને ] ધર્મનું સ્થાપન કરવામાટે [ હું ] યુગયુગને વિષે અવતાર ધરું છું. ૮

५ ७ ६ ३ ४ ८ २ १० ९
जन्म कर्म च मे दिव्यमेवं यो वेत्ति तत्त्वतः ।
१३ १२ १४ १५ १६ १७ १८ १९ ११ १
त्यक्त्वा देहं पुनर्जन्म, नैति मामेति सोऽर्जुन ॥ ९ ॥

**શ૦:**—હે અર્જુન! જે મારા દિવ્ય જન્મ તથા [ દિવ્ય ] કર્મને એ પ્રમાણે યથાર્થ જાણે છે તે દેહને છોડીને ફરીથી જન્મ પામતો નથી, [ પણ ] મને પામે છે. ૯

પોતાના સ્વરૂપને કેવી કેવી વૃત્તિવાળા પુરુષો પ્રાપ્ત થાય છે એ શ્રીકૃષ્ણ અર્જુનને જણાવે છે:—

१ २ ३ ४
वीतरागभयक्रोधा, मन्मया मामुपाश्रिताः ।
७ ५ ६ ८ ९
बहवो ज्ञानतपसा, पूता मद्भावमागताः ॥ १० ॥

**શ૦:**—રાગ ભય તથા ક્રોધ જેનાં ગયાં છે એવા, મારામાં-જ મનવાળા, મારો આશ્રય કરીને રહેલા, [ ને ] જ્ઞાનરૂપ

તપથી પવિત્ર થયેલા ઘણા [પુરુષો] મારા સ્વરૂપને પામ્યા [છે.] ૧૦

એમ થવાથી મારામાં વિષમતાનો દોષ આવતો નથી એમ કહે છે:—

**ये यथा मां प्रपद्यंते, तांस्तथैव भजाम्यहम् ।**
**मम वर्त्मानुवर्तंते, मनुष्याः पार्थ सर्वशः ॥ ११ ॥**

**શ૦:**—જેઓ જે પ્રમાણે મને ભજે છે તેમને હું તે પ્રમાણે-જ ભજું છું. (વાંછિત ફલ આપું છું.) હે **પાર્થ !** મનુષ્યો બધી રીતે મારા:માર્ગને અનુસરે છે. ૧૧

હું સર્વદેવમય છતાં તે લોકો મને નહિ ભજતાં દેવોને ભજે છે તેનું કારણ આ છે:—

**कांक्षंतः कर्मणां सिद्धिं, यजंत इह देवताः ।**
**क्षिप्रं हि मानुषे लोके, सिद्धिर्भवति कर्मजा ॥ १२ ॥**

**શ૦:**—અહીં (આ લોકમાં) કર્મોનાં ફલને ઇચ્છનારાઓ દેવતાઓને પૂજે છે, કેમકે મનુષ્યલોકમાં કર્મનું ફલ તુરત મળે છે. ૧૨

સત્ત્વાદિ ગુણની વિષમતાથી સ્વભાવની વિષમતા હોવાનું કહે છે:—

**चातुर्वर्ण्यं मया सृष्टं, गुणकर्मविभागशः ।**
**तस्य कर्तारमपि मां, विद्ध्यकर्तारमव्ययम् ॥ १३ ॥**

**શ૦:**—મેં ગુણ અને કર્મના વિભાગે કરીને ચાર વર્ણ સૃજ્યા છે. તેનો [હું] કરનાર [છતાં] પણ મને નહિ કરનાર [તથા] વિકારરહિત જાણો. ૧૩

કર્તા છતાં પણ મારામાં અકર્તાપણું નીચેના કારણથી છે:-

न मां कर्माणि लिंपंति, न मे कर्मफले स्पृहा ।
इति मां योऽभिजानाति, कर्मभिर्न स बध्यते ॥ १४ ॥

શ૦:—મને કર્મો લેપતાં નથી, મને કર્મના ફલમાં ઇચ્છા નથી, એ પ્રમાણે જે મને સમજે છે તે કર્મોવડે બંધાતો નથી. ૧૪

એમ છે માટે પોતાના સ્વરૂપને અકર્તા તથા અભોક્તા જાણીને તમે પણ કર્મો કરો એમ કહે છે:—

एवं ज्ञात्वा कृतं कर्म, पूर्वैरपि मुमुक्षुभिः ।
कुरु कर्मैव तस्मात्त्वं, पूर्वैः पूर्वतरं कृतम् ॥ १५ ॥

શ૦:—એમ જાણીને પહેલાંના મુમુક્ષુઓએ પણ કર્મ કરેલું [ છે, વળી તેની ] પહેલાંનાએ યુગાંતરમાં [ પણ તે કર્મ ] કરેલું [ છે, ] માટે તમે [ પણ ] કર્મજ કરો. ૧૫

એ કર્મમાં બુદ્ધિમાન્ પુરુષો પણ મોહ પામે છે એમ કહે છે:—

किं कर्म किमकर्मेति, कवयोऽप्यत्र मोहिताः ।
तत्ते कर्म प्रवक्ष्यामि, यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात् ॥१६॥

શ૦:—કર્મ શું ? [ અને ] અકર્મ ( કર્મ નહિ તે ) શું ? એમ આમાં બુદ્ધિમાન્ [ પુરુષો ] પણ ભ્રાંતિ પામ્યા [ છે, ] તેટલામાટે તમને કર્મ [ તથા અકર્મ શું તે ] કહીશ, [ કે ] જેને જાણીને [ તમે ] અશુભથી ( સંસારથી ) મુક્ત થશો. ૧૬

કર્મનું તત્ત્વ જાણવું કઠણ છે એમ કહે છે:—

कर्मणो ह्यपि बोद्धव्यं, बोद्धव्यं च विकर्मणः ।
अकर्मणश्च बोद्धव्यं, गहना कर्मणो गतिः ॥ १७ ॥

શ૦:—શાસ્ત્રવિહિતકર્મનું [ તત્ત્વ ] પણ જાણવાયોગ્ય [ છે, ] અને નિષિદ્ધકર્મનું [ તત્ત્વ પણ ] જાણવાયોગ્ય [ છે, ] તેમ અકર્મનું [ તત્ત્વ પણ ] જાણવાયોગ્ય [ છે, ] કેમકે કર્મનું તત્ત્વ ગહન ( જાણવું ઘણું કઠણ ) [ છે. ] ૧૭

હવે કર્માદિકના વાસ્તવિક સ્વરૂપને કહે છે:—

२ ३ १ ४ ७ ५ ६ १
**कर्मण्यकर्म यः पश्येदकर्मणि च कर्म यः ।**
८ ११ १० १२ १३ १४
**स बुद्धिमान्मनुष्येषु, स युक्तः कृत्स्नकर्मकृत् ॥ १८ ॥**

શ૦:—જે કર્મમાં ( કર્મ કરવામાં ) અકર્મને ( કર્મ ન કરવું તેને ) જુએ છે, અને જે અકર્મમાં ( કર્મ ન કરવામાં ) કર્મને ( કર્મ કરવું તેને ) [ જુએ છે ] તે [ પુરુષ ] મનુષ્યોમાં બુદ્ધિમાન્ [ છે, તથા ] તે યોગી [ અને ] સઘળાં કર્મો કરનારો [ છે. ] ૧૮

એવા તત્ત્વજ્ઞને કર્મો બંધન કરતાં નથી એમ નિરૂપણ કરે છે:—

१ २ ३ ४
**यस्य सर्वे समारंभाः, कामसंकल्पवर्जिताः ।**
५ ६ ९ ८ ७
**ज्ञानाग्निदग्धकर्माणं, तमाहुः पंडितं बुधाः ॥ १९ ॥**

શ૦:—જેનાં સર્વે કર્મો ઇચ્છાથી તથા સંકલ્પથી રહિત [ છે, તથા ] જેનાં કર્મ જ્ઞાનરૂપ અગ્નિથી બળી ગયાં છે, તેને તત્ત્વજ્ઞ [પુરુષો ] પંડિત કહે છે. ૧૯

જ્ઞાનના ઉત્પત્તિકાલમાં કરેલાં કર્મો પણ જ્ઞાનીને બંધન કરતાં નથી એમ જણાવે છે:—

२ १ ३ ४
**त्यक्त्वा कर्मफलासंगं, नित्यतृप्तो निराश्रयः ।**
५ ६ ७ १० १२ ९ ११ ८
**कर्मण्यभिप्रवृत्तोऽपि, नैव किंचित्करोति सः ॥ २० ॥**

શ૦—કર્મની તથા ફલની આસક્તિ ત્યજીને નિરંતર તૃપ્ત, [ તથા ] આશ્રયવિનાનો, કર્મમાં મચેલો [ છતાં ] પણ તે કાંઇ પણ નથી કરતોજ. ૨૦

એવા મહાત્મા શરીરના નિર્વાહમાટે કર્મ કરવાથી પાપને પામતા નથી એમ કહે છે:—

निराशीर्यतचित्तात्मा, त्यक्तसर्वपरिग्रहः ।
शारीरं केवलं कर्म, कुर्वन्नाप्नोति किल्बिषम् ॥ २१ ॥

શ૦:—કામનારહિત, ચિત્ત તથા શરીર જેનું નિયમમાં છે એવો, [ ને ] જેણે સર્વ ભોગસાધનનો સંગ્રહ ત્યજ્યો છે એવો [ પુરુષ ] કેવલ–કર્તાપણાના અભિમાનરહિત–શરીરસંબંધી કર્મને કરતો [ છતો ] પાપને પામતો નથી. ૨૧

વળી એ સંબંધમાં વિશેષ કહે છે:—

यदृच्छालाभसंतुष्टो, द्वंद्वातीतो विमत्सरः ।
समः सिद्धावसिद्धौ च, कृत्वाऽपि न निबध्यते ॥२२॥

શ૦:—વિનાયત્ને મળેલા લાભથી સંતોષી, સુખદુ:ખરૂપી દ્વંદ્વથી રહિત, ઇર્ષ્યાવિનાનો, ફલ મળે તેમાં અને ન મળે તેમાં--એ બંનેમાં--સમવૃત્તિવાળો [ પુરુષ કર્મ ] કરીને પણ બંધાતો નથી. ૨૨

ગૃહસ્થ જ્ઞાનીએ કરેલાં યજ્ઞાદિ કર્મો પણ તે જ્ઞાનીને બંધન કરવા સમર્થ થતાં નથી એમ જણાવે છે:—

गतसंगस्य मुक्तस्य, ज्ञानावस्थितचेतसः ।
यज्ञायाचरतः कर्म, समग्रं प्रविलीयते ॥ २३ ॥

**શ૦:**—સંગરહિત, મુક્ત [ તથા ] જ્ઞાનમાં જેમનું ચિત્ત સ્થિર છે એવા યજ્ઞને માટે કર્મ કરનારાનું કર્મ ફલસહિત નાશ પામે છે. ૨૩

કર્મોનો ફલસહિત નાશ થવામાં તેમની બ્રહ્મદૃષ્ટિજ કારણ છે એમ કહે છે:—

૨ ૧ ૫ ૪ ૬ ૭ ૮
**ब्रह्मार्पणं ब्रह्म हविर्, ब्रह्माग्नौ ब्रह्मणा हुतम् ।**
૯ ૩ ૧૦ ૧૧ ૧૨ ૧૩
**ब्रह्मैव तेन गंतव्यं, ब्रह्म कर्मसमाधिना ॥ २४ ॥**

**શ૦:**—અર્પણ [ એ ] બ્રહ્મજ [ છે, ] હોમવાનું--ઘી આદિ-બ્રહ્મ[જ છે, ] બ્રહ્મરૂપ અગ્નિમાં બ્રહ્મરૂપ કર્તાએ [ જે ] હવન કર્યો [ તે પણ ] બ્રહ્મ[જ છે, ] તે–હવન--વડે પ્રાપ્ત થવાનું [ સ્વર્ગ આદિ ] બ્રહ્મ[જ છે, અને ] કર્મમાં બ્રહ્મબુદ્ધિવડે [ પુરુષને જવાનું ઠેકાણું પણ બ્રહ્મજ છે. ] ૨૪

બ્રહ્મદૃષ્ટિની વિશેષ સ્તુતિ કરવામાટે બીજા યજ્ઞોનું કથન કરે છે:—

૩ ૫ ૧ ૪ ૨ ૬
**दैवमेवापरे यज्ञं, योगिनः पर्युपासते ।**
૮ ૭ ૯ ૧૦ ૧૧ ૧૨
**ब्रह्माग्नावपरे यज्ञं, यज्ञेनैवोपजुह्वति ॥ २५ ॥**

**શ૦:**—બીજા [ કર્મ કરનારા ] યોગીઓ દૈવયજ્ઞજ સદા કરે છે, [ અને ] બીજા [ તત્ત્વવેત્તા પુરુષો ] બ્રહ્મરૂપ અગ્નિમાં યજ્ઞરૂપ [ આત્માને જ્ઞાનરૂપ ] યજ્ઞવડેજ હોમે છે. ૨૫

હવે વેદવિષે કહેલાં શ્રેયનાં સાધનોને યજ્ઞરૂપે વર્ણવે છે:—

૨ ૩ ૧ ૪ ૫
**श्रोत्रादीनींद्रियाण्यन्ये, संयमाग्निषु जुह्वति ।**
૭ ૮ ૬ ૯ ૧૦
**शब्दादीन्विषयानन्य, इंद्रियाग्निषु जुह्वति ॥ २६ ॥**

શ૦:—કોઇ કાન આદિ ઇંદ્રિયોને સંયમરૂપ અગ્નિઓમાં હોમે છે, [ અને ] બીજા [ કેટલાક ] શબ્દાદિ વિષયોને [ કાન આદિ ] ઇંદ્રિયોરૂપ અગ્નિઓમાં હોમે છે. : ૨૬

લયપૂર્વક સમાધિ તથા વ્યુત્થાનનું યજ્ઞરૂપે નિરૂપણ કરી હવે બાધપૂર્વક સમાધિરૂપ અન્ય યજ્ઞોને કહે છે:—

**सर्वाणींद्रियकर्माणि, प्राणकर्माणि चापरे ।**
**आत्मसंयमयोगाग्नौ, जुह्वति ज्ञानदीपिते ॥ २७ ॥**

શ૦:—કોઇ સર્વે ઇંદ્રિયોનાં કર્મોને તથા પ્રાણનાં કર્મોને જ્ઞાનવડે પ્રદીપ્ત થયેલા આત્મસંયમરૂપ યોગાગ્નિમાં હોમે છે. ૨૭

**द्रव्ययज्ञास्तपोयज्ञा, योगयज्ञास्तथाऽपरे ।**
**स्वाध्यायज्ञानयज्ञाश्च, यतयः संशितव्रताः ॥ २८ ॥**

શ૦:—બીજા [ કેટલાક ] દ્રવ્યયજ્ઞ કરનારા, [ કેટલાક ] તપોરૂપ યજ્ઞ કરનારા, તથા [ કેટલાક ] યોગરૂપ યજ્ઞ કરનારા, અને [ કેટલાક ] વેદાભ્યાસરૂપ તથા જ્ઞાનરૂપ યજ્ઞ કરનારા, [ અને કેટલાક ] યત્નશીલ [ પુરુષો ] અતિદૃઢવ્રતરૂપ [ યજ્ઞ કરનારા છે. ] ૨૮

હવે પ્રાણાયામરૂપ યજ્ઞનું નિરૂપણ કરે છે:—

**अपाने जुह्वति प्राणं, प्राणेऽपानं तथाऽपरे ।**
**प्राणापानगती रुध्वा, प्राणायामपरायणाः ॥ २९ ॥**
**अपरे नियताहाराः, प्राणान्प्राणेषु जुह्वति ।**
**सर्वेऽप्येते यज्ञविदो, यज्ञक्षपितकल्मषाः ॥ ३० ॥**

શ૦:—બીજા [ કોઇ ] અપાનમાં પ્રાણને હોમે છે, તથા

પ્રાણુમાં અપાનને [ હોમે છે. ] નિયમિત આહારવાળા બીજા [ કેટલાક ] પ્રાણુ તથા અપાનની ગતિને રોકીને પ્રાણુાયામ-પરાયણુ [ થઈ ] પ્રાણોમાં ઇંદ્રિયોને હોમે છે. એ બધાએ યજ્ઞને જાણુનારા [ તથા ] યજ્ઞવડે પાપ ટાળનારા [ છે. ] ૨૯–૩૦

ઉક્ત બાર યજ્ઞના માહાત્મ્યને વર્ણુવે છે:—

**यज्ञशिष्टामृतभुजो, यांति ब्रह्म सनातनम् ।**
**नायं लोकोऽस्त्ययज्ञस्य, कुतोऽन्यः कुरुसत्तम ॥ ३१ ॥**

શ૦:—યજ્ઞ કરતાં બાકી રહેલા સમયમાં અમૃતરૂપ અન્નનું ભોજન કરનારા સનાતન બ્રહ્મને પામે છે. યજ્ઞ નહિ કરનારનો આ ( મનુષ્ય ) લોક નથી, [ તો ] હે **અર્જુન** ! પરલોક ( સ્વર્ગ આદિ ) [ તો ] ક્યાંથી ? ૩૧

એ બધા યજ્ઞો વેદમાં વર્ણુવ્યા છે એમ જણાવે છે:-

**एवं बहुविधा यज्ञा, वितता ब्रह्मणो मुखे ।**
**कर्मजान्विद्धि तान्सर्वानेवं ज्ञात्वा विमोक्ष्यसे ॥ ३२ ॥**

શ૦:—એ પ્રમાણે ઘણા પ્રકારના યજ્ઞો વેદના મુખમાં ( ઉપનિષદ્‌માં ) વિસ્તાર પામેલા [ છે. ] તે સર્વે[ યજ્ઞો ]ને [ તમે ] કર્મવડે થયેલા જાણો. એમ જાણીને [ તમે સંસારથી ] મુક્ત થશો. ૩૨

સર્વ યજ્ઞોમાં જ્ઞાનયજ્ઞ શ્રેષ્ઠ છે એમ કહે છે:—

**श्रेयान्द्रव्यमयाद्यज्ञाज्, ज्ञानयज्ञः परंतप ।**
**सर्वं कर्माखिलं पार्थ, ज्ञाने परिसमाप्यते ॥ ३३ ॥**

શ૦—હે **અર્જુન** ! દ્રવ્યથી થનારા યજ્ઞકરતાં જ્ઞાનયજ્ઞ અતિઉત્તમ [ છે, કારણુકે ] હે **પાર્થ** ! સર્વ અખિલ–કાંઈ પણુ બાકી રહ્યા વિના બધું–કર્મ જ્ઞાનમાં પરિસમાપ્તિને પામે છે. ૩૩

હવે તે આત્મજ્ઞાનની પ્રાપ્તિના ઉપાયને કહે છે:—

**तद्विद्धि प्रणिपातेन, परिप्रश्नेन सेवया ।**
**उपदेक्ष्यंति ते ज्ञानं, ज्ञानिनस्तत्त्वदर्शिनः ॥ ३४ ॥**

**શ૦:**—તે [ જ્ઞાન તમે જ્ઞાનીઓને ] પ્રણામ કરીને, વારંવાર પ્રશ્ન પૂછીને, [ અને તેમની ] સેવા કરીને મેળવો. [ એમ કરવાથી ] બ્રહ્મનિષ્ઠ જ્ઞાનીઓ તમને જ્ઞાનનો બોધ કરશે. ૩૪

એ આત્મજ્ઞાનથી શું ફલ મળે છે તે કહે છે:—

**यज्ज्ञात्वा न पुनर्मोहमेवं यास्यसि पांडव ।**
**येन भूतान्यशेषेण, द्रक्ष्यस्यात्मन्यथो मयि ॥ ३५ ॥**

**શ૦:—**હે **અર્જુન !** જે જાણીને [ તમે ] ફરીથી એ પ્રમાણે મોહને પામશો નહિ, [ અને ] જેવડે સમગ્રપણે [ સર્વ ] પ્રાણીઓને [ તમારા ] પોતામાં અને મારામાં જોશો. ૩૫

વળી તે જ્ઞાનનું વિશેષ માહાત્મ્ય કહે છે:—

**अपि चेदसि पापेभ्यः, सर्वेभ्यः पापकृत्तमः ।**
**सर्वं ज्ञानप्लवेनैव, वृजिनं संतरिष्यसि ॥ ३६ ॥**

**શ૦:—**જો [ તમે ] સર્વે પાપીઓથી વધારે પાપ કરનારા પણ હશો [ તોપણ તે ] સર્વ પાપરૂપ[ સમુદ્ર ]ને જ્ઞાનરૂપ વહાણથીજ સારી રીતે તરી જશો. ૩૬

જ્ઞાનવડે કર્મોનો નાશ થાય છે એમ જણાવવા બીજું દૃષ્ટાંત આપે છે:—

**यथैधांसि समिद्धोऽग्निर्, भस्मसात्कुरुतेऽर्जुन ।**
**ज्ञानाग्निः सर्वकर्माणि, भस्मसात्कुरुते तथा ॥ ३७ ॥**

શ૦:—હે અર્જુન! જેમ સળગેલો અગ્નિ ઇંધણાંને [ બાળી ] ભસ્મરૂપ કરી દે છે તેમ જ્ઞાનરૂપ અગ્નિ સર્વ કર્મોને ભસ્મરૂપ કરી નાંખે છે. ૩૭

એવા જ્ઞાનનું પવિત્રપણું વર્ણવે છે:—

૬ ૧ ૩ ૪ ૫ ૨ ૭

**न हि ज्ञानेन सदृशं, पवित्रमिह विद्यते ।**

૮ ૧૧ ૧૦ ૯ ૧૨ ૧૩

**तत्स्वयं योगसंसिद्धः, कालेनात्मनि विंदति ॥ ३८ ॥**

શ૦:—નિશ્ચય આ જગત્‌માં જ્ઞાનના સમાન પવિત્ર [ બીજું કાંઈ ] વિદ્યમાન નથી. તે [ જ્ઞાનને લાંબે ] કાલે કરીને કર્મયોગવડે શુદ્ધ ચિત્તવાળો થયેલો [ પુરુષ ] પોતે પોતામાં ( અંતઃકરણમાં ) પામે છે. ૩૮

હવે જ્ઞાનના અત્યંતસમીપના ઉપાયને કહે છે:—

૧ ૫ ૪ ૨ ૩

**श्रद्धावाँल्लभते ज्ञानं, तत्परः संयतेंद्रियः ।**

૬ ૭ ૯ ૧૦ ૮ ૧૧

**ज्ञानं लब्ध्वा परां शांतिमचिरेणाधिगच्छति ॥ ३९ ॥**

શ૦:—શ્રદ્ધાવાળો, [ ગુરુની સેવામાં ] તત્પર, [ તથા ] ઇંદ્રિયોને નિયમમાં રાખનારો [ પુરુષ ] જ્ઞાનને પામે છે. જ્ઞાનને પામીને તુરતજ શ્રેષ્ઠશાંતિને ( કૈવલ્યમોક્ષને ) પામે છે. ૩૯

આ વાતમાં સંશય ન કરવો, કેમકે સંશયી પુરુષ નીચે કહેલાં દુઃખોને પ્રાપ્ત થાય છે:—

૧ ૨ ૩ ૪ ૫ ૬

**अज्ञश्चाश्रद्दधानश्च, संशयात्मा विनश्यति ।**

૧૦ ૮ ૯ ૧૧ ૧૩ ૧૨ ૧૫ ૧૪ ૭

**नायं लोकोऽस्ति न परो, न सुखं संशयात्मनः ॥४०॥**

શ૦:—અજ્ઞાની તથા શ્રદ્ધાવિનાનો અને સંશયયુક્ત મનવાળો [ એટલા ] વિનાશ પામે છે. [ તેમાં ] સંશયયુક્ત મનવાળાને [ તો ] આ લોક [ સિદ્ધ થતો ] નથી, પરલોક [ સિદ્ધ થતો ] નથી, [ કે ] સુખ [ પણ સિદ્ધ થતું ] નથી. ૪૦

કર્મયોગીને તથા જ્ઞાનયોગીને કર્મો બંધન કરતાં નથી એમ નિરૂપણ કરે છેઃ—

**योगसंन्यस्तकर्माणं, ज्ञानसंछिन्नसंशयम् ।**
**आत्मवंतं न कर्माणि, निबध्नंति धनंजय ॥ ४१ ॥**

**શ૦:**—હે **અર્જુન**! જેણે નિષ્કામકર્મયોગવડે કર્મનો ત્યાગ કર્યો છે, [ને બ્રહ્મના] જ્ઞાનવડે જેના સંશયો છેદાઇ ગયા છે, [એવા] સાવધાન[પુરુષ]ને [પુણ્યપાપરૂપ] કર્મો બંધન કરતાં નથી. ૪૧

માટે તમે પણ જ્ઞાનવડે સંશયને છેદીને સ્વધર્મમાં તત્પર થાઓ એમ કહે છેઃ—

**तस्मादज्ञानसंभूतं, हृत्स्थं ज्ञानासिनाऽऽत्मनः ।**
**छित्त्वैनं संशयं योगमातिष्ठोत्तिष्ठ भारत ॥ ४२ ॥**

**इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे यज्ञविभागयोगो नाम चतुर्थोऽध्यायः ॥४॥**

**શબ્દાર્થઃ**—હે **ભારત**! તેટલામાટે અજ્ઞાનથી ઉપજેલા [તથા] હૃદયમાં રહેલા આ સંશયને આત્માના જ્ઞાનરૂપ તલવારવડે છેદીને નિષ્કામકર્મયોગને કરો, [અને તેમાટે હવે યુદ્ધ કરવા] ઊઠો. ’ ૪૨

**શ્રીમદ્ ભગવદ્ગીતાના યજ્ઞવિભાગયોગનામના ચોથા અધ્યાયની શ્રીનાથશર્મપ્રણીત અન્વયાર્થદીપિકાટીકા પૂરી થઇ. ૪**



## ॥ ॐ ॥

## અધ્યાય ૫ મો.

### સંન્યાસયોગ.

---

**શ્રીકૃષ્ણ**નાં પૂર્વોક્ત વચનો સાંભળીને **અર્જુન**ને સંશય થયો કે મારે કર્મો કરવાં? કે કર્મોના ત્યાગરૂપ સંન્યાસ કરવો? આવો સંશય થવાથી તે **શ્રીકૃષ્ણ**ને પ્રશ્ન કરે છેઃ-

## अर्जुन उवाच ॥

३ २ १ ६ ७ ५ ४
**संन्यासं कर्मणां कृष्ण, पुनर्योगं च शंससि ।**
१ १२ ८ १० १३ १४ १५ ११
**यच्छ्रेय एतयोरेकं, तन्मे ब्रूहि सुनिश्चितम् ॥ १ ॥**

**શબ્દાર્થઃ—અર્જુન** બોલ્યાઃ—'હે **શ્રીકૃષ્ણ**! [ આપ એક વાર ] કર્મના સંન્યાસને વખાણો છો, વળી ફરી કર્મયોગને [ વખાણો છો, ] એ બેમાનું જે એક નક્કી કરેલું કલ્યાણકારી [ હોય ] તે મને કહો.' ૧

## श्रीभगवानुवाच ॥

१ ३ २ ५ ४
**संन्यासः कर्मयोगश्च, निःश्रेयसकरावुभौ ।**
६ ७ ८ ९ १०
**तयोस्तु कर्मसंन्यासात्, कर्मयोगो विशिष्यते ॥ २ ॥**

**શ૦ઃ—શ્રીભગવાન્** બોલ્યાઃ–'સંન્યાસ અને કર્મયોગ [એ] બંને [ નિશ્ચય ] કલ્યાણ કરનારા [ છે; ] તે બેમાં પણ કર્મના સંન્યાસથી કર્મયોગ શ્રેષ્ઠ છે. ૨

હવે અધિકારી જનોની પ્રવૃત્તિ કરાવવાસારુ નીચેના ત્રણ શ્લોકોથી નિષ્કામકર્મયોગની સ્તુતિ કરે છેઃ-

ज्ञेयः स नित्यसंन्यासी, यो न द्वेष्टि न कांक्षति ।
निर्द्वंद्वो हि महाबाहो, सुखं बंधात्प्रमुच्यते ॥ ३ ॥

**શ૦:**—જે દ્વેષ કરતો નથી, ઇચ્છા કરતો નથી, તે નિત્ય સંન્યાસી જાણવો, કેમકે હે **અર્જુન** ! રાગદ્વેષરૂપી દ્વંદ્વથી રહિત [ પુરુષ ] સુખપૂર્વક બંધથી છૂટે છે. ૩

सांख्ययोगौ पृथग्बालाः, प्रवदंति न पंडिताः ।
एकमप्यास्थितः सम्यगुभयोर्विंदते फलम् ॥ ४ ॥

**શ૦:**—વિચારરહિત પુરુષો સાંખ્ય અને કર્મયોગ એ બંનેને ભિન્ન કહે છે, ( વિરુદ્ધફલવાળા કહે છે, ) પંડિતો [ એમ કહેતા ] નથી, [ એ બેમાંથી ] એકમાં પણ સારી રીતે રહેલો [ પુરુષ ] બંનેના ફલને મેળવે છે. ૪

यत्सांख्यैः प्राप्यते स्थानं, तद्योगैरपि गम्यते ।
एकं सांख्यं च योगं च, यः पश्यति स पश्यति ॥ ५ ॥

**શ૦:**—સાંખ્યોથી—સંન્યાસીઓથી—જે સ્થાન પમાય છે તે [ સ્થાનને ] કર્મયોગ કરનારાઓથી પણ પમાય છે માટે જે સાંખ્યને અને યોગને એકરૂપ જાણે છે તે [ સારી રીતે ] જાણે છે. ૫

ચિત્તશુદ્ધિવિનાના પુરુષને સંન્યાસ દુઃખનો હેતુ થાય છે એમ જણાવે છે:—

संन्यासस्तु महाबाहो, दुःखमाप्तुमयोगतः ।
योगयुक्तो मुनिर्ब्रह्म, न चिरेणाधिगच्छति ॥ ६ ॥

શ૦:–હે અર્જુન! કર્મયોગવિના [ કરેલો ] સંન્યાસ તો દુઃખ પામવાને માટે [ છે, અને ] કર્મયોગવાળો [ પુરુષ તો ] સંન્યાસી [ થઈ ] થોડા સમયમાંજ બ્રહ્મને પામે છે. ૬

કર્મયોગીને નિષ્કામકર્મ બંધન કરતું નથી એમ કહે છે:—

**योगयुक्तो विशुद्धात्मा, विजितात्मा जितेंद्रियः ।**
**सर्वभूतात्मभूतात्मा, कुर्वन्नपि न लिप्यते ॥ ७ ॥**

શ૦:—કર્મયોગમાં જોડાયેલો, વિશેષે કરીને શુદ્ધ ચિત્તવાળો, શરીરને વશ રાખનારો, ઇંદ્રિયોને જિતનારો, [ને] જેણે પોતાના આત્માને સર્વ પ્રાણીઓનો આત્મા જાણ્યો છે [ એવો પુરુષ કર્મ ] કરતો છતો પણ લેપાતો નથી. ૭

પૂર્વોક્ત વિષયને નીચેના બે શ્લોકોથી સ્પષ્ટ કરે છે:-

**नैव किंचित्करोमीति, युक्तो मन्येत तत्त्ववित् ।**
**पश्यन्शृण्वन्स्पृशन्जिघ्रन्, नश्नन्गच्छन्स्वपन्श्वसन् ॥ ८ ॥**
**प्रलपन्विसृजन्गृह्णन्, नुन्मिषन्निमिषन्नपि ।**
**इंद्रियाणींद्रियार्थेषु, वर्तंत इति धारयन् ॥ ९ ॥**

શ૦:–યોગયુક્ત તત્ત્વવેત્તા–બ્રહ્મનિષ્ઠ–[ પુરુષ ] જોતો છતો પણ, સાંભળતો છતો [ પણ, ] અડકતો છતો [ પણ, ] સુંઘતો છતો [ પણ, ] ખાતો છતો [ પણ, ] ચાલતો છતો [ પણ, ] સુંઘતો છતો [પણ,] ખાતો છતો [પણ,] ચાલતો છતો [ પણ, ] ઉંઘતો છતો [ પણ, ] શ્વાસ લેતો છતો [ પણ, ] બોલતો છતો [ પણ, ] મલત્યાગ કરતો છતો [ પણ, ] ગ્રહણ કરતો છતો [ પણ, ] આંખ ઊઘાડતો છતો [ પણ, ને ] આંખ વીંચતો છતો [ પણ ] ઇંદ્રિયો ઇંદ્રિયોના વિષયોમાં પ્રવર્તે છે એમ ધારતો છતો [ હું ] કાંઇજ કરતો નથી એમ માને છે. ૮–૯

જ્ઞાન નહિ ઉપજ્યા છતાં પણ નિષ્કામકર્મ કરનારને તે કર્મો બંધન કરતાં નથી એમ જણાવે છે:—

**ब्रह्मण्याधाय कर्माणि, संगं त्यक्त्वा करोति यः ।**
**लिप्यते न स पापेन, पद्मपत्रमिवांभसा ॥ १० ॥**

શ૦:—જે [ પુરુષ ] બ્રહ્મમાં અર્પણ કરીને [ તથા ] ફલની ઇચ્છા ત્યજીને કર્મો કરે છે તે જલવડે કમલપત્રની પેઠે પાપથી લેપાતો નથી. ૧૦

**कायेन मनसा बुद्ध्या, केवलैरिंद्रियैरपि ।**
**योगिनः कर्म कुर्वंति, संगं त्यक्त्वाऽऽत्मशुद्धये ॥ ११ ॥**

શ૦:—યોગીઓ સંગને ત્યજીને કેવલ ઇંદ્રિયોથી, કાયાથી, મનથી [ અને ] બુદ્ધિથી અંતઃકરણની શુદ્ધિમાટે કર્મજ કરે છે. ૧૧

નિષ્કામ પુરુષોને કર્મો મોક્ષનાં હેતુ થાય છે, અને સકામ પુરુષોને તે બંધનનાં હેતુ થાય છે એમ જણાવે છે:—

**युक्तः कर्मफलं त्यक्त्वा, शांतिमाप्नोति नैष्ठिकीम् ।**
**अयुक्तः कामकारेण, फले सक्तो निबध्यते ॥ १२ ॥**

શ૦:—નિષ્કામકર્મયોગ કરનારો [ પુરુષ ] કર્મના ફલને ત્યજીને પરમનિષ્ઠાવાળી [ મોક્ષરૂપ ] શાંતિને પામે છે, [ અને ] નિષ્કામકર્મયોગ નહિ કરનારો [ પુરુષ ] કામનાવડે ફલમાં આસક્ત [ થઇને ] બંધાય છે. ૧૨

ચિત્તશુદ્ધિવાળાને જ્ઞાનયોગ શ્રેષ્ઠ છે એમ પ્રતિપાદન કરે છે:—

**सर्वकर्माणि मनसा, संन्यस्यास्ते सुखं वशी ।**
**नवद्वारे पुरे देही, नैव कुर्वन्न कारयन् ॥ १३ ॥**

શ૦:—સર્વ કર્મોને મનવડે ત્યાગીને [શરીરાદિને] જેણે વશ કર્યાં છે એવો [ તથા ] આત્માને દેહથી ભિન્ન જોનારો [પુરુષ] નવ બારણાવાળા [ આ ] નગરમાં-દેહમાં-સુખે રહે છે. નથી [કાંઈ] કરતોજ [ કે ] નથી [ કાંઈ ] કરાવતો. ૧૩

આત્મામાં કર્તાપણું આદિ નથી એમ નિરૂપણ કરે છે:-

**४ ३ ७ ६ २ ५ १**
**न कर्तृत्वं न कर्माणि, लोकस्य सृजति प्रभुः ।**
**९ ८ ११ १० १२**
**न कर्मफलसंयोगं, स्वभावस्तु प्रवर्तते ॥ १४ ॥**

શ૦:—આત્મા દેહાદિના કર્તાપણાને નથી ઉત્પન્ન કરતો, કર્મોને નથી [ ઉત્પન્ન કરતો, ને ] કર્મના ફલના સંયોગને [પણ] નથી [ ઉપજાવતો, ] પરંતુ માયા એ બધું કરવામાં પ્રવર્તે છે. ૧૪

વળી જીવ કર્મનો કર્તા નથી, અને ઈશ્વર કર્મના કરાવ-નાર નથી એમ કહે છે:—

**४ ५ २ ३ ९ ६ ८ ७ १**
**नादत्ते कस्यचित्पापं, न चैव सुकृतं विभुः ।**
**१० १२ ११ १३ १५ १४**
**अज्ञानेनावृतं ज्ञानं, तेन मुह्यंति जंतवः ॥ १५ ॥**

શ૦:—સર્વવ્યાપક-ઈશ્વર-કોઈના પણ પાપને નથી લેતા, તથા પુણ્યને પણ નથી [ લેતા, ] અજ્ઞાનથી જ્ઞાન ઢંકાયેલું [ છે, ] તેથી જીવો મોહ પામે છે. ૧૫

તેમાં જેનું અજ્ઞાન નાશ પામે છે તે બ્રહ્મનો અનુભવ કરે છે એમ જણાવે છે:—

**६ १ ३ ४ २ ७ ५**
**ज्ञानेन तु तदज्ञानं, येषां नाशितमात्मनः ।**
**८ ११ १० १३ ९ १२**
**तेषामादित्यवज्ज्ञानं, प्रकाशयति तत्परम् ॥ १६ ॥**

શ૦:—પણ જેઓનું એ અજ્ઞાન આત્માના જ્ઞાનવડે નાશ પામ્યું છે તેઓનું તે આત્મજ્ઞાન સૂર્યની પેઠે પરબ્રહ્મને દેખાડી આપે છે. ૧૬

આત્મજ્ઞાનથી વિદેહમુક્તિની પ્રાપ્તિ થાય છે એમ કહે છે:-

૧ ૨ ૩ ૪
**तद्बुद्धयस्तदात्मानस्तन्निष्ठास्तत्परायणाः ।**
૭ ૬ ૮ ૫
**गच्छंत्यपुनरावृत्तिं, ज्ञाननिर्धूतकल्मषाः ॥ १७ ॥**

શ૦:—તેમાંજ ( પરબ્રહ્મમાંજ ) જેની બુદ્ધિ છે, તેજ જેનો આત્મા છે, તેમાંજ જેની નિષ્ઠા છે, તેનોજ જેને આશ્રય છે, [ અને ] જ્ઞાનવડે જેનાં પુણ્યપાપરૂપ કર્મો નાશ પામ્યાં છે એવા [ પુરુષો ] મોક્ષને પામે છે. ૧૭

એવા આત્મજ્ઞાની શરીર વિદ્યમાન છતાં જીવન્મુક્તિનો અનુભવ કરે છે એમ નિરૂપણ કરે છે:—

૧ ૨ ૩ ૪
**विद्याविनयसंपन्ने, ब्राह्मणे गवि हस्तिनि ।**
૬ ૫ ૧૧ ૮ ૭ ૯ ૧૦
**शुनि चैव श्वपाके च, पंडिताः समदर्शिनः ॥ १८ ॥**

શ૦:—વિદ્યાવાળા તથા નમ્રતાવાળા બ્રાહ્મણમાં, ગાયમાં, હાથીમાં તથા કુતરામાં અને કુતરાને રાંધી જમનારમાં–ચાંડાલમાં–જ્ઞાનીઓ સમદૃષ્ટિવાળાજ [ હોય છે. ] ૧૮

જીવન્મુક્તિ પામેલા મહાત્માઓ સર્વદા બ્રહ્મમાં રહ્યા છે એમ નિરૂપણ કરે છે:—

૬ ૭ ૫ ૮ ૯ ૧ ૩ ૪ ૨
**इहैव तैर्जितः सर्गो, येषां साम्ये स्थितं मनः ।**
૧૨ ૧૦ ૧૩ ૧૧ ૧૪ ૧૬ ૧૫ ૧૭
**निर्दोषं हि समं ब्रह्म, तस्माद्ब्रह्मणि ते स्थिताः ॥१९॥**

શ૦:—જેઓનું મન સમાનપણામાં રહ્યું છે તેમણે અહીંજ સંસાર જિત્યો છે, કેમકે બ્રહ્મ નિર્દોષ [ તથા ] સમાન [ છે ] તેથી તેઓ બ્રહ્મમાં રહ્યા [ છે. ] ૧૯

એવા મહાત્માઓ રાગદ્વેષથી રહિત હોય છે એમ નિરૂપણ કરે છે:—

**न प्रहृष्येत्प्रियं प्राप्य, नोद्विजेत्प्राप्य चाप्रियम् ।**
**स्थिरबुद्धिरसंमूढो, ब्रह्मविद्ब्रह्मणि स्थितः ॥ २० ॥**

**શ૦:**—[જે] સુખ કરનારી વસ્તુને પામીને અતિહર્ષ પામતો નથી, અને દુઃખ કરનારી વસ્તુને પામીને ઉદ્વેગ પામતો નથી, [તે] સ્થિરબુદ્ધિવાળો, સંમોહરહિત, બ્રહ્મને જાણનારો [ને] બ્રહ્મમાં રહેલો [છે.] ૨૦

એવા મહાત્મા અક્ષય સુખને પામે છે એમ જણાવે છે:—

**बाह्यस्पर्शेष्वसक्तात्मा, विंदत्यात्मनि यत्सुखम् ।**
**स ब्रह्मयोगयुक्तात्मा, सुखमक्षय्यमश्नुते ॥ २१ ॥**

**શ૦:**—બહારના સ્પર્શોમાં આસક્તિવિનાના [પુરુષ પોતાના] અંતઃકરણમાં જે [સુખ છે તે] સુખને પામે છે. તે બ્રહ્મયોગમાં જોડાયેલા ચિત્તવાળા અનંત સુખને [પણ] પામે છે. ૨૧

વિષયોમાં દોષદર્શન કરવાથી તેમાં વિરાગ ઉપજે છે એમ નિરૂપણ કરે છે:—

**ये हि संस्पर्शजा भोगा, दुःखयोनय एव ते ।**
**आद्यंतवंतः कौंतेय, न तेषु रमते बुधः ॥ २२ ॥**

**શ૦:**—નક્કી જેટલા વિષયોના અને ઇંદ્રિયોના સંબંધથી ઉપજનારા ભોગો (સુખો) [છે] તેઓ દુઃખનાં મૂલોજ [છે. તે] આવે ને જાય એવા સ્વભાવવાળા [છે.] હે **અર્જુન**! વિવેકી [પુરુષ] તેઓમાં રમતા નથી. ૨૨

મોક્ષસાધકે એ કામાદિના વેગને જીવતાંજ સહન કરવા જોઇએ એમ જણાવે છે:—

**शक्नोतीहैव यः सोढुं, प्राक्शरीरविमोक्षणात् ।**
**कामक्रोधोद्भवं वेगं, स युक्तः स सुखी नरः ॥ २३ ॥**

શ૦:—જે શરીરના નાશથી પહેલાં અહીંજ કામક્રોધથી ઉપજેલા વેગને સહન કરવાને શક્તિમાન્ છે તે યોગી, તે સુખી [ને તેજ] પુરુષ [ છે.] ૨૩

અંતરાત્મામાં આનંદ અનુભવનારા એવા યોગી બ્રહ્મને પ્રાપ્ત થાય છે એમ કહે છે:—

**योऽतःसुखोऽतरारामस्तथांतर्ज्योतिरेव यः ।**
**स योगी ब्रह्म निर्वाणं, ब्रह्मभूतोऽधिगच्छति ॥२४॥**

શ૦:—જે અંતરાત્મામાં સુખવાળા [છે,] તેમજ [જે] અંતરાત્મામાં આરામવાળા [છે, તથા] જે અંતરાત્મામાં પ્રકાશવાળા [ છે, ] તે યોગી બ્રહ્મરૂપ થયેલા [હોઇ] નિર્વાણરૂપ બ્રહ્મને પામે છે. ૨૪

બ્રહ્મજ્ઞાનનાં બીજાં સાધનોનું નિરૂપણ કરે છે:—

**लभंते ब्रह्म निर्वाणमृषयः क्षीणकल्मषाः ।**
**छिन्नद्वैधा यतात्मानः, सर्वभूतहिते रताः ॥ २५ ॥**

શ૦:—પાપપુણ્યરૂપ કર્મો જેમનાં નાશ પામ્યાં છે, સંશય જેમના છેદાઇ ગયા છે, જેમનું ચિત્ત પોતાને અધીન છે, [ અને જે] પ્રાણિમાત્રના ભલામાં પ્રીતિવાળા [ છે તે ] ઋષિઓ ( સૂક્ષ્મદર્શીઓ ) આનંદરૂપ બ્રહ્મને પામે છે. ૨૫

**कामक्रोधवियुक्तानां, यतीनां यतचेतसाम् ।**
**अभितो ब्रह्म निर्वाणं, वर्तते विदितात्मनाम् ॥ २६ ॥**

શ૦:—કામક્રોધથી રહિત, ચિત્તને વશ રાખનારા [ તથા ] આત્માને જાણનારા સંન્યાસીઓને સર્વ સ્થિતિમાં નિર્વાણરૂપ બ્રહ્મ પ્રાપ્ત છે. ૨૬

હવે આત્મસાક્ષાત્કારના અંતરંગસાધનરૂપ યોગનું નીચેના બે શ્લોકોથી સંક્ષેપમાં વર્ણન કરે છે:—

२ ४ ३ १ ६ ५ ८ ८ ७
स्पर्शान्कृत्वा बहिर्बाह्यांश्चक्षुश्चैवांतरे भ्रुवोः ।
१० ११ १३ १२
प्राणापानौ समौ कृत्वा, नासाभ्यंतरचारिणौ ॥२७॥
१४ १८ १६
यतेंद्रियमनोबुद्धिर्, मुनिर्मोक्षपरायणः ।
१५ १७ २० २१ २२ १९
विगतेच्छाभयक्रोधो, यः सदा मुक्त एव सः ॥२८॥

**શબ્દાર્થ**:—બહારના વિષયોને દૂર કરીને, તથા [પોતાની] આંખોને બે ભ્રમરની મધ્યમાંજ [સ્થિર કરીને, અને] પ્રાણને તથા અપાનને સરખા [ તથા ] નાકની અન્તર ચાલનારા કરીને જેમણે ઇંદ્રિય, મન તથા બુદ્ધિને જિત્યાં છે, ઇચ્છા ભય તથા ક્રોધ જેમનાં જતાં રહ્યાં છે, [ તથા ] મોક્ષ એજ જેમને પામવાની વસ્તુ છે એવા જે મુનિ તે સદા મુક્તજ [ છે. ] ૨૭-૨૮

એવા યોગી કઈ વસ્તુને જાણીને મુક્તિ પામે છે તે કહે છે:—

२ १ ३
भोक्तारं यज्ञतपसां, सर्वलोकमहेश्वरम् ।
५ ४ ७ ६ ८ ९
सुहृदं सर्वभूतानां, ज्ञात्वा मां शांतिमृच्छति ॥ २९ ॥

**इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे संन्यासयोगो नाम पंचमोऽध्यायः ॥५॥**

**શબ્દાર્થ**:—યજ્ઞનો અને તપનો ભોગવનાર, સર્વ લોકનો મોટો ઈશ્વર [તથા] પ્રાણિમાત્રના મિત્રરૂપ એવો મને જાણીને [યોગી] શાંતિને પામે છે. ૨૯

**શ્રીમદ્ભગવદ્ગીતાના સંન્યાસયોગનામના પાંચમા અધ્યાયની શ્રીનાથશર્મપ્રણીત અન્વયાર્થદીપિકાટીકા પૂરી થઇ. ૫**

॥ ॐ ॥

# અધ્યાય ૬ ઠ્ઠો.

## આત્મસંયમયોગ.

---

પાંચમા અધ્યાયના છેલ્લા ત્રણ શ્લોકોવડે યોગનું સંક્ષેપમાં વર્ણન કર્યું છે તેનો વિસ્તાર આ અધ્યાયમાં કહેવો છે માટે નીચેના બે શ્લોકોથી નિષ્કામકર્મની સ્તુતિ કરે છે:—

**श्रीभगवानुवाच ॥**

३ २ ४ ५ ६ १
**अनाश्रितः कर्मफलं, कार्यं कर्म करोति यः ।**
७ ८ ९ १० ११ १३ १२ १६ १४ १५
**स संन्यासी च योगी च, न निरग्निर्न चाक्रियः ॥१॥**

**શબ્દાર્થઃ—શ્રીભગવાન્ બોલ્યા:—**જે કર્મફલની ઇચ્છા રાખ્યા વિના [અવશ્ય] કરવાયોગ્ય કર્મ કરે છે તે સંન્યાસી ને યોગી [છે,] અને [માત્ર] અગ્નિરહિત થયેલો [તે સંન્યાસી] નહિ, તથા ક્રિયારહિત થયેલો [તે યોગી] નહિ. ૧

અસંન્યાસમાં તથા અયોગમાં ક્રમથી સંન્યાસ તથા યોગ-શબ્દની પ્રવૃત્તિના નિમિત્તરૂપ જે સમાન ગુણ છે તે કહે છે:—

२ ३ ४ ५ ७ ६ ८ १
**यं संन्यासमिति प्राहुर्, योगं तं विद्धि पांडव ।**
१३ ९ १० १२ १४ ११
**न ह्यसंन्यस्तसंकल्पो, योगी भवति कश्चन ॥ २ ॥**

**શ૦:—**હે પાંડવ! જેને સંન્યાસ એમ કહે છે તેને [તમે] યોગ જાણો, કેમકે જેણે સંકલ્પનો યથાર્થરીતે ત્યાગ કર્યો નથી એવો કોઇ પણ [મનુષ્ય] યોગી થઇ શકતો નથી. ૨

હવે કર્મયોગના તથા સંન્યાસયોગના અધિકારીનું વર્ણન કરે છે:—

२ ३ १ ४ ५ ६
**आरुरुक्षोर्मुनेर्योगं, कर्म कारणमुच्यते ।**
७ ८ १० ९ ११ १२
**योगारूढस्य तस्यैव, शमः कारणमुच्यते ॥ ३ ॥**

શ૦:—યોગ પામવાને ઇચ્છનાર મુનિને કર્મ [એ] સાધન કહેવાય છે, [અને] યોગમાં આરૂઢ થયેલા તેને શાંતિજ (વિક્ષેપ કરનારાં કર્મોનો ત્યાગજ) સાધન કહેવાય છે. ૩

હવે પુરુષ યોગારૂઢ ક્યારે કહેવાય તે જણાવે છે:—

**यदा हि नेंद्रियार्थेषु, न कर्मस्वनुषज्जते ।**
**सर्वसंकल्पसंन्यासी, योगारूढस्तदोच्यते ॥ ४ ॥**

શ૦:—જ્યારે નિશ્ચય ઇંદ્રિયોના વિષયોમાં આસક્ત થતો નથી, [ તથા ] કર્મોમાં [ આસક્ત થતો ] નથી, [ અને ] સર્વ સંકલ્પનો સારી રીતે ત્યાગ કરનારો [ થાય છે ] ત્યારે [ તે પુરુષ ] યોગારૂઢ કહેવાય છે. ૪

વિવેકવાળું મનજ આત્માના મિત્રનું તથા અવિવેકવાળું મનજ આત્માના શત્રુનું કામ કરે છે એમ નિરૂપણ કરે છે:—

**उद्धरेदात्मनाऽऽत्मानं, नात्मानमवसादयेत् ।**
**आत्मैव ह्यात्मनो बंधुरात्मैव रिपुरात्मनः ॥ ५ ॥**

શ૦:—આત્માવડે ( વિવેકવાળા મનવડે ) આત્માનો [ સંસારરૂપ સમુદ્રમાંથી ] ઉદ્ધાર કરે, [મનને વિષયોમાં બહિર્મુખ કરી] આત્માનો નાશ ન કરે, ( સંસારસમુદ્રમાં ન ડુબાવે, ) કેમકે આત્માજ ( વિવેકવાળું વિષયાસક્તિરહિત મનજ ) આત્માનો બંધુ [ છે, અને ] આત્માજ ( વિવેકવિનાનું વિષયાસક્ત મનજ ) આત્માનો શત્રુ [ છે. ] ૫

કેવો આત્મા આત્માનો બંધુ છે, તથા કેવો આત્મા આત્માનો શત્રુ છે તે સ્પષ્ટ કરીને કહે છે:—

**बंधुरात्माऽऽत्मनस्तस्य, येनात्मैवात्मना जितः ।**
**अनात्मनस्तु शत्रुत्वे, वर्तेतात्मैव शत्रुवत् ॥ ६ ॥**

શ૦:—જેણે આત્માવડે ( વિવેકયુક્ત મનવડે ) આત્માને ( ઇંદ્રિયસમૂહને ) જિત્યો છે તેનો આત્માજ ( વિવેકવાળું મનજ ) આત્માનો બંધુ [ છે, ] અને અનાત્માનો ( વિવેકરહિત મનવાળાનો ) આત્માજ ( વિવેકરહિત મનજ ) શત્રુની પેઠે શત્રુપણામાં વર્તે છે. ६

યોગમાં શી રીતે આરૂઢ થવાય છે તે જણાવે છેઃ—

जितात्मनः[४] प्रशांतस्य,[५] परमात्मा[६] समाहितः[७] ।
शीतोष्णसुखदुःखेषु,[१] तथा[२] मानापमानयोः[३] ॥ ७ ॥

શ૦:—ટાઢતડકામાં અને સુખદુઃખમાં તથા માનાપમાનમાં [ પણ ] જિતેંદ્રિયને [ તથા ] અત્યંત શાંતને પરમાત્મા સમાધિનો વિષય [ થાય છે. ] ७

ज्ञानविज्ञानतृप्तात्मा,[१] कूटस्थो[२] विजितेंद्रियः[३] ।
युक्त[६] इत्युच्यते[७] योगी,[८] समलोष्टाश्मकांचनः[५][४] ॥ ८ ॥

શ૦:—જ્ઞાન અને વિજ્ઞાનથી તૃપ્ત થયેલા આત્માવાળો, ( અન્તઃકરણવાળો, ) વિકારરહિત, અત્યંત જિતેંદ્રિય [ અને ] જેને માટીનું ઢેફું, પથ્થર અને સોનું એ સર્વ સમાન છે એવો યોગી યોગારૂઢ એમ કહેવાય છે. ८

હવે શત્રુમિત્રાદિમાં સમબુદ્ધિવાળા યોગીનું શ્રેષ્ઠપણું કહે છેઃ-

सुहृन्मित्रार्युदासीनमध्यस्थद्वेष्यबंधुषु[१] ।
साधुष्वपि[२][५] च[३] पापेषु,[४] समबुद्धिर्[६]विशिष्यते[७] ॥ ९ ॥

શ૦:—અકારણ ઉપકાર કરનાર, સ્નેહી, શત્રુ, સંબંધવિનાના, પક્ષપાતવિના હિતાહિત સમજાવનાર, દ્વેષપાત્ર ને સંબંધી એમને વિષે [ તથા ] સાધુઓમાં ( સજ્જનોમાં ) અને પાપીઓમાં પણ [ જે ] સમાનબુદ્ધિવાળા [ છે તે ] સર્વથી શ્રેષ્ઠ છે. ९

હવે નીચેના ત્રેવીશ શ્લોકોવડે યોગારૂઢ પુરુષોનાં લક્ષણો-સહિત યોગનું નિરૂપણ કરે છે:—

**योगी युंजीत सततमात्मानं रहसि स्थितः ।**
**एकाकी यतचित्तात्मा, निराशीरपरिग्रहः ॥ १० ॥**

**શ૦:**—એકલો રહેલો, અંતઃકરણ અને દેહાદિ જેણે વશ રાખ્યાં છે એવો, આશારહિત, ભોગસાધનોના સંગ્રહવિનાનો, [ અને ] એકાંતમાં રહેલો [ એવો ] યોગી ( યોગાભ્યાસી ) સદા [ પોતાના ] અંતઃકરણને સમાહિત ( એકાગ્ર ) કરે. ૧૦

નીચેના બે શ્લોકોવડે આસનનું તથા તેના પર બેસી કરવાના યોગાભ્યાસીના કર્તવ્યનું નિરૂપણ કરે છે:—

**शुचौ देशे प्रतिष्ठाप्य, स्थिरमासनमात्मनः ।**
**नात्युच्छ्रितं नातिनीचं, चैलाजिनकुशोत्तरम् ॥ ११ ॥**
**तत्रैकाग्रं मनः कृत्वा, यतचित्तेंद्रियक्रियः ।**
**उपविश्यासने युंज्याद्योगमात्मविशुद्धये ॥ १२ ॥**

**શ૦:**—પવિત્ર સ્થાનમાં પોતાનું નિશ્ચલ આસન સ્થાપન કરે, [ કે જે આસન ] અતિઉંચું [ પણ ] નહિ [ અને ] અતિ-નીચું [ પણ ] નહિ [ એવી રીતનું હોય, તેમાં ] પ્રથમ દર્ભ, તે ઉપર મૃગચર્મ કે વાઘાંબર અને તે ઉપર વસ્ત્ર [ હોય. ] તે આસનઉપર બેસીને ચિત્ત અને ઇંદ્રિયોની ક્રિયાને જેણે રોકી છે એવો [ પુરુષ ] મનને એકાગ્ર કરીને આત્માની—અંતઃકરણની-અત્યંત શુદ્ધિ કરવામાટે યોગાભ્યાસ કરે. ૧૧–૧૨

નીચેના બે શ્લોકોથી એ વિષયનું વિશેષ સ્પષ્ટીકરણ કરે છે:—

૨ ૧ ४ ३ ५
**समं कायशिरोग्रीवं, धारयन्नचलं स्थिरः ।**
८ ७ ६ १० ९ ११
**संप्रेक्ष्य नासिकाग्रं स्वं, दिशश्चानवलोकयन् ॥१३॥**
१२ १३ १४ १५
**प्रशांतात्मा विगतभीर्, ब्रह्मचारिव्रते स्थितः ।**
१६ १७ १८ २० २१ १९
**मनः संयम्य मच्चित्तो, युक्त आसीत मत्परः ॥ १४ ॥**

**શ૦:**—દેહ, ( કેડથી ગળાસુધીનો ભાગ, ) માથું અને ડોક[ એ ત્રણ ]ને સીધાં [ તથા ] અચલ રાખતો છતો સ્થિર [ થઇ ] પોતાની નાસિકાના અગ્રભાગઉપર દૃષ્ટિને સમ્યક્ પ્રકારે રોકી, અને [ બીજી ] દિશાઓને નહિ જોતો છતો [ રહે. ] અત્યંત શાંતચિત્તવાળો [ તથા ] નિર્ભય [ થઇ, ] બ્રહ્મચારીના વ્રતમાં સ્થિર થઈ, મનનો નિરોધ કરી, મારામાં ચિત્ત અર્પણ કરી, મારે પરાયણ [થઇ,] સમાધિવાળો [થઇને] બેસે. ૧૩-૧૪

સંપ્રજ્ઞાતયોગનું ફલ કહે છે:—

३ १ ४ २ ५ ६
**युंजन्नेवं सदाऽऽत्मानं, योगी नियतमानसः ।**
९ ८ ७ १०
**शांतिं निर्वाणपरमां, मत्संस्थामधिगच्छति ॥ १५ ॥**

**શ૦:**—એવી રીતે મનને જોડતો છતો સદા યોગાભ્યાસી [ પુરુષ ] ચિત્તને વશ રાખનારો [ થઇ ] મારામાં રહેલી [એવી] ઉત્કૃષ્ટ કૈવલ્યરૂપ શાંતિને પામે છે. ૧૫

નીચેના બે શ્લોકોવડે યોગાભ્યાસીના આહારાદિક નિયમોને કહે છે:—

४ २ ९ ३ ५ १० ६ ७ ८
**नात्यश्नतस्तु योगोऽस्ति, न चैकांतमनश्नतः ।**
१३ ११ १२ १५ १६ १४ १७
**न चातिस्वप्नशीलस्य, जाग्रतो नैव चार्जुन ॥ १६ ॥**

**શ૦:**—હે **અર્જુન**! બહુ આહાર કરનારને યોગ [ સિદ્ધ થતો ] નથી, તેમ કેવલ ભૂખ્યા રહેનારને પણ [ તે યોગ

સિદ્ધ થતો ] નથી, એવી રીતે અતિનિદ્રાલુને [ પણ તે યોગ સિદ્ધ થતો ] નથી, તથા [ બહુ ] ઉજાગરો કરનારને [ પણ તે યોગ સિદ્ધ થતો ] નથીજ. ૧૬

**युक्ताहारविहारस्य, युक्तचेष्टस्य कर्मसु ।**
**युक्तस्वप्नावबोधस्य, योगो भवति दुःखहा ॥ १७ ॥**

**શ૦:**—યથાયોગ્ય આહારવિહારવાળાને, કર્મોમાં યથાયોગ્ય ચેષ્ટાવાળાને [ તથા ] યથાયોગ્ય ઉંઘવાજાગવાવાળાને દુઃખને હણનારો યોગ [સિદ્ધ] થાય છે. ૧૭

હવે અસંપ્રજ્ઞાતયોગનું સ્વરૂપ કહેવાનો પ્રારંભ કરે છેઃ—

**यदा विनियतं चित्तमात्मन्येवावतिष्ठते ।**
**निःस्पृहः सर्वकामेभ्यो, युक्त इत्युच्यते तदा ॥१८॥**

**શ૦:**—જ્યારે અત્યંત એકાગ્રતા પામેલું ચિત્ત આત્માને વિષેજ સ્થિતિ કરે છે, [અને] સર્વ વિષયોથી તૃષ્ણારહિત [થાય છે ] ત્યારે [તે] યુક્ત (સમાહિત) એમ કહેવાય છે. ૧૮

સમાધિમાં વૃત્તિઓથી રહિત થયેલા ચિત્તની ઉપમા કહે છેઃ-

**यथा दीपो निवातस्थो, नेंगते सोपमा स्मृता ।**
**योगिनो यतचित्तस्य, युंजतो योगमात्मनः ॥ १९ ॥**

**શ૦:**—જેમ વાયુરહિત સ્થાનમાં રહેલો દીવો ડોલતો નથી તે ઉપમા, નિરોધેલી ચિત્તવૃત્તિવાળા [ તથા ] સમાધિનું અનુષ્ઠાન કરનાર યોગીના ચિત્તની, [ યોગને જાણનારાઓએ ] ચિંતન (કથન) કરેલી છે. ૧૯

અસંપ્રજ્ઞાતયોગનું વિસ્તારથી વર્ણન કરવાનો પ્રારંભ કરે છેઃ—

**यत्रोपरमते चित्तं, निरुद्धं योगसेवया ।**
**यत्र चैवात्मनाऽऽत्मानं, पश्यन्नात्मनि तुष्यति ॥ २० ॥**

શ૦:—યોગનું અનુષ્ઠાન કરવાથી વૃત્તિશૂન્ય થયેલું ચિત્ત જ્યાં ( જે સ્થિતિમાં ) ઉપરામ થાય છે, અને જ્યાં અંતઃકરણવડે પરમજ્યોતિને અનુભવતો છતો પોતામાંજ સંતોષ પામે છે [ તે સમયની ચિત્તની સ્થિતિને યોગ જાણવો. ] ૨૦

આત્મામાં પરમસંતોષ પામવાના હેતુને કહે છે:—

**सुखमात्यंतिकं यत्तद्, बुद्धिग्राह्यमतींद्रियम् ।**
**वेत्ति यत्र न चैवायं, स्थितश्चलति तत्त्वतः ॥ २१ ॥**

શ૦:—ઇંદ્રિયોવડે ગ્રહણ ન થાય એવું [ પણ માત્ર ] બુદ્ધિવડે અનુભવી શકાય એવું નિરતિશય જે સુખ [ છે ] તેને જે સ્થિતિમાં જાણે છે, [ ને જ્યાં ] સ્થિર થયેલો આ [ પુરુષ ] [ ચૈતન્ય ]તત્ત્વથી કદીપણ ચલાયમાન થતો નથી [ તેને યોગ જાણવો. ] ૨૧

યોગી એ નિરોધાવસ્થાનેજ પરમલાભ માની તેમાં સુદૃઢ સ્થિર થાય છે એમ કહે છે:—

**यं लब्ध्वा चापरं लाभं, मन्यते नाधिकं ततः ।**
**यस्मिन्स्थितो न दुःखेन, गुरुणाऽपि विचाल्यते ॥२२॥**

શ૦:—જેને પામીને [ યોગી ] બીજા [ કોઇ પણ ] લાભને તેથી અધિક માનતો નથી, અને જેમાં સ્થિર થયો છતો મોટા દુઃખથકી પણ ચલાયમાન થતો નથી [ તેને યોગ જાણવો. ] ૨૨

યોગશબ્દના અર્થનું નિરૂપણ કરે છે:—

**तं विद्याद्दुःखसंयोगवियोगं योगसंज्ञितम् ।**
**स निश्चयेन योक्तव्यो, योगोऽनिर्विण्णचेतसा ॥ २३ ॥**

શ૦:—[ ત્રિવિધ ] દુઃખના સંયોગનો અભાવ તેને યોગ-શબ્દનો અર્થ જાણવો. તે યોગ નિશ્ચયપૂર્વક કંટાળો લાવ્યા-

વિનાના મનવડે અનુષ્ઠાન કરવાયોગ્ય [ છે. ] ૨૩

હવે એ યોગને પામવાના ઉપાયો કહે છેઃ—

१ ३ ५ २ ४
**संकल्पप्रभवान्कामांस्त्यक्त्वा सर्वानशेषतः ।**
६ ७ ८ १० ९
**मनसैवेंद्रियग्रामं, विनियम्य समंततः ॥ २४ ॥**

શ૦:—સંકલ્પથી ઉત્પન્ન થયેલી સર્વ અભિલાષાઓનો નિઃશેષ ત્યાગ કરીને મનવડેજ ઇંદ્રિયોના સમુદાયને સર્વ રીતે નિયમમાં લાવી [ મનનો નિગ્રહ કરે. ] ૨૪

३ ४ ५ २ १
**शनैः शनैरुपरमेद्, बुद्ध्या धृतिगृहीतया ।**
७ ६ ८ ११ ९ १० १२
**आत्मसंस्थं मनः कृत्वा, न किंचिदपि चिंतयेत् ॥२५॥**

શ૦:—ધૈર્યવાળી બુદ્ધિવડે ધીમે ધીમે ચિત્તને વૃત્તિશૂન્ય કરે. મનને આત્માને વિષે સ્થિર કરીને કાંઇ પણ ચિંતન કરે નહિ. ૨૫

४ ५ ६ ३ १ २
**यतो यतो निश्चरति, मनश्चंचलमस्थिरम् ।**
७ ८ १० ९ ११ १२ १३ १४
**ततस्ततो नियम्यैतदात्मन्येव वशं नयेत् ॥ २६ ॥**

શ૦:—ચંચલ [ અને ] અસ્થિર મન જે જે નિમિત્તથી વિષયાકારવૃત્તિને ઉત્પન્ન કરે છે તે તે નિમિત્તથી તેને પાછું ખેંચી આત્મામાંજ વશ કરી દે. ૨૬

હવે યોગાભ્યાસથી જે ફલ થાય છે તે કહે છેઃ—

१ ७ ५ ६ ९ ८
**प्रशांतमनसं ह्येनं, योगिनं सुखमुत्तमम् ।**
१० २ ३ ४
**उपैति शांतरजसं, ब्रह्मभूतमकल्मषम् ॥ २७ ॥**

શ૦:—અત્યંત શાંતમનવાળા, રજોગુણ જેમનો નિવૃત્ત થયો છે એવા, બ્રહ્મરૂપ થયેલા [ અને ] પાપપુણ્યથી રહિત એ યોગીને નિશ્ચય ઉત્તમ સુખની પ્રાપ્તિ થાય છે. ૨૭

**युंजन्नेवं सदाऽऽत्मानं, योगी विगतकल्मषः ।**
**सुखेन ब्रह्मसंस्पर्शमत्यंतं सुखमश्नुते ॥ २८ ॥**

શ૦:—એ પ્રમાણે નિરંતર [ પોતાના ] ચિત્તને સમાહિત કરતા છતા પાપપુણ્યરહિત યોગી બ્રહ્માનુભવરૂપ નિરતિશય સુખને અનાયાસે પામે છે. ૨૮

એવા યોગી સર્વમાં પોતાને અને પોતામાં સર્વને જુએ છે એમ નિરૂપણ કરે છેઃ—

**सर्वभूतस्थमात्मानं, सर्वभूतानि चात्मनि ।**
**ईक्षते योगयुक्तात्मा, सर्वत्र समदर्शनः ॥ २९ ॥**

શ૦:—સર્વમાં સમદૃષ્ટિવાળા [ અને ] સમાહિત અંતઃકરણવાળા [ યોગી ] સર્વ પ્રાણીઓમાં રહેલા [પોતાના] આત્માને અને [પોતાના] આત્મામાં [ રહેલાં ] સર્વ પ્રાણીઓને જુએ છે. ૨૯

સર્વત્ર આત્માને જોનારા યોગીના સંબંધમાં વિશેષ કહે છેઃ—

**यो मां पश्यति सर्वत्र, सर्वं च मयि पश्यति ।**
**तस्याहं न प्रणश्यामि, स च मे न प्रणश्यति ॥३०॥**

શ૦:—જે સર્વત્ર મને દેખે છે, અને સર્વને મારામાં દેખે છે, તેમને હું પરોક્ષ થતો નથી, અને તે મને પરોક્ષ થતા નથી. ૩૦

એવા યોગીનું માહાત્મ્ય કહે છેઃ—

**सर्वभूतस्थितं यो मां, भजत्येकत्वमास्थितः ।**
**सर्वथा वर्तमानोऽपि, स योगी मयि वर्तते ॥ ३१ ॥**

શ૦:—જે એકત્વનો આશ્રય કરનારા પ્રાણિમાત્રમાં રહેલા મને ભજે છે તે યોગી સર્વપ્રકારે રહેતા છતા પણ મારામાં વર્તે છે. ૩૧

હવે પરમયોગીના સ્વરૂપને કહે છેઃ—

४ ३ ८ ९ २ १
**आत्मौपम्येन सर्वत्र, समं पश्यति योऽर्जुन ।**
५ ६ ७ १० ११ १२ १३
**सुखं वा यदि वा दुःखं, स योगी परमो मतः ॥३२॥**

**શ૦:**—હે **અર્જુન**! જે સર્વત્ર પોતાના દૃષ્ટાંતથી સુખને અથવા દુઃખને સમાન દેખે છે તે યોગી [ મેં સર્વ યોગીઓમાં ] શ્રેષ્ઠ માન્યા [ છે. ]' ૩૨

એવો યોગ પ્રાપ્ત થવો અશક્ય જણાય છે એવા આશયનો પ્રશ્ન **અર્જુન** કરે છે:—

## अर्जुन उवाच ॥

३ ४ ५ ६ ७ २ १
**योऽयं योगस्त्वया प्रोक्तः, साम्येन मधुसूदन ।**
८ ९ १३ १४ १२ ११ १०
**एतस्याहं न पश्यामि, चंचलत्वात्स्थितिं स्थिराम् ॥३३॥**

**શ૦:**—**અર્જુન** બોલ્યા:-'હે **મ**ધુસૂદન! સમાનપણું અનુભવવાનો જે આ યોગ આપે કહ્યો તેની હું સ્થિર ( લાંબા સમય-સુધીની ) સ્થિતિને [મનના] ચંચલપણાને લીધે જોતો નથી. ૩૩

४ ३ २ १ ५ ६ ७
**चंचलं हि मनः कृष्ण, प्रमाथि बलवद्दृढम् ।**
८ १० ९ १४ ११ १२ १३
**तस्याहं निग्रहं मन्ये, वायोरिव सुदुष्करम् ॥ ३४ ॥**

**શ૦:**—હે **શ્રીકૃષ્ણ**! [ આ ] મન પ્રસિદ્ધરીતે ચંચલ, [ શરીરને અને ઇંદ્રિયોને] વિહ્વલ કરનાર, બલવાન્ [અને] દૃઢ [છે.] તેના નિરોધને હું વાયુના [ નિરોધના ] જેવો અત્યંત કઠન માનું છું.' ૩૪

**અર્જુન**ના તે પ્રશ્નનું **શ્રીકૃષ્ણ** સમાધાન કરે છે:—

## श्रीभगवानुवाच ॥

५ १ २ ३ ४
**असंशयं महाबाहो, मनो दुर्निग्रहं चलम् ।**
७ ६ १० ९ ८ ११
**अभ्यासेन तु कौंतेय, वैराग्येण च गृह्यते ॥ ३५ ॥**

શ૦:—શ્રીભગવાન્ બોલ્યા:—'હે મહાબાહો! મન [એ] દુર્નિગ્રહ (જેનો નિરોધ કરવો અત્યંત કઠણ છે એવું) [અને] ચંચલ [છે એ] સંદેહરહિત [છે,] પણ અભ્યાસવડે અને વૈરાગ્યવડે હે કૌંતેય! [તેનો] નિરોધ થઇ શકે છે. ૩૫

**असंयतात्मना योगो, दुष्प्राप इति मे मतिः ।**
**वश्यात्मना तु यतता, शक्योऽवाप्तुमुपायतः ॥३६॥**

શ૦:—જેણે દેહાદિને વશ રાખેલાં નથી એવાને યોગ દુષ્પ્રાપ (અત્યંત દુઃખે પણ પ્રાપ્ત થવો અશક્યજેવો) [છે] આ [વાર્તા] મને સંમત [છે,] પણ જેણે દેહાદિને વશ રાખ્યાં છે એવા પ્રયત્ન કરનાર[પુરુષ]વડે ઉપાયથી [યોગ] પ્રાપ્ત કરવાને શક્ય [છે.]' ૩૬

અલ્પ યત્ન કરનાર શ્રદ્ધાલુ યોગભ્રષ્ટની કેવી ગતિ થાય છે એમ અર્જુન શ્રીકૃષ્ણને પૂછે છે:—

## अर्जुन उवाच ॥

**अयतिः श्रद्धयोपेतो, योगाच्चलितमानसः ।**
**अप्राप्य योगसंसिद्धिं, कां गतिं कृष्ण गच्छति ॥३७॥**

શ૦:—અર્જુન બોલ્યા:-'શ્રદ્ધાવડે યુક્ત [પણ] સમ્યક્ પ્રયત્ન નહિ કરનારો [તથા] યોગથી ચલાયમાન થયેલા મનવાળો [અભ્યાસી] યોગસિદ્ધિને (કૈવલ્યને) નહિ પામીને હે શ્રીકૃષ્ણ! કઈ ગતિને પામે છે? ૩૭

હવે પૂર્વોક્ત સંશયને વિશેષ સ્પષ્ટ કરે છે:—

**कच्चिन्नोभयविभ्रष्टश्छिन्नाभ्रमिव नश्यति ।**
**अप्रतिष्ठो महाबाहो, विमूढो ब्रह्मणः पथि ॥ ३८ ॥**

શ૦:—હે મહાબાહો! બ્રહ્મના માર્ગમાં અત્યંતમૂઢ, [કર્મ તથા ઉપાસના એ બંનેના] આશ્રયવિનાનો [ને] બંનેથી ભ્રષ્ટ થયેલો [પુરુષ] છૂટા પડેલા વાદળાની પેઠે શું નાશ નથી પામતો? ૩૮

પૂર્વોક્ત સંશયની નિવૃત્તિ કરવામાટે **અર્જુન** **શ્રીકૃષ્ણ**ની પ્રાર્થના કરે છેઃ—

**एतन्मे संशयं कृष्ण, छेत्तुमर्हस्यशेषतः ।**
**त्वदन्यः संशयस्यास्य, छेत्ता न ह्युपपद्यते ॥ ३९ ॥**

**શ૦:—**હે **શ્રીકૃષ્ણ** ! મારા આ સંશયને સમૂળો છેદવાને [ આપજ ] યોગ્ય છો. નિશ્ચય આપના વિના બીજો કોઈ આ સંશયનો છેદનાર સંભવતો નથી.' ૩૯

**અર્જુન**ના સંશયની નિવૃત્તિ કરવા **શ્રીકૃષ્ણ** ઉત્તર આપે છેઃ—

## श्रीभगवानुवाच ॥

**पार्थ नैवेह नामुत्र, विनाशस्तस्य विद्यते ।**
**न हि कल्याणकृत्कश्चिद्, दुर्गतिं तात गच्छति ॥४०॥**

**શ૦:—શ્રીભ**ગવાન બોલ્યાઃ—'હે **પાર્થ** ! તેનો આ લોકમાં ક્દીપણ વિનાશ વિદ્યમાન નથી, પરલોકમાં [પણ વિનાશ] નથી, કેમકે હે તાત ! કલ્યાણ કરનાર–શુભમાર્ગનું આચરણ કરનાર–કોઇ પણ [ મનુષ્ય ] નઠારી ગતિને પામતો નથી. ૪૦

ત્યારે તેને કેવા ફલની પ્રાપ્તિ થાય છે એ જાણવાની **અર્જુન**ને ઇચ્છા થાય તો **શ્રીકૃષ્ણ** તેનું ઉત્તર આપે છેઃ—

**प्राप्य पुण्यकृतां ल्लोकानुषित्वा शाश्वतीः समाः ।**
**शुचीनां श्रीमतां गेहे, योगभ्रष्टोऽभिजायते ॥ ४१ ॥**

**શ૦:—**યોગથી ચલાયમાન થયેલો [ તે યોગી ] પુણ્યવાન લોકોને પ્રાપ્ત થનારા લોકોને પામી, [ ત્યાં ] ઘણો કાલ વસી, [પછી] પવિત્ર ધનવાનના ઘરમાં અવતરે છે. ૪૧

હવે બીજા વૈરાગ્યવાન યોગભ્રષ્ટની મૃત્યુપછી કેવી ગતિ થાય છે તે કહે છેઃ—

**अथवा योगिनामेव, कुले भवति धीमताम् ।**
**एतद्धि दुर्लभतरं, लोके जन्म यदीदृशम् ॥ ४२ ॥**

શ૦:--અથવા બુદ્ધિમાન્-અધ્યાત્મવિદ્યા જાણનારા-ધનહીન બ્રાહ્મણોના કુલને વિષેજ [તે] ઉત્પન્ન થાય છે. ખરેખર [ આ ] લોકમાં આવો જે જન્મ એ અતિદુર્લભ [છે.] ૪૨

બન્ને યોગભ્રષ્ટોની જન્મ પામ્યા પછી પુનઃ કેવી પ્રવૃત્તિ થાય છે તે કહે છેઃ--

**तत्र तं बुद्धिसंयोगं, लभते पौर्वदेहिकम् ।**
**यतते च ततो भूयः, संसिद्धौ कुरुनंदन ॥ ४३ ॥**

શ૦:--ત્યાં ( યોગીના કુલમાં કે પવિત્ર ધનવાનને ઘેર ) પૂર્વશરીરના તે બુદ્ધિસંયોગને પામે છે, ત્યારપછી હે કુરુનંદન ! ફરીથી કૈવલ્યને માટે અધિક યત્ન કરે છે. ૪૩

પહેલા પ્રકારના જન્મવાળો પ્રમાદ ઉપજાવનારા પ્રાણિ-પદાર્થોના સહવાસમાં રહ્યા છતાં યોગાભ્યાસમાં શી રીતે પ્રવૃત્ત થઇ શકે એવી અર્જુનને શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ-

**पूर्वाभ्यासेन तेनैव, ह्रियते ह्यवशोऽपि सः ।**
**जिज्ञासुरपि योगस्य, शब्दब्रह्मातिवर्तते ॥ ४४ ॥**

શ૦:-તે પ્રયત્ન નહિ કરતો છતો પણ તે પૂર્વના અભ્યાસને લીધેજ ખેંચાય છે, નિશ્ચય યોગનો જિજ્ઞાસુ પણ વેદમાં કહેલા કર્માનુષ્ઠાનના ફલને ઓળંગી જાય છે. ૪૪

પૂર્વના જન્મથી અધિક યત્ન કરનારો એવો યોગી મોક્ષને પામે છે એમ જણાવે છેઃ—

**प्रयत्नाद्यतमानस्तु, योगी संशुद्धकिल्बिषः ।**
**अनेकजन्मसंसिद्धस्ततो याति परां गतिम् ॥ ४५ ॥**

શ૦:-[જે] યોગી પ્રયત્નથી પણ [અધિક] પ્રયત્ન કરનારો [છે,] જેનાં પાપ ધોવાઇ ગયાં છે, [તથા] અનેક જન્મનાં પુણ્યકર્મોથી જેને છેલ્લો જન્મ પ્રાપ્ત થયો છે એવો [તે યોગી] ત્યારપછી શ્રેષ્ઠ ગતિને-કૈવલ્યને-પામે છે. ૪૫

હવે પૂર્વોક્ત યોગની સ્તુતિ કરે છે:—

२ ३ १ ५ ६ ४ ७
**तपस्विभ्योऽधिको योगी, ज्ञानिभ्योऽपि मतोऽधिकः ।**
१० ८ ११ ९ १२ १४ १५ १३
**कर्मिभ्यश्चाधिको योगी, तस्माद्योगी भवार्जुन ॥ ४६ ॥**

શ૦:—યોગી તપસ્વીઓથી અધિક માનેલો છે, શાસ્ત્રાર્થ જાણનાર પંડિતોથી પણ [યોગી] અધિક [માનેલો છે,] તથા [તે] યોગી [**અગ્નિહોત્રાદિ**] કર્મો કરનારાથી [પણ] અધિક [માનેલો છે] માટે હે **અર્જુન** ! [તમે] યોગી થાઓ. ૪૬

સર્વ યોગીઓમાં શ્રેષ્ઠ યોગી કોણ છે તે કહે છે:—

२ ३ १ ६ ७
**योगीनामपि सर्वेषां मद्गतेनांतरात्मना ।**
५ ९ ४ ८ १० १२ ११ १३
**श्रद्धावान्भजते यो मां, स मे युक्ततमो मतः ४७ ॥**

**इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे आत्मसंयमयोगो नाम षष्ठोऽध्यायः ॥ ६ ॥**

**શબ્દાર્થ**:—સર્વે યોગીઓમાં પણ જે શ્રદ્ધાવાન્ મારામાં અર્પણ કરેલા ચિત્તવડે મને ભજે છે તે અતિશય સમાહિત (એકાગ્રચિત્તવાળો) મારો માનેલો છે. ૪૭

એ રીતે છ અધ્યાયથી કર્મકાંડનું તથા ત્વંપદાર્થનું (જીવના સ્વરૂપનું) નિરૂપણ સંપૂર્ણ કર્યું.

શ્રીમદ્‌ભગવદ્‌ગીતાના આત્મસંયમયોગનામના છઠ્ઠા અધ્યાયની શ્રીનાથશર્મપ્રણીત અન્વયાર્થદીપિકાટીકા પૂરી થઇ. ૬



॥ ૐ ॥

# અધ્યાય ૭ મો.

## જ્ઞાનયોગ.

---

હવે સાતમા અધ્યાયથી બારમા અધ્યાયસુધી ઉપાસના-કાંડનું તથા તત્પદાર્થનું નિરૂપણ કરવું છે માટે પ્રથમ પોતાના સ્વરૂપનું તથા તેમાં મનને સ્થિર કરવાની રીતનું નિરૂપણ કરવાનો આરંભ ભગવાન્ શ્રીકૃષ્ણ કરે છેઃ--

**श्रीभगवानुवाच ॥**

**मय्यासक्तमनाः पार्थ, योगं युंजन्मदाश्रयः ।**
**असंशयं समग्रं मां, यथा ज्ञास्यसि तच्छृणु ॥ १ ॥**

**શબ્દાર્થઃ**--શ્રીભગવાન્ બોલ્યાઃ--હે અર્જુન! મારામાં આસક્તમનવાળા [ અને ] મારે આશ્રયે રહેલા યોગને કરતા છતા [ તમે ] સંશયરહિત સર્વ [ વિભૂતિવાળા ] મને જે પ્રકારે જાણુશો તે [ પ્રકાર મારાથી ] સાંભળો. ૧

**ज्ञानं तेऽहं सविज्ञानमिदं वक्ष्याम्यशेषतः ।**
**यज्ज्ञात्वा नेह भूयोऽन्यज्, ज्ञातव्यमवशिष्यते ॥ २ ॥**

**શ૦**:--હું તમને આ વિજ્ઞાનસહિત જ્ઞાન કાંઇ પણ બાકી ન રહે તેમ કહીશ, [ કે ] જેને જાણીને અહીં ફરીથી બીજું [ કાંઇ પણ ] જાણવાયોગ્ય પછવાડે રહેતું નથી. ૨

એ આત્મજ્ઞાનની સ્તુતિ કરે છેઃ--

**मनुष्याणां सहस्रेषु, कश्चिद्यतति सिद्धये ।**
**यततामपि सिद्धानां, कश्चिन्मां वेत्ति तत्त्वतः ॥ ३ ॥**

**શ૦:**—મનુષ્યોના હજારોમાં (હજારો મનુષ્યોમાં) કોઇક આત્મજ્ઞાનને માટે પ્રયત્ન કરે છે, [અને] પ્રયત્ન કરનારા સિદ્ધોમાં પણ કોઇક [આત્માથી અભિન્ન] મને વાસ્તવિકરીતે જાણે છે. ૩

હવે પોતાની આઠ પ્રકારની જડ પ્રકૃતિને કહે છેઃ—

**भूमिरापोऽनलो वायुः, खं मनो बुद्धिरेव च ।**
**अहंकार इतीयं मे, भिन्ना प्रकृतिरष्टधा ॥ ४ ॥**

**શ૦:**—ભૂમિ, જલ, અગ્નિ, વાયુ, આકાશ, મન, બુદ્ધિ ને વળી અહંકાર એમ મારી આ પ્રકૃતિ આઠ પ્રકારે ભેદવાળી [છે.] ૪

હવે ક્ષેત્રજ્ઞરૂપ પરાપ્રકૃતિને કહે છેઃ—

**अपरेयमितस्त्वन्यां, प्रकृतिं विद्धि मे पराम् ।**
**जीवभूतां महाबाहो, ययेदं धार्यते जगत् ॥ ५ ॥**

**શ૦:**—આ અપરા [પ્રકૃતિ,] હવે એનાથી બીજી મારી જીવરૂપ પરાપ્રકૃતિને [તમે] જાણો. હે મહાબાહો ! જેણે આ જગત્ ધારણ કરાય છે. ૫

હું પોતે જગત્‌ની ઉત્પત્તિનું તથા પ્રલયનું કારણ છું એમ શ્રીકૃષ્ણ જણાવે છેઃ—

**एतद्योनीनि भूतानि, सर्वाणीत्युपधारय ।**
**अहं कृत्स्नस्य जगतः, प्रभवः प्रलयस्तथा ॥ ६ ॥**

**શ૦:**—સર્વ ભૂતો એ બે પ્રકૃતિથી ઉત્પન્ન થયેલાં [છે] એમ નિશ્ચય કરો. હું આખા જગત્‌ની ઉત્પત્તિનું તથા વિનાશનું [કારણ છું.] ૬

મારાથી ભિન્ન કોઇ પદાર્થ નથી એમ શ્રીકૃષ્ણ અર્જુનને જણાવે છેઃ—

मत्तः परतरं नान्यत् , किंचिदस्ति धनंजय ।
मयि सर्वमिदं प्रोतं, सूत्रे मणिगणा इव ॥ ७ ॥

શ૦:—હે ધનંજય ! મારાથી વાસ્તવિક સત્ય બીજું કાંઇ પણ નથી, જેમ દોરામાં મણિઓનો સમૂહ [ પરોવાયેલો છે તેમ ] મારામાં આ સર્વ પરોવાયેલું છે. ૭

रसोऽहमप्सु कौंतेय, प्रभाऽस्मि शशिसूर्ययोः ।
प्रणवः सर्ववेदेषु, शब्दः खे पौरुषं नृषु ॥ ८ ॥

શ૦:—કોંતેય ! જલોમાં રસ હું છું. ચંદ્રમાં અને સૂર્યમાં તેજ [ હું છું. ] સર્વવેદોમાં પ્રણવ, આકાશમાં શબ્દ [ અને ] નરોમાં પુરુષત્વ [ હું છું. ] ૮

पुण्यो गंधः पृथिव्यां च, तेजश्चास्मि विभावसौ ।
जीवनं सर्वभूतेषु, तपश्चास्मि तपस्विषु ॥ ९ ॥

શ૦:—વળી પૃથ્વીમાં પવિત્ર ગંધ [ હું ] છું, અને અગ્નિમાં તેજ [ હું છું. ] સર્વપ્રાણીઓમાં જીવન અને તપસ્વીઓમાં તપ [ હું ] છું. ૯

बीजं मां सर्वभूतानां, विद्धि पार्थ सनातनम् ।
बुद्धिर्बुद्धिमतामस्मि, तेजस्तेजस्विनामहम् ॥ १० ॥

શ૦:—હે પાર્થ ! મને સર્વભૂતોનું અનાદિ બીજ જાણો, બુદ્ધિમાનોની બુદ્ધિ હું છું, [ને] તેજસ્વીઓનું તેજ [હું છું.] ૧૦

बलं बलवतां चाहं, कामरागविवर्जितम् ।
[illegible] भूतेषु, कामोऽस्मि भरतर्षभ ॥ ११ ॥

શ૦:—બલવાનોનું કામ અને રાગથી રહિત એવું બલ

હું છું, તથા હે ભરતર્ષભ! પ્રાણીઓમાં ધર્મથી વિરુદ્ધ નહિ એવો કામ [હું છું.] ૧૧

१ ५ २ ३ ४ ७ ६ ८ १
**ये चैव सात्त्विका भावा, राजसास्तामसाश्च ये।**
११ १२ १३ १० १४ १८ १५ १६ १७ १९ २०
**मत्त एवेति तान्विद्धि, न त्वहं तेषु ते मयि॥ १२॥**

શ૦:—જે [બીજા] પણ સાત્ત્વિક પદાર્થો [છે,] તથા જે રાજસ અને તામસ [પદાર્થો છે] તેઓને મારાથીજ [ઉપજ્યા છે] એમ જાણો, પણ હું તેમનામાં નથી, તેઓ મારામાં [છે.] ૧૨

હવે આત્મસ્વરૂપનું અજ્ઞાન થવામાં જે કારણ છે તે કહે છે:-

३ २ ४ १ ६ ५ ७
**त्रिभिर्गुणमयैर्भावैरेभिः सर्वमिदं जगत्।**
८ १३ १४ १२ ९ १० ११
**मोहितं नाभिजानाति, मामेभ्यः परमव्ययम्॥ १३॥**

શ૦:—એ ગુણમય ત્રણ પ્રકારના પદાર્થોએ આ સર્વ જગત્ મોહ પમાડેલું છે [તેથી] એનાથી–ત્રિગુણમય પદાર્થોથી–પર [તથા] વિકારરહિત એવા મને [તે] જાણતું નથી. ૧૩

એવા બલવાળી માયાને કોણ તરી શકે છે તે કહે છે:—

५ ४ २ ३ १ ६ ७
**दैवी ह्येषा गुणमयी, मम माया दुरत्यया।**
९ १० ८ ११ १४ १३ १५ १२
**मामेव ये प्रपद्यंते, मायामेतां तरंति ते॥ १४॥**

શ૦:—મારી આ [સત્ત્વાદિ] ગુણવાળી પ્રસિદ્ધ દૈવી માયા દુઃખે કરીને તરાય એવી [છે.] જેઓ મારેજ શરણ થાય છે તેઓ એ માયાને તરે છે. ૧૪

પણ પાપી જનો મારું શરણ ગ્રહણ કરતા નથી એમ જણાવે છે:—

१० ९ १ २ ११ ३
**न मां दुष्कृतिनो मूढाः, प्रपद्यंते नराधमाः।**
४ ५ ६ ७ ८
**माययाऽपहृतज्ञाना, आसुरं भावमाश्रिताः॥ १५॥**

શ૦:—પાપ કરનારા, મૂઢ, પુરુષોમાં નીચ, માયાવડે

હરાઇ ગયેલા જ્ઞાનવાળા [ને] આસુરીસ્વભાવને આશ્રયે રહેલા મારા શરણને પામતા નથી. ૧૫

હવે કયા કયા પુરુષો પોતાને ભજે છે તે કહે છેઃ--

**चतुर्विधा भजंते मां, जनाः सुकृतिनोऽर्जुन ।**
**आर्तो जिज्ञासुरर्थार्थी, ज्ञानी च भरतर्षभ ॥ १६ ॥**

**શ૦ઃ—હે ભરતવંશમાં શ્રેષ્ઠ ! હે અર્જુન !** ચાર પ્રકારના સુકૃત ( પુણ્યકર્મ ) કરનારા જનો મને ભજે છે, પીડાવાળો, મુમુક્ષુ, ભોગસાધનોને ઇચ્છનારો અને જ્ઞાની. ૧૬

એ ચાર પ્રકારના પુણ્યવાનોમાં જ્ઞાની શ્રેષ્ઠ છે એમ કહે છેઃ--

**तेषां ज्ञानी नित्ययुक्त, एकभक्तिर्वि[redacted]त ।**
**प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः ॥ १७ ॥**

**શ૦ઃ**--તેઓમાં નિત્યસમાહિતચિત્તવાળો [તથા] એકભકિતવાળો જ્ઞાની ઉત્કૃષ્ટ છે, કેમકે હું જ્ઞાનીને બહુ વહાલો [છું,] અને તે મને [બહુ] વહાલો [છે.] ૧૭

**उदाराः सर्व एवैते, ज्ञानी त्वात्मैव मे मतम् ।**
**आस्थितः स हि युक्तात्मा, मामेवानुत्तमां गतिम् ॥ १८ ॥**

**શ૦ઃ**--એ બધા ઉત્તમજ [છે,] પણ જ્ઞાની [તો મારો] આત્માજ [છે એમ] મારું મત [છે,] કેમકે તે સમાહિત અંતઃકરણવાળો મનેજ સર્વોત્તમ ગતિરૂપ [માનીને મારેજ] આશ્રયે રહેલો છે. ૧૮

સર્વત્ર બ્રહ્મદૃષ્ટિ કરનારા મહાત્માનું દુર્લભપણું જણાવે છેઃ-

**बहूनां जन्मनामंते, ज्ञानवान्मां प्रपद्यते ।**
**वासुदेवः सर्वमिति, स महात्मा सुदुर्लभः ॥ १९ ॥**

શ૦:--જ્ઞાનવાન્ બહુ જન્મોને અંતે બધું વાસુદેવરૂપ [ છે ] એમ [ જાણી ] મને ભજે છે, તે મહાત્મા અત્યંત દુર્લભ [ છે. ] ૧૯

વાસનાથીજ લોકોની અન્ય દેવતાઓની ભકિતમાં પ્રવૃત્તિ થાય છે એમ કહે છે:--

३ १ २ ४ १३ १२
**कामैस्तैस्तैर्हतज्ञानाः, प्रपद्यंतेऽन्यदेवताः ।**
८ ९ १० ११ ६ ७ ५
**तं तं नियममास्थाय, प्रकृत्या नियताः स्वया ॥ २० ॥**

શ૦:--તે તે કામનાઓથી ખેંચાયેલા મનવાળા પોતાની પ્રકૃતિને અધીન થઇ તે તે નિયમનો આશ્રય કરીને બીજા દેવોને ભજે છે. ૨૦

તેવાઓની તે દેવતાઓમાં સ્થિર ભકિત શાથી થાય છે તે કહે છે:—

१ २ ४ ५ ६ ३ ७ ८ ९
**यो यो यां यां तनुं भक्तः श्रद्धयार्चितुमिच्छति ।**
१० ११ १४ १५ १२ १३ १७ १६
**तस्य तस्याचलां श्रद्धां, तामेव विदधाम्यहम् ॥ २१ ॥**

શ૦:--જે જે ભકત જે જે [ દેવતાની ] મૂર્તિને શ્રદ્ધાથી પૂજવાને ઇચ્છે છે તેની તેની તેને વિષેજ અચલ શ્રદ્ધા હું બેસારું છું. ૨૧

१ २ ३ ४ ५ ६ ७
**स तया श्रद्धया युक्तस्तस्याराधनमीहते ।**
१६ ८ ९ १४ १० ११ १२ १५ १३
**लभते च ततः कामान् , मयैव विहितान्हि तान् ॥ २२ ॥**

શ૦:-- તે એ શ્રદ્ધાવડે જોડાયેલો તેનું આરાધન કરે છે, અને તેની પાસેથી મેંજ નિર્માણ કરેલા તે કામોને-ઇચ્છેલા પદાર્થોને-નિશ્ચય પામે છે. ૨૨

અન્ય દેવતાઓની ભક્તિ કરનારાને થનારા ફલનું સ્વરૂપ કહે છે:—

६ १ ५ २ ४ ७ ३
**अंतवत्तु फलं तेषां, तद्भवत्यल्पमेधसाम् ।**
९ ८ १० ११ १४ १२ १३
**देवान्देवयजो यांति, मद्भक्ता यांति मामपि ॥ २३ ॥**

**શ૦:**—પણ તે અલ્પબુદ્ધિવાળાઓનું એ ફલ નાશવાન્ હોય છે. દેવોને પૂજનારા દેવોને પામે છે, [અને] મારા ભક્તો મનેજ પામે છે. ૨૩

લોકો મારાથી જે કારણુથી વિમુખ થાય છે તે કારણુ આ છે:—

८ १० ११ १२ ९ १
**अव्यक्तं व्यक्तिमापन्नं, मन्यंते मामबुद्धयः ।**
३ ५ ७ २ ४ ६
**परं भावमजानंतो, ममाव्ययमनुत्तमम् ॥ २४ ॥**

શ૦:—બુદ્ધિહીન [ જને। ] મારા સર્વના કારણરૂપ નિત્ય [ ઉપાધિવાળા ] સ્વરૂપને [તથા] સર્વોત્તમને ( નિરુપાધિક સ્વરૂપને ) નહિ જાણી અવ્યક્તરૂપ મને વ્યક્તિ પામેલો માને છે. ૨૪

५ २ ४ ३ १
**नाहं प्रकाशः सर्वस्य, योगमायासमावृतः ।**
६ ७ १२ १३ ८ ११ ९ १०
**मूढोऽयं नाभिजानाति, लोको मामजमव्ययम् ॥ २५ ॥**

શ૦:—યોગમાયાથી ઢંકાયેલો હું સર્વને જણાતો નથી [તેથી] મોહ પામેલા આ લોક જન્મરહિત [તથા] મરણરહિત મને જાણુતા નથી. ૨૫

હું સર્વને જાણું છું, પણ મને કોઇ પણ અભક્ત નથી જાણુતો એમ કહે છે:—

८ २ ३ ५ ४ १
**वेदाहं समतीतानि, वर्तमानानि चार्जुन ।**
७ ६ ८ ११ १० १४ १३ १२
**भविष्याणि च भूतानि, मां तु वेद न कश्चन ॥ २६ ॥**

શ૦:--હે અર્જુન ! હું થઇ ગયેલાં તથા હમણાં છે તે અને હવે પછી થવાનાં તે [ સર્વ ] ભૂતોને જાણું છું, પણ મને કોઇ પણ [અભક્ત] જાણતો નથી. ૨૬

ભોગોની આસક્તિથી જ્ઞાનમાં પ્રતિબંધ થાય છે એમ કહે છે:—

इच्छाद्वेषसमुत्थेन, द्वंद्वमोहेन भारत ।
सर्वभूतानि संमोहं, सर्गे यांति परंतप ॥ २७ ॥

શ૦:—હે શત્રુને તાપ પમાડનાર ! હે ભારત ! સર્વ પ્રાણીઓ [ સ્થૂલશરીરની ] ઉત્પત્તિપછી ઇચ્છા અને દ્વેષથી ઉપજતા [ સુખદુઃખરૂપી ] દ્વંદ્વના મોહે કરીને સંમોહને પામે છે. ૨૭

પણ પુણ્યવાન્ પુરુષો દ્વંદ્વથી રહિત થઇ મને ભજે છે એમ કહે છે:--

येषां त्वंतगतं पापं, जनानां पुण्यकर्मणाम् ।
ते द्वंद्वमोहनिर्मुक्ता, भजंते मां दृढव्रताः ॥ २८ ॥

શ૦:--પણ જે પુણ્યકર્મવાળા જનોના પાપનો અંત આવ્યો છે તેઓ [ સુખદુઃખરૂપી ] દ્વંદ્વના મોહથી મુક્ત થયેલા દૃઢવ્રતવાળા [ થઇને ] મને ભજે છે. ૨૮

આઠમા અધ્યાયમાં કહેવાના વિષયના સૂત્રરૂપ બે શ્લોકો કહે છે:—

जरामरणमोक्षाय, मामाश्रित्य यतंति ये ।
ते ब्रह्म तद्विदुः कृत्स्नमध्यात्मं कर्म चाखिलम् ॥ २९ ॥

શ૦:--જેઓ જરામરણથી છુટવામાટે મારો આશ્રય કરીને યત્ન કરે છે તેઓ તત્ બ્રહ્મને, સર્વ અધ્યાત્મને અને સંપૂર્ણ કર્મને જાણે છે. ૨૯

२ ५ ४ ३ १ ६
साधिभूताधिदैवं मां, साधियज्ञं च ये विदुः ।
१० ११ ९ १२ ७ १३ ८
प्रयाणकालेऽपि च मां, ते विदुर्युक्तचेतसः ॥ ३० ॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे ज्ञानयोगो नाम सप्तमोऽध्यायः ॥ ७ ॥

શ૦:--જેઓ અધિભૂત ને અધિદૈવસહિત તથા અધિયજ્ઞસહિત મને જાણે છે તેઓ સમાહિતચિત્તવાળા [થઈ] નિશ્ચય મરણસમયમાં પણ મને જાણે છે.' ૩૦

એવી રીતે આ અધ્યાયમાં ઉત્તમાધિકારીને લક્ષણાવૃત્તિથી આત્માનું જ્ઞેયસ્વરૂપ અને મધ્યમાધિકારીને મુખ્યવૃત્તિથી આત્માનું ધ્યેયસ્વરૂપ સમજાવ્યું.

શ્રીમદ્ભગવદ્ગીતાના જ્ઞાનયોગનામના સાતમા અધ્યાયની શ્રીનાથશર્મ-વિરચિત અન્વયાર્થદીપિકા ટીકા પૂરી થઈ. ૭



ॐ

# અધ્યાય ૮ મો

## મહાપુરુષયોગ

---

સાતમા અધ્યાયના અંતમાં સૂત્રરૂપે કહેલા સાત પદાર્થો સામાન્યરૂપે જાણી હવે તેમને વિશેષરૂપે જાણવાની ઇચ્છાથી નીચેના બે શ્લોકોવડે **અર્જુન શ્રીકૃષ્ણને** પ્રશ્ન કરે છેઃ—

### अर्जुन उवाच ॥

**किं तद्ब्रह्म किमध्यात्मं, किं कर्म पुरुषोत्तम ।**
**अधिभूतं च किं प्रोक्तमधिदैवं किमुच्यते ॥ १ ॥**

શ૦ઃ—**અર્જુન** બોલ્યાઃ–' હે **પુરુષોત્તમ**! તત્ બ્રહ્મ શું? અધ્યાત્મ શું? કર્મ શું? વળી અધિભૂત શું કહ્યું? [ તથા ] અધિદૈવ શું કહેવાય છે? ૧

**अधियज्ञः कथं कोऽत्र, देहेऽस्मिन्मधुसूदन ।**
**प्रयाणकाले च कथं, ज्ञेयोऽसि नियतात्मभिः ॥ २ ॥**

શ૦ઃ—હે **મધુસૂદન**! અહીં અધિયજ્ઞ કોણ [ છે? તે ] કેવી રીતે [ ચિંતન કરવાયોગ્ય છે? અને તે ] આ દેહમાં [ રહે છે? અથવા દેહથી બહાર રહે છે? ] તથા મરણસમયમાં ચિત્તને નિયમમાં રાખનારાઓએ [ આપ ] શી રીતે જાણવાયોગ્ય છો?' ૨

પૂછેલા સાત પ્રશ્નોનાં ઉત્તરો નીચેના ત્રણ શ્લોકોવડે **શ્રીકૃષ્ણભગવાન્** આપે છેઃ—

**श्रीभगवानुवाच ॥**

२ ३ १ ५ ६ ४
**अक्षरं ब्रह्म परमं, स्वभावोऽध्यात्ममुच्यते ।**
७ ८ ९
**भूतभावोद्भवकरो, विसर्गः कर्मसंज्ञितः ॥ ३ ॥**

**શ૦:**—શ્રીભગવાન્ બોલ્યા:–' પરમ અક્ષર [ તે ] બ્રહ્મ કહેવાય છે, [ ને ] સ્વભાવ [ તે ] અધ્યાત્મ [ કહેવાય છે, તથા ] ભૂતોની ઉત્પત્તિ તથા વૃદ્ધિ કરનાર [ જે ] વિસર્ગ [તે] કર્મ એ નામથી [ કહેવાય છે. ] ૩

३ १ २ ५ ४ ६
**अधिभूतं क्षरो भावः, पुरुषश्चाधिदैवतम् ।**
९ १० ११ १२ १३ ७ ८
**अधियज्ञोऽहमेवात्र, देहे देहभृतां वर ॥ ४ ॥**

**શ૦:**—નાશવાન્ પદાર્થ અધિભૂત [કહેવાય છે,] તથા પુરુષ (હિરણ્યગર્ભ) અધિદૈવ [કહેવાય છે, અને] હે દેહધારીઓમાં શ્રેષ્ઠ ! અધિયજ્ઞ હુંજ [ છું. તે અધિયજ્ઞ ] આ મનુષ્યદેહમાં [ રહે છે.] ૪

२ ३ ४ ५ ६ ८ ७
**अंतकाले च मामेव, स्मरन्मुक्त्वा कलेवरम् ।**
१ ९ १० ११ १२ १५ १६ १३ १४
**यः मयाति स मद्भावं, याति नास्त्यत्र संशयः ॥ ५ ॥**

**શ૦:**—જે અંતકાલે પણ મારુંજ સ્મરણ કરતો છતો દેહ છોડીને જાય છે તે મારા સ્વરૂપને પામે છે એમાં સંશય નથી. ૫

અન્ય દેવતાનું સ્મરણ કરનારને અન્ય દેવતાની પ્રાપ્તિ થાય છે એમ કહે છે:—

६ ७ २ ९ १० ८ १२ ५ ११
**यं यं वापि स्मरन्भावं, त्यजत्यंते कलेवरम् ।**
१३ १४ १५ १६ १ ३ ४
**तं तमेवैति कौंतेय, सदा तद्भावभावितः ॥ ६ ॥**

**શ૦:**—હે કૌંતેય ! અથવા સદા તે [તે] દેવતાની ભાવનાવાળો થયેલો મરણસમયમાં જે જે દેવતાનુંજ સ્મરણ કરતો છતો [આ] શરીરને છોડે છે [ તે પુરુષ ] તેને તેનેજ પામે છે. ૬

માટે તમે પણ નિરંતર મારું ચિંતન કરો એમ **અર્જુનને** કહે છેઃ—

૧ ૨ ૩ ૪ ૫ ૭ ૬
**तस्मात्सर्वेषु कालेषु, मामनुस्मर युध्य च ।**
૮ ૯ ૧૦ ૧૧ ૧૨ ૧૩
**मय्यर्पितमनोबुद्धिर्, मामेवैष्यस्यसंशयः ॥ ७ ॥**

શ૦:—તેટલામાટે સર્વ કાલોમાં મારું સ્મરણ કરો, અને યુદ્ધ કરો. મારામાં અર્પણ કરેલાં મનોબુદ્ધિવાળા [તમે] મનેજ પામશો [એમાં] સંશય નથી. ૭

નિરંતર પરમાત્માનું ચિંતન કરનારો પુરુષ તેને પામે છે એમ કહે છેઃ—

૩ ૫ ૪
**अभ्यासयोगयुक्तेन, चेतसा नान्यगामिना ।**
૬ ૮ ૭ ૯ ૧ ૨
**परमं पुरुषं दिव्यं, याति पार्थानुचिंतयन ॥ ८ ॥**

શ૦:—હે **પાર્થ**! નિરંતર [ **પરમાત્માનું** ] ચિંતન કરતો છતો [ આ પુરુષ ] અભ્યાસયોગથી યુક્ત [ અને ] બીજે નહિ જનારા ચિત્તવડે પરમ દિવ્ય પુરુષને પામે છે. ૮

પૂર્વોક્ત પ્રસંગને પાછો વિસ્તારથી કહે છેઃ—

૧૩ ૧૪ ૧૫ ૧૬ ૧૭ ૨૫ ૨૪
**कविं पुराणमनुशासितारमणोरणीयांसमनुस्मरेद्यः ।**
૧૮ ૧૯ ૨૦ ૨૧ ૨૨ ૨૩
**सर्वस्य धातारमचिंत्यरूपमादित्यवर्णं तमसः परस्तात् ॥ ९ ॥**
૧ ૩ ૨ ૪ ૫ ૭ ૬
**प्रयाणकाले मनसाऽचलेन, भक्त्या युक्तो योगबलेन चैव ।**
૮ ૯ ૧૦ ૧૨ ૧૧ ૨૬ ૨૭ ૨૮ ૩૦ ૩૧ ૨૯
**भ्रुवोर्मध्ये प्राणमावेश्य सम्यक्, स तं परं पुरुषमुपैति दिव्यम् ॥**

શ૦:—મરણસમયમાં અચલ મનવડે ભક્તિથી યુક્ત [થઇ,] તથા યોગબલથી [ યુક્ત થઇ, ] બે ભ્રમરની મધ્યમાં પ્રાણને યથાર્થરીતે સ્થાપન કરી સર્વજ્ઞ, અનાદિ, સર્વને નિયમમાં રાખનાર, સૂક્ષ્મથી [પણ] વધારે સૂક્ષ્મ, સર્વને ધારણ કરનાર, વિચારમાં

ન આવે એવા રૂપવાળા, સૂર્યની પેઠે પ્રકાશરૂપ [તથા] અજ્ઞાનથી પર [એવા પુરુષનું] જે વારંવાર સ્મરણ કરે છે તે એ પરમદિવ્ય પુરુષને પામે છે. ૯-૧૦

હવે આત્મસ્વરૂપને સંક્ષેપમાં કહેવાની પ્રતિજ્ઞા કરે છે:—

૨ ૩ ૧ ૪ ૮ ૭ ૬ ૫
**यदक्षरं वेदविदो वदंति, विशंति यद्यतयो वीतरागाः ।**
૯ ૧૦ ૧૧ ૧૨ ૧૩ ૧૫ ૧૪ ૧૬ ૧૭
**यदिच्छंतो ब्रह्मचर्यं चरंति, तत्ते पदं संग्रहेण प्रवक्ष्ये ॥ ११ ॥**

**શ૦:**—વેદને જાણનારા જે અક્ષરને કહે છે, રાગરહિત સંન્યાસીઓ જેમાં પ્રવેશ કરે છે, જેને ઇચ્છનારા બ્રહ્મચર્ય પાળે છે તે પદ [હું] તમને સંક્ષેપમાં કહું છું. ૧૧

પૂર્વોક્ત પદે પહોંચવાનાં સાધનોને નીચેના ત્રણ શ્લોકોથી કહે છે:—

૧ ૨ ૪ ૫ ૬ ૩
**सर्वद्वाराणि संयम्य, मनो हृदि निरुध्य च ।**
૯ ૧૦ ૭ ૮ ૧૨ ૧૧
**मूर्ध्न्याधायात्मनः प्राणमास्थितो योगधारणाम् ॥ १२ ॥**

**શ૦:**—સર્વ દ્વારોને બંધ કરી, અને મનનો હૃદયમાં નિરોધ કરી, પોતાના પ્રાણને બ્રહ્મરંધ્રમાં ધારણ કરી યોગધારણામાં રહેલો. ૧૨

૧ ૨ ૪ ૩ ૫ ૬ ૭
**ओमित्येकाक्षरं ब्रह्म, व्याहरन्मामनुस्मरन् ।**
૮ ૧૧ ૧૦ ૯ ૧૨ ૧૫ ૧૩ ૧૪
**यः प्रयाति त्यजन्देहं, स याति परमां गतिम् ॥ १३ ॥**

**શ૦:**— ॐ એવા બ્રહ્મરૂપ એકાક્ષરને જપતો [તથા] મારું વારંવાર સ્મરણ કરતો જે દેહ ત્યજીને જાય છે તે પરમગતિને પામે છે. ૧૩

૩ ૪ ૨ ૬ ૭ ૫
**अनन्यचेताः सततं, यो मां स्मरति नित्यशः ।**
૮ ૧૧ ૧૨ ૧ ૯ ૧૦
**तस्याहं सुलभः पार्थ, नित्ययुक्तस्य योगिनः ॥ १४ ॥**

શ૦:--હે પાર્થ ! જે બીજી કોઇ પણ વસ્તુમાં ચિત્તની આસક્તિ નહિ રાખનારા [ થઇ ] નિરંતર જીવિતપર્યંત મારું સ્મરણ કરે છે તે નિત્યસમાહિતચિત્તવાળા યોગીઓને હું સુલભ [ છું ] ૧૪

એવા મહાત્માઓનો પુનર્જન્મ થતો નથી એમ કહે છેઃ--

५ ६ ७ १० ८ ९
**मामुपेत्य पुनर्जन्म, दुःखालयमशाश्वतम् ।**
११ १२ ४ २ १ ३
**नाप्नुवंति महात्मानः, संसिद्धिं परमां गताः ॥ १५ ॥**

શ૦:--પરમ સંસિદ્ધિને ( કૈવલ્યને ) પામેલા મહાત્માઓ મને પામીને પુનઃ દુઃખના ઘરરૂપ [ અને ] અનિત્ય [ એવા ] જન્મને પામતા નથી. ૧૫

તત્ત્વજ્ઞાનથી રહિત પુરુષોની બ્રહ્મલોકથી પુનરાવૃત્તિ થાય છે એમ કહે છેઃ--

२ ३ ४ १
**आब्रह्मभुवनाल्लोकाः, पुनरावर्तिनोऽर्जुन ।**
६ ८ ७ ५ ९ १० ११ १२
**मामुपेत्य तु कौंतेय, पुनर्जन्म न विद्यते ॥ १६ ॥**

શ૦:—હે અર્જુન ! બ્રહ્મલોકપર્યંતના [ સર્વ ] લોકો પુનર્જન્મ પામનારા [ છે, પણ ] હે કૌંતેય ! મનેજ પામીને પુનર્જન્મ નથી. ૧૬

બ્રહ્માના દિવસને તથા રાત્રિને જાણનારાજ દિવસરાત્રિને જાણનારા છે એમ કહે છેઃ—

२ ४ १ ३ ५
**सहस्रयुगपर्यंतमहर्यद्ब्रह्मणो विदुः ।**
७ ६ ८ १० ९
**रात्रिं युगसहस्रांतां, तेऽहोरात्रविदो जनाः ॥ १७ ॥**

શ૦:--જે હજાર યુગોપર્યંતના બ્રહ્માના દિવસને જાણે છે, [તથા] હજાર યુગોએ પૂરી થનારી [તેમની] રાત્રિને [જાણે છે] તે માણસો દિવસરાતને જાણનારા [છે.] ૧૭

બ્રહ્માનો દિવસ આવે ત્રિલોકીની ઉત્પત્તિ થાય છે, અને તેમની રાત્રિ આવે તેનો લય થાય છે એમ જણાવે છેઃ—

२ ४ ३ ५ १
अव्यक्ताद्व्यक्तयः सर्वाः, प्रभवंत्यहरागमे ।
६ १० ७ ९ ८
रात्र्यागमे प्रलीयंते, तत्रैवाव्यक्तसंज्ञके ॥ १८ ॥

શ૦ઃ—[ બ્રહ્માનો ] દિવસ આવે છે ત્યારે અવ્યક્તથી સર્વ વ્યક્તિઓ (ચરાચર પ્રાણીઓ) ઉત્પન્ન થાય છે, [ અને તેમની ] રાત્રિ આવે છે ત્યારે તે અવ્યક્તનામવાળામાંજ લય પામે છે.૧૮

આમ પ્રાણીઓ ઉત્પત્તિ તથા લયને પામ્યા કરે છે એમ કહે છેઃ—

५ २ ३ ४ ६ ७ १०
भूतग्रामः स एवायं, भूत्वा भूत्वा प्रलीयते ।
९ ८ १ १२ ११
रात्र्यागमेऽवशः पार्थ, प्रभवत्यहरागमे ॥ १९ ॥

શ૦ઃ—હે પાર્થ ! એજ આ પ્રાણીઓનો સમુદાય ઉત્પન્ન થઇ થઇને પરતંત્ર [ થઇ બ્રહ્માની ] રાત્રિ આવે છે ત્યારે લય પામે છે, [ ને ] દિવસ આવે છે ત્યારે [ પાછો ] ઉત્પન્ન થાય છે. ૧૯

કહેલા અવ્યક્તથી સત્તારૂપ ભાવનું શ્રેષ્ઠપણું પ્રતિપાદન કરે છેઃ—

४ २ १ ९ ५ ६ ३ ७
परस्तस्मात्तु भावोऽन्योऽव्यक्तोऽव्यक्तात्सनातनः।
८ १० ११ १२ १३ १४ १५
यः स सर्वेषु भूतेषु, नश्यत्सु न विनश्यति ॥ २० ॥

શ૦ઃ—પણ તે અવ્યક્તથી પર બીજો અવ્યક્ત [ તથા ] અનાદિ ( નિત્ય ) જે [ સત્તારૂપ ] પદાર્થ [ છે ] તે સર્વ ભૂતો નાશ પામે તોપણ વિનાશ પામતો નથી. ૨૦

१ २ ३ ४ ५ ८ ६ ७
अव्यक्तोऽक्षर इत्युक्तस्तमाहुः परमां गतिम् ।
९ १० ११ १२ १३ १६ १५ १४
यं प्राप्य न निवर्तंते, तद्धाम परमं मम ॥ २१ ॥

શ૦ઃ—[ જેને ] અવ્યક્ત [ ને ] અક્ષર એ [ નામથી ]

કહ્યું [ છે, ] એને [ જ ] પરમગતિ કહે છે, જેને પામીને [ બ્રહ્મનિષ્ઠપુરુષો ] પાછા આવતા નથી, તે [ જ ] મારું પરમ ધામ [ છે. ] ૨૧

તે પરમગતિને પામવાનો ઉપાય ભક્તિયોગ છે એમ જણાવે છે :—

૪ ૨ ૩ ૧ ૬ ૮ ૭ ૫
**पुरुषः स परः पार्थ, भक्त्या लभ्यस्त्वनन्यया ।**
૯ ૧૦ ૧૧ ૧૨ ૧૪ ૧૩ ૧૫
**यस्यांतःस्थानि भूतानि, येन सर्वमिदं ततम् ॥ २२ ॥**

શ૦:—હે પાર્થ ! તે પર ( શ્રેષ્ઠ ) પુરુષ અનન્યભક્તિ-વડેજ પ્રાપ્ત થવાયોગ્ય [ છે, ] જેની અંતર રહેલાં [ સર્વ ] ભૂતો [ છે, ને ] જેણે આ બધું વ્યાપ્ત કર્યું [ છે. ] ૨૨

હવે દેવયાનમાર્ગનું તથા પિતૃયાણમાર્ગનું સ્વરૂપ સમજાવવા-ની પ્રતિજ્ઞા કરે છે:—

૩ ૪ ૧ ૭ ૯ ૮ ૧૦ ૬
**यत्र काले त्वनावृत्तिमावृत्तिं चैव योगिनः ।**
૫ ૧૧ ૧૨ ૧૩ ૧૪ ૨
**प्रयाता यांति तं कालं, वक्ष्यामि भरतर्षभ ॥ २३ ॥**

શ૦:—વળી હે ભરતવંશમાં શ્રેષ્ઠ ! જે કાલે ( માર્ગે ) ગયેલા યોગીઓ અનાવૃત્તિને ( મોક્ષને ) તથા આવૃત્તિનેજ ( જન્મનેજ ) પામે છે તે કાલ ( માર્ગ ) [ હું તમને ] કહું છું. ૨૩

નીચેના શ્લોકવડે દેવયાનમાર્ગનું નિરૂપણ કરે છે:—

૨ ૧ ૩ ૪ ૫ ૬
**अग्निर्ज्योतिरहः शुक्लः, षण्मासा उत्तरायणम् ।**
૭ ૮ ૧૨ ૧૧ ૯ ૧૦
**तत्र प्रयाता गच्छंति, ब्रह्म ब्रह्मविदो जनाः ॥ २४ ॥**

શ૦:—જ્યોતીરૂપ અગ્નિ, દિવસ, શુકલપક્ષ [ ને ] છ માસ-રૂપ ઉત્તરાયણ [ ઇત્યાદિ જેમાં રહેલ છે ] એમાં જનારા સગુણબ્રહ્મને જાણનારા જનો સગુણબ્રહ્મને પામે છે. ૨૪

હવે પિતૃયાણમાર્ગનું નિરૂપણ કરે છે:—

१ २ ३ ४ ५ ६
**धूमो रात्रिस्तथा कृष्णः, षण्मासा दक्षिणायनम् ।**
७ ९ १० ८ ११ १२
**तत्र चांद्रमसं ज्योतिर्, योगी प्राप्य निवर्तते ॥ २५ ॥**

**શ૦ઃ**—ધૂમ, રાત્રિ તથા કૃષ્ણપક્ષ [ને] છ માસરૂપ દક્ષિણાયન [ઇત્યાદિ જેમાં રહેલ છે] તેમાં [જનારો] યોગી ચંદ્રમાની જ્યોતિને પામીને પાછો [અહીં] આવે છે. ૨૫

હવે બંને માર્ગોનો ઉપસંહાર કરે છેઃ—

४ ५ ३ २ १ ६ ७
**शुक्लकृष्णे गती ह्येते, जगतः शाश्वते मते ।**
८ १० ९ ११ १३ १२
**एकया यात्यनावृत्तिमन्यया ऽऽवर्तते पुनः ॥ २६ ॥**

**શ૦ઃ**—જગતની આ પ્રસિદ્ધ શુક્લ ને કૃષ્ણ એવી બે ગતિ અનાદિસિદ્ધ છે; એકથી અનાવૃત્તિને (ફરીને ન આવવું તેને) પામે છે, [ને] બીજીથી ફરીથી પાછા [અહીં] આવે છે. ૨૬

સગુણબ્રહ્મની ઉપાસનાની પેઠે દેવયાનમાર્ગનું ચિંતન પણ બ્રહ્મલોકની પ્રાપ્તિનું કારણ છે માટે તે માર્ગના જ્ઞાનની શ્લાઘા કરે છેઃ—

७ २ ३ १ ४ ६ ८ ५
**नैते सृती पार्थ जानन्, योगी मुह्यति कश्चन ।**
९ ११ १२ १३ १४ १०
**तस्मात्सर्वेषु कालेषु, योगयुक्तो भवार्जुन ॥ २७ ॥**

**શ૦ઃ**—હે **પાર્થ** ! એ બેઉ ગતિ જાણનારો કોઇ પણ યોગી મોહ પામતો નથી માટે હે **અર્જુન** ! [તમે] સર્વ કાલને વિષે યોગયુક્ત થાઓ. ૨૭

હવે ધ્યાનરૂપ યોગની સ્તુતિ કરે છેઃ—

१ २ ४ ३ ५ ६ ७ ८ ९
**वेदेषु यज्ञेषु तपःसु चैव, दानेषु यत्पुण्यफलं प्रदिष्टम् ।**
१५ १० ११ १३ १४ १२ १७ १९ २० १६ १८
**अत्येति तत्सर्वमिदं विदित्वा, योगी परं स्थानमुपैति चाद्यम् ॥ २८**

**इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे महापुरुषयोगो नामाष्टमोऽध्यायः ॥ ८ ॥**

**શબ્દાર્થઃ**—વેદોમાં, યજ્ઞોમાં ને તપોમાં તથા દાનોમાં જે પુણ્યનું ફલ [ શાસ્ત્રે ] કહ્યું છે તે સર્વને યોગી આને જાણીને ઓળંગી જાય છે, અને [ સર્વથી ] શ્રેષ્ઠ કારણરૂપ સ્થાનને પામે છે.' ૨૮

એ પ્રમાણે શ્રીમદ્ભગવદ્ગીતાના મહાપુરુષયોગનામના આઠમા અધ્યાયની શ્રીનાથશર્મપ્રણીત અન્વયાર્થદીપિકાટીકા પૂરી થઈ. ૮



ૐ

# અધ્યાય ૯ મો

## રાજવિદ્યારાજગુહ્યયોગ

આ નવમા અધ્યાયમાં જ્ઞેયરૂપ બ્રહ્મનું નિરૂપણ કરીને જ્ઞાનનિષ્ઠ પુરુષોની ગતિ કહેવી છે માટે પ્રથમ નીચેના ત્રણ શ્લોકોથી તે જ્ઞાનની સ્તુતિ કરે છેઃ—

**श्रीभगवानुवाच ॥**

**इदं तु ते गुह्यतमं, प्रवक्ष्याम्यनसूयवे ।**
**ज्ञानं विज्ञानसहितं, यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात् ॥ १ ॥**

**શબ્દાર્થઃ**—શ્રીભગવાન્ બોલ્યાઃ—'વળી અસૂયાવિનાના તમને આ અત્યંત ગુહ્ય [એવું] વિજ્ઞાનસહિત જ્ઞાન કહું છું, જેને જાણીને [તમે] અશુભથી મુક્ત થશો. ૧

**राजविद्या राजगुह्यं, पवित्रमिदमुत्तमम् ।**
**प्रत्यक्षावगमं धर्म्यं, सुसुखं कर्तुमव्ययम् ॥ २ ॥**

**શ૦ઃ**—આ [જ્ઞાન] વિદ્યાઓમાં રાજાજેવું, ગુહ્યોમાં સર્વોપરિ ગુહ્ય, ઉત્તમ પવિત્ર, પ્રત્યક્ષફલવાળું, ધર્મના ફલરૂપ, સુખપૂર્વક કરવાને [યોગ્ય અને] નાશરહિત [ફલવાળું છે.] ૨

આવા જ્ઞાનમાં બધા પુરુષો કેમ પ્રવૃત્ત થતા નથી તે કહે છેઃ-

**अश्रद्दधानाः पुरुषा, धर्मस्यास्य परंतप ।**
**अप्राप्य मां निवर्तंते, मृत्युसंसारवर्त्मनि ॥ ३ ॥**

**શ૦ઃ**—હે પરંતપ ! આ ધર્મઉપર શ્રદ્ધા નહિ રાખનારા પુરુષો મને નહિ પામીને મૃત્યુવાળા સંસારના માર્ગમાં ભટકે છે. ૩

પહેલા બે શ્લોકોમાં વિધિમુખે ને ત્રીજા શ્લોકમાં નિષેધ-

મુખે આત્મજ્ઞાનની સ્તુતિ કરી, હવે નીચેના બે શ્લોકોથી તે આત્મજ્ઞાનનું સ્વરૂપ કહે છે:—

**मया ततमिदं सर्वं, जगदव्यक्तमूर्तिना ।**
**मत्स्थानि सर्वभूतानि, न चाहं तेष्ववस्थितः ॥ ४ ॥**

**શ૦:**—અવ્યક્તમૂર્તિવાળા મેં આ સર્વ જગત્ વ્યાપ્ત [ કર્યું છે. ] સર્વ ભૂતો મારામાં રહેલાં [ છે, ] પણ હું તેઓમાં રહેલો નથી. ૪

વળી વાસ્તવિક રીતે તે ભૂતો મારામાં રહ્યાં નથી એમ કહે છે:-

**न च मत्स्थानि भूतानि, पश्य मे योगमैश्वरम् ।**
**भूतभृन्न च भूतस्थो, ममात्मा भूतभावनः ॥ ५ ॥**

**શ૦:**—વળી ભૂતો મારામાં રહ્યાં નથી. મારા અદ્ભુત પ્રભાવને [ તમે ] જુઓ. મારો આત્મા ભૂતોને ધારણ કરતો છતો તથા ભૂતોને ઉત્પન્ન કરતો છતો ભૂતોમાં રહેલો નથી. ૫

વસ્તુતાએ પરસ્પર સંબંધ નહિ છતાં બંનેનો આધારાધેય-ભાવ શાથી ગણાય છે એમ શંકા થાય તો દૃષ્ટાંત આપી તેનું સમાધાન કરે છે:—

**यथाऽऽकाशस्थितो नित्यं, वायुः सर्वत्रगो महान् ।**
**तथा सर्वाणि भूतानि, मत्स्थानीत्युपधारय ॥ ६ ॥**

**શ૦:**—જેમ સર્વત્ર ગતિ કરનારો, મહાન્ [ તથા ] સદા [ ગતિમાન્ ] વાયુ આકાશમાં રહ્યો છે તેમ સર્વે ભૂતો મારામાં રહ્યાં [ છે ] એમ સમજો. ૬

પ્રલયકાલમાં પણ કલ્પિત પ્રપંચના સંબંધનો અભાવ રહે છે એમ જણાવે છે:—

**सर्वभूतानि कौंतेय, प्रकृतिं यांति मामिकाम्**
**कल्पक्षये पुनस्तानि, कल्पादौ विसृजाम्यहम् ॥ ७ ॥**

શ૦:—હે કૌંતેય ! કલ્પને અંતે સર્વ ભૂતો મારી પ્રકૃતિને પામે છે. પુનઃ કલ્પના આરંભમાં હું તેઓને સૃજું છું. ૭

માયાવડે આ સર્વ પ્રપંચ હું નિર્માણ કરું છું એમ નીચેના શ્લોકવડે જણાવે છેઃ—

૨ ૧ ૩ ૧૨ ૧૦ ૧૧
**प्रकृतिं स्वामवष्टभ्य, विसृजामि पुनः पुनः ।**
૯ ૭ ૮ ૧ ૬ ૪ ૫
**भूतग्राममिमं कृत्स्नमवशं प्रकृतेर्वशात् ॥ ८ ॥**

શ૦:—મારી પ્રકૃતિનો આશ્રય કરીને પ્રકૃતિના સામર્થ્ય-થી પરતંત્ર [ એવા ] આ સમગ્ર ભૂતસમુદાયને [ હું ] ફરી ફરીને સૃજું છું. ૮

તે કર્મોમાં હું ઉદાસીન હોવાથી તે કર્મો મને બંધન કરતાં નથી એમ કહે છેઃ—

૧૧ ૪ ૮ ૯ ૧૦ ૧૨ ૧
**न च मां तानि कर्माणि, निबध्नंति धनंजय ।**
૨ ૩ ૭ ૫ ૬
**उदासीनवदासीनमसक्तं तेषु कर्मसु ॥ ९ ॥**

શ૦:—હે ધનંજય ! ઉદાસીનની પેઠે રહેલા તથા તે કર્મોમાં આસક્તિવિનાના મને તે કર્મો બંધન કરતાં નથી. ૯

મારી પ્રકાશેલી માયાથી આ સર્વ જગત્ ઉત્પન્ન થાય છે એમ નિરૂપણ કરે છેઃ—

૩ ૨ ૪ ૬ ૫
**मयाऽध्यक्षेण प्रकृतिः, सूयते सचराचरम् ।**
૮ ૭ ૧ ૯ ૧૦
**हेतुनाऽनेन कौंतेय, जगद्विपरिवर्तते ॥ १० ॥**

શ૦:—હે કુંતીપુત્ર ! નિયંતારૂપ એવા મેં [ પ્રવૃત્ત કરેલી ] માયા સ્થાવરજંગમરૂપ [ જગત્‌ને ] ઉપજાવે છે. એ [ નિયંતા-પણારૂપી ] નિમિત્તવડે જગત્ નાનાપ્રકારે પ્રવર્તે છે. ૧૦

મારા એ પરમભાવને નહિ જાણીને મૂઢજનો મારી નિંદા કરે છે એમ જણાવે છેઃ—

૧૧ ૧૦ ૬ ૭ ૮ ૯
**अवजानंति मां मूढा, मानुषीं तनुमाश्रितम् ।**
૩ ૪ ૫ ૧ ૨
**परं भावमजानंतो, मम भूतमहेश्वरम् ॥ ११ ॥**

શ૦:—મારા ભૂતોના મહાન્ ઈશ્વરરૂપ પર ( શ્રેષ્ઠ ) ભાવને નહિ જાણતાં મૂઢ [ જનો ] મનુષ્યસંબંધી શરીર ધારણ કરેલા મારી અવજ્ઞા કરે છે. ૧૧

એવા મૂઢજનો નિરંતર નરકમાં નિવાસ કરવાને યોગ્ય થાય છે એમ જણાવે છે:—

૧ ૨ ૩ ૪
**मोघाशा मोघकर्माणो, मोघज्ञाना विचेतसः ।**
૫ ૭ ૬ ૧૦ ૯ ૮ ૧૧
**राक्षसीमासुरीं चैव, प्रकृतिं मोहिनीं श्रिताः ॥ १२ ॥**

શ૦:—મિથ્યા આશાવાળા, મિથ્યા કર્મવાળા [ ને ] મિથ્યા જ્ઞાનવાળા અવિચારી [ જનો ] રાક્ષસી તથા આસુરી [ ને ] મોહ કરનારી પ્રકૃતિનેજ આશ્રયે રહેલા [ છે. ] ૧૨

મારે શરણે આવેલો પુરુષ સર્વ પુરુષાર્થોને પામનારો હોવાથી શોક કરવાયોગ્ય નથી એમ કહે છે:—

૬ ૭ ૮ ૧ ૨ ૩ ૪
**महात्मानस्तु मां पार्थ, दैवीं प्रकृतिमाश्रिताः ।**
૧૨ ૫ ૧૧ ૯ ૧૦
**भजंत्यनन्यमनसो, ज्ञात्वा भूतादिमव्ययम् ॥ १३ ॥**

શ૦:—હે પાર્થ ! દૈવી પ્રકૃતિનો આશ્રય કરીને રહેલા [તથા] મારા વિના બીજે મન નહિ રાખનારા મહાત્માઓ તો મને ભૂતોના કારણરૂપ [તથા] નાશરહિત જાણીને ભજે છે. ૧૩

હવે એ મહાત્માઓના ભજનનો પ્રકાર નીચેના બે શ્લોકોથી કહે છે:—

૧ ૩ ૨ ૫ ૪ ૬
**सततं कीर्तयंतो मां, यतंतश्च दृढव्रताः ।**
૯ ૭ ૮ ૧૦ ૧૧ ૧૨
**नमस्यंतश्च मां भक्त्या, नित्ययुक्ता उपासते ॥ १४ ॥**

શ૦:—નિરંતર મારું કીર્તન કરતા છતા અને યત્ન

કરતા છતા દૃઢવ્રતવાળા [થઇ] તથા મને નમસ્કાર કરતા છતા [મારી] ભક્તિવડે નિત્યસમાહિતચિત્તવાળા [થઇ મને] ઉપાસે છે. ૧૪

२ ४ ७ १ ३ ६ ८
**ज्ञानयज्ञेन चाप्यन्ये, यजंतो मामुपासते ।**
५ ९ १० ११
**एकत्वेन पृथक्त्वेन, बहुधा विश्वतोमुखम् ॥ १५ ॥**

શ૦:—બીજા જ્ઞાનરૂપ યજ્ઞવડે [મારું] પૂજન કરે છે, વળી [કોઇ] એકપણાથી મનેજ ઉપાસે છે. [કોઇ] ભેદપણાથી, [અને કોઇ તો] બહુ પ્રકારે વિશ્વરૂપ એવા મને [ઉપાસે છે.] ૧૫

હવે નીચેના ચાર શ્લોકોથી ભગવાન્ પોતાનું વિશ્વરૂપપણું વર્ણવે છે:—

१ २ ३ ४ ६ ५ ७ ८
**अहं क्रतुरहं यज्ञः, स्वधाऽहमहमौषधम् ।**
१० ९ ११ १२१३ १४ १५ १६ १७
**मंत्रोऽहमहमेवाज्यमहमग्निरहं हुतम् ॥ १६ ॥**

શ૦:—હું ક્રતુ [છું,] હું યજ્ઞ [છું,] હું સ્વધા [છું,] હું ઔષધ [છું,] હું મંત્ર [છું,] હુંજ ઘી [છું,] હું અગ્નિ [છું, ને] હું હવન [છું.] ૧૬

३ ७ १ २ ४ ५ ६
**पिताऽहमस्य जगतो, माता धाता पितामहः ।**
९ १० ११ १२ १३ १४ १५ ८
**वेद्यं पवित्रमोंकार, ऋक् साम यजुरेव च ॥ १७ ॥**

શ૦:—આ જગત્નો પિતા, માતા, ધાતા (પોષણ કરનાર) [અને] પિતામહ હું [છું,] અને જાણવાયોગ્ય, પવિત્ર, ૐકાર, ઋગ્વેદ, સામવેદ [તથા] યજુર્વેદ પણ [હું છું.] ૧૭

१ २ ३ ४ ५ ६ ७
**गतिर्भर्ता प्रभुः साक्षी, निवासः शरणं सुहृत् ।**
८ ९ १० ११ १३ १२
**प्रभवः प्रलयः स्थानं, निधानं बीजमव्ययम् ॥ १८ ॥**

શ૦:—ગતિ, પોષણકર્તા, પ્રભુ, સાક્ષી, ભોગનું સ્થાન, આશ્રય, સુહૃદ્, ઉત્પત્તિ, વિનાશ, સ્થિતિ, લયનું સ્થાન [તથા] નાશરહિત બીજ [ હું છું. ] ૧૮

૪ ૨ ૫ ૬ ૭ ૯ ૮

**तपाम्यहमहं वर्षं, निगृह्णाम्युत्सृजामि च ।**

૧૨ ૧૦ ૩ ૧૪ ૧૩ ૧૫૧૭૧૬૧૧૧

**अमृतं चैव मृत्युश्च, सदसच्चाहमर्जुन ॥ १९ ॥**

શ૦:—હે અર્જુન ! હુંજ તપું છું, [ અને ] હું[ જ ] જલને આકર્ષું છું, તથા વરસાવું છું, અને હું અમૃત તથા મૃત્યુ [ ને ] સત તથા અસત [ છું. ] ૧૯

સકામ પુરુષો વારંવાર જન્મમરણરૂપ સંસારનો અનુભવ કરે છે એમ નીચેના બે શ્લોકોથી કહે છે:—

૧ ૩ ૫ ૬ ૨ ૪ ૭ ૮

**त्रैविद्या मां सोमपाः पूतपापा, यज्ञैरिष्ट्वा स्वर्गतिं प्रार्थयंते ।**

૯ ૧૦ ૧૨ ૧૧ ૧૬ ૧૪ ૧૩ ૧૫

**ते पुण्यमासाद्य सुरेंद्रलोकमश्नंति दिव्यान्दिवि देवभोगान् ॥ २० ॥**

શ૦:—ત્રણ વેદોને જાણનારા, યજ્ઞોવડે મારું પૂજન કરીને સોમપાન કરનારા [ ને તેથી ] પાપરહિત થયેલા સ્વર્ગની પ્રાપ્તિને માગે છે. તેઓ પુણ્યના ફલરૂપ સ્વર્ગલોકને પામીને સ્વર્ગલોકમાં દિવ્ય [ એવા ] દેવતાઓના ભોગોને ભોગવે છે. ૨૦

૧ ૨ ૫ ૪ ૩ ૭ ૬ ૮ ૯

**ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं, क्षीणे पुण्ये मर्त्यलोकं विशंति ।**

૧૦ ૧૧ ૧૨ ૧૪ ૧૩ ૧૫

**एवं त्रयीधर्ममनुप्रपन्ना, गतागतं कामकामा लभंते ॥ २१ ॥**

શ૦:—તેઓ ( સકામપુરુષો ) તે વિશાલ સ્વર્ગલોકને ભોગવીને [ પોતાનું ] પુણ્ય ક્ષય થયે મનુષ્યલોકને પામે છે. એ પ્રમાણે ત્રણ વેદમાં પ્રતિપાદન કરેલા કામ્યકર્મનો આશ્રય કરનારા [ તથા દિવ્ય ] ભોગોની કામનાવાળા [ તેઓ ] ગમનાગમનને પામે છે. ૨૧

હવે નિષ્કામપુરુષોની ગતિ કહે છે:—

૩ ૪ ૫ ૧ ૨ ૬
**अनन्याश्चिंतयंतो मां, ये जनाः पर्युपासते ।**
૭ ૮ ૯ ૧૧ ૧૦
**तेषां नित्याभियुक्तानां, योगक्षेमं वहाम्यहम् ॥ २२ ॥**

**શ૦:**—જે જનો અનન્ય [થઈને મારું] ચિંતન કરતા છતા મને સંપૂર્ણરીતે ઉપાસે છે તે નિત્ય અત્યંત સમાહિત-ચિત્તવાળાઓના યોગક્ષેમને હું પ્રાપ્ત કરું છું. ૨૨

અન્ય દેવતાઓના ભક્તો કેમ કૃતાર્થ થતા નથી તે કહે છેઃ-

૨ ૪ ૩ ૭ ૫ ૬
**येऽप्यन्यदेवताभक्ता, यजंते श्रद्धयाऽन्विताः ।**
૮ ૯ ૧૧ ૧૨ ૧ ૧૩ ૧૦
**तेऽपि मामेव कौंतेय, यजंत्यविधिपूर्वकम् ॥ २३ ॥**

**શ૦:**—હે કુંતીપુત્ર ! જે અન્ય દેવતાઓના ભક્તો પણ શ્રદ્ધાવડે યુક્ત [થઇને તે દેવતાઓનું] પૂજન કરે છે તેઓ પણ અજ્ઞાનપૂર્વક મનેજ પૂજે છે. ૨૩

એ વાતને હવે વિશેષ સ્પષ્ટ કરે છેઃ—

૧ ૭ ૩ ૪ ૫ ૬ ૨ ૧૩
**अहं हि सर्वयज्ञानां, भोक्ता च प्रभुरेव च ।**
૧૧ ૮ ૯ ૧૨ ૧૦ ૧૪ ૧૬ ૧૫
**न तु मामभिजानंति, तत्त्वेनातश्च्यवंति ते ॥ २४ ॥**

**શ૦:**—હુંજ સર્વ યજ્ઞોનો ભોક્તા [છું,] તથા ફલ આપનાર [છું એ વાત] પ્રસિદ્ધ [છે,] તોપણ [તેઓ] મને તત્ત્વથી સારી રીતે જાણતા નથી, અને એ કારણથી તેઓ પુનર્જન્મ પામે છે. ૨૪

અન્ય દેવતાઓના ભક્તોથી પોતાના ભક્તની બીજી વિલક્ષણતા કહે છેઃ—

૩ ૧ ૨ ૫ ૬ ૪
**यांति देवव्रता देवान्, पितॄन्यांति पितृव्रताः ।**
૮ ૯ ૭ ૧૩ ૧૦ ૧૨ ૧૧
**भूतानि यांति भूतेज्या, यांति मद्याजिनोऽपि माम् ॥ २५ ॥**

**શ૦:**—દેવોને પૂજનારા દેવોને પામે છે, પિતૃઓને પૂજનારા પિતૃઓને પામે છે, ભૂતોને પૂજનારા ભૂતોને પામે છે, [અને] મને પૂજનારા મનેજ પામે છે. ૨૫

હવે ભગવાન્ પોતાના આરાધનનું સુગમપણું જણાવે છેઃ-

४ ५ ६ ७ १ २ ३ ८
**पत्रं पुष्पं फलं तोयं, यो मे भक्त्या प्रयच्छति ।**
१० १२ ११ १३ ९
**तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ॥ २६ ॥**

**શ૦:**—જે મને ભક્તિવડે પત્ર, પુષ્પ, ફલ [ કે ] જલ આપે છે [ તે ] શુદ્ધબુદ્ધિવાળાના તે ભક્તિવડે અર્પણ કરેલાંને હું અંગીકાર કરું છું. ૨૬

પોતે કેવા ભજનથી પ્રસન્ન થાય છે તે કહે છેઃ—

२ ३ ४ ५ ६ ७ ९ ८
**यत्करोषि यदश्नासि, यज्जुहोषि ददासि यत् ।**
१० ११ १ १२ १४ १३
**यत्तपस्यसि कौंतेय, तत्कुरुष्व मदर्पणम् ॥ २७ ॥**

**શ૦:**—હે કુંતીપુત્ર! [ તમે ] જે [ કર્મ ] કરો છો, જે ખાઓ છો, જે હોમ કરો છો, જે દાન કરો છો, [ ને ] જે તપ કરો છો તે મને અર્પણ કરો. ૨૭

હવે એ ભજનના ફલને કહે છેઃ—

२ १ ४ ३
**शुभाशुभफलैरेवं, मोक्ष्यसे कर्मबंधनैः ।**
५ ६ ७ ८
**संन्यासयोगयुक्तात्मा, विमुक्तो मामुपैष्यसि ॥ २८ ॥**

**શ૦:**—એ પ્રમાણે શુભાશુભફલવાળાં કર્મબંધનોથી [તમે] છૂટશો, [ અને ] સંન્યાસયોગવડે જેમનું ચિત્ત સમાહિત થયું છે એવા [ તમે ] વિમુક્ત [ થઇને ] મને પામશો. ૨૮

મને ભક્તોમાં રાગ ને અભક્તોમાં દ્વેષ નથી એમ જણાવે છેઃ—

३ १ २ ६ ४ ५ ७ ९ ८
**समोऽहं सर्वभूतेषु, न मे द्वेष्योऽस्ति न प्रियः ।**
११ १४ १० १२ १३ १६ १५ २० १७ १९ १८
**ये भजंति तु मां भक्त्या, मयि ते तेषु चाप्यहम् ॥ २९ ॥**

**શ૦:**—હું સર્વ પ્રાણીઓમાં સમાન [ છું માટે કોઈ પણ પ્રાણી ] મારે દ્વેષ કરવાયોગ્ય નથી, [ તથા ] પ્રિય

નથી, તોપણ જેઓ મને ભક્તિવડે ભજે છે તેઓ મારામાં [રહે છે,] અને હું પણ તેઓમાં [રહું છું.] ૨૯

પ્રભુ પોતાની ભક્તિનો પ્રભાવ નીચેના બે શ્લોકોથી કહે છેઃ—

२ ३ १ ६ ५ ४
अपि चेत्सुदुराचारो, भजते मामनन्यभाक् ।
८ ९ ७ १० १३ १४ ११ १२
साधुरेव स मंतव्यः, सम्यग्व्यवसितो हि सः ॥ ३० ॥

શ૦ઃ—અત્યંત દુરાચરણવાળો [મનુષ્ય] પણ જો અનન્ય-ચિત્તવાળો [થઇ] મને ભજે છે [તો] તે શ્રેષ્ઠજ માનવાયોગ્ય [છે,] કેમકે તે ઉત્તમ નિશ્ચયવાળો [છે.] ૩૦

१ ३ २ ४ ५ ६
क्षिप्रं भवति धर्मात्मा, शश्वच्छांतिं निगच्छति ।
७ १२ १० ८ ९ ११
कौंतेय प्रतिजानीहि, न मे भक्तः प्रणश्यति ॥ ३१ ॥

શ૦ઃ—[તે] તત્કાલ ધર્માત્મા થાય છે, [અને] નિરંતર શાંતિને પામે છે. હે કુંતીપુત્ર ! મારો ભક્ત નાશ પામતો નથી [એવી તમે] પ્રતિજ્ઞા કરો. ૩૧

२ १७ १ ३ ४ ६ ७ ५
मां हि पार्थ व्यपाश्रित्य, येऽपि स्युः पापयोनयः ।
९ १० ८ ११ १२ १३ १६ १४ १५
स्त्रियो वैश्यास्तथा शूद्रांस्तेऽपि यांति परां गतिम् ॥ ३२ ॥

શ૦ઃ—હે પૃથાના પુત્ર ! મારો આશ્રય કરીને જે નીચ જાતિના [ચાંડાલાદિક] પણ હોય, તથા સ્ત્રીઓ, વૈશ્યો [ને] શૂદ્રો [હોય,] તેઓ પણ પરમગતિને પામે છે, [આ વાત] નિશ્ચિત [છે.] ૩૨

ભક્તિવડે સ્વાભાવિક દોષવાળા પરમગતિને પામે છે તો ઉત્તમ મનુષ્યો પરમગતિને પામે એમાં શું આશ્ચર્ય છે એમ જણાવે છેઃ—

७ ६ ३ २ १ ५ ४
किं पुनर्ब्राह्मणाः पुण्या, भक्ता राजर्षयस्तथा ।
९ १० ११ ८ १२ १४ १३
अनित्यमसुखं लोकमिमं, प्राप्य भजस्व माम् ॥ ३३ ॥

શ૦:—[તો મારા] ભક્તો પવિત્ર બ્રાહ્મણો તથા રાજર્ષિ-ઓ [પરમગતિને પામે છે એમાં] ફરીથી શું [કહેવું?] આ અનિત્ય [ને] દુઃખયુક્ત મનુષ્યદેહને પામીને મને ભજો. ૩૩

પૂર્વે કહેલા ભજનના પ્રકારને કહે છેઃ—

૧ ૨ ૩ ૪ ૫ ૬
**मन्मना भव मद्भक्तो, मद्याजी मां नमस्कुरु ।**
૧૦ ૧૧ ૧૨ ૧૦ ૭ ૯ ૮
**मामेवैष्यसि युक्त्वैवमात्मानं मत्परायणः ॥ ३४ ॥**

**इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे राजविद्याराजगुह्ययोगो नाम नवमोऽध्यायः ॥९॥**

**શબ્દાર્થ**:—મારે વિષે મનવાળા થાઓ. મારા ભક્ત [ને] મારું પૂજન કરનારા [થાઓ.] મને નમસ્કાર કરો. એ પ્રમાણે મારે શરણે થયેલા [તમે પોતાના] અંતઃકરણને [મારામાં] જોડીને મનેજ પામશો.' ૩૪

એ પ્રમાણે શ્રીમદ્દભગવદ્દગીતાના રાજવિદ્યારાજગુહ્યયોગનામના નવમા અધ્યાયની **શ્રી**નાથશર્મપ્રણીત અન્વયાર્થદીપિકાટીકા પૂરી થઇ. ૯



॥ ॐ ॥

## અધ્યાય ૧૦ મો

## વિભૂતિયોગ

પૂર્વે સાતમા તથા નવમા અધ્યાયમાં સંક્ષેપથી કહેલી વિભૂતિઓનો વિસ્તાર આ અધ્યાયમાં કહેવો છે માટે ભગવાન્ અર્જુનના ચિત્તમાં ઉત્સાહ ઉપજાવવાસારુ તેના પૂછ્યા વિનાજ તે કહેવાની પ્રતિજ્ઞા કરે છેઃ—

**॥ श्रीभगवानुवाच ॥**

२ ३ १ ७ ४ ५ ६
**भूय एव महाबाहो, शृणु मे परमं वचः ।**
८ ११ ९ १२ १३ १०
**यत्तेऽहं प्रीयमाणाय, वक्ष्यामि हितकाम्यया ॥ १ ॥**

**શબ્દાર્થઃ**—શ્રીભગવાન્ બોલ્યાઃ—હે મહાબાહો ! ફરીથી પણ મારા શ્રેષ્ઠ વચનને સાંભળો. જે [ વચન ] હું [ તમારા ] હિતની ઇચ્છાથી તમને પ્રીતિવાળાને [ હવે પછી ] કહીશ. ૧

આ જ્ઞાન તમને ઇંદ્રાદિક દેવોથી કે ઋષિઓથી પ્રાપ્ત થાય એવું નથી એમ જણાવે છેઃ—

४ १ ५ ३ २ ७ ६
**न मे विदुः सुरगणाः, प्रभवं न महर्षयः ।**
९ १४ ८ १० १२ ११ १३
**अहमादिर्हि देवानां, महर्षीणां च सर्वशः ॥ २ ॥**

**શ૦ઃ**—મારા પ્રભાવને દેવતાઓના સમૂહો જાણતા નથી, [ તથા ] મોટા ઋષિઓ [ પણ જાણતા ] નથી, કેમકે હું દેવતાઓનું અને મહર્ષિઓનું સર્વપ્રકારે કારણ [ છું. ] ૨

પોતાના પ્રભાવને જાણવાથી થનારા ફલને શ્રીકૃષ્ણ કહે છેઃ—

६ ५ १ ३ २ ७ ४
**यो मामजमनादिं च, वेत्ति लोकमहेश्वरम् ।**
१० ८ ९ ११ १२
**असंमूढः स मर्त्येषु, सर्वपापैः प्रमुच्यते ॥ ३ ॥**

શ૦:—જન્મરહિત અને કારણથી રહિત [ તથા ] લોકનો મોટો ઈશ્વર એવો મને જે જાણે છે તે મનુષ્યોમાં સંમોહથી (અવિકથી) રહિત [ થઈ ] સર્વ પાપોથી અત્યંત મુક્ત થાય છે. ૩

હવે ભગવાન્ પોતાનું સર્વલોકમહેશ્વરપણું કહે છે:—

૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭
**बुद्धिर्ज्ञानमसंमोहः, क्षमा सत्यं दमः शमः ।**
૮ ૯ ૧૦ ૧૧ ૧૨ ૧૩૧૪ ૧૫ ૧૬
**सुखं दुःखं भवो भावो, भयं चाभयमेव च ॥ ४ ॥**

શ૦:—બુદ્ધિ, જ્ઞાન, અસંમોહ, ( વિવેક, ) ક્ષમા, સત્ય, દમ, શમ, સુખ, દુ:ખ, ઉત્પત્તિ, સત્તા, ભય તથા અભય અને વળી ૪

૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭
**अहिंसा समता तुष्टिस्तपो दानं यशोऽयशः ।**
૧૩ ૯ ૧૦ ૧૧ ૧૨ ૮
**भवंति भावा भूतानां, मत्त एव पृथग्विधाः ॥ ५ ॥**

શ૦:—અહિંસા, સમપણું, સંતોષ, તપ, દાન, યશ [ ને ] અયશ [ એવા પ્રસિદ્ધ ] ભિન્ન ભિન્ન પ્રકારના ભાવો પ્રાણીઓને મારાથીજ થાય છે. ૫

૩ ૨ ૧ ૫ ૬ ૪
**महर्षयः सप्त पूर्वे, चत्वारो मनवस्तथा ।**
૭ ૮ ૧૩ ૯ ૧૦ ૧૧ ૧૨
**मद्भावा मानसा जाता, येषां लोक इमाः प्रजाः ॥ ६ ॥**

શ૦:—પૂર્વકાલમાં [ થયેલા ] સાત મહર્ષિઓ તથા [ સનકાદિ ] ચાર [ ને ] મનુઓ મારે પરાયણ [ તથા ] મનથી ઉત્પન્ન થયેલા [ છે, ] જેઓની લોકમાં આ પ્રજા [ છે. તે મહર્ષિઓ આદિ પણ મારાથી ] ઉત્પન્ન થયા [ છે. ] ૬

૩ ૪ ૬ ૫ ૨ ૧ ૮ ૭
**एतां विभूतिं योगं च, मम यो वेत्ति तत्त्वतः ।**
૯ ૧૦ ૧૧ ૧૨ ૧૫ ૧૩ ૧૪
**सोऽविकंपेन योगेन, युज्यते नात्र संशयः ॥ ७ ॥**

શ૦:—જે મારી એ વિભૂતિને અને યોગને યથાર્થ જાણે છે તે અચલ યોગવડે જોડાય છે એમાં સંશય નથી. ૭

નીચેના ચાર શ્લોકોથી ભગવાન્ પોતાની વિભૂતિને તથા યોગને જાણુનારના જ્ઞાનાદિનું સ્વરૂપ કહે છે:—

૧ ૨ ૩ ૪ ૫ ૬
**अहं सर्वस्य प्रभवो, मत्तः सर्वं प्रवर्तते ।**
૭ ૮ ૧૨ ૧૧ ૯ ૧૦
**इति मत्वा भजंते मां, बुधा भावसमन्विताः ॥ ८ ॥**

શ૦:—હું સર્વનું ઉત્પત્તિકારણ [છું,] મારાથી બધું પ્રવર્તે છે એમ માનીને બુદ્ધિમાનો પ્રેમથી યુક્ત [થઇ] મને ભજે છે. ૮

તેઓ કેવી રીતે ચિંતન કરે છે તે કહે છે:—

૧ ૨ ૪ ૩
**मच्चित्ता मद्गतप्राणा, बोधयंतः परस्परम् ।**
૮ ૫ ૭ ૬ ૧૦ ૯ ૧૨ ૧૧
**कथयंतश्च मां नित्यं, तुष्यंति च रमंति च ॥ ९ ॥**

શ૦:—મારે વિષે મનવાળા [તથા] મારામાં જેમના પ્રાણો (ઇંદ્રિયો) છે એવા, પરસ્પરને [મારો] બોધ કરતા છતા, અને નિત્ય મારું કથન કરતા છતા, નિશ્ચય સંતોષ પામે છે, તથા આનંદ પામે છે. ૯

એવા ભક્તોને હું બુદ્ધિયોગની પ્રાપ્તિ કરું છું એમ કહે છે:—

૪ ૧ ૩ ૨
**तेषां सततयुक्तानां, भजतां प्रीतिपूर्वकम् ।**
૭ ૬ ૫ ૮ ૧૦ ૧૧ ૯
**ददामि बुद्धियोगं तं, येन मामुपयांति ते ॥ १० ॥**

શ૦:—[મારામાં] નિરંતર જોડાયેલા [ને] પ્રીતિપૂર્વક [મને] ભજનારા તેઓને તે બુદ્ધિયોગ [હું] આપું છું, જેવડે તેઓ મને પામે છે. ૧૦

એ બુદ્ધિયોગ આપવાનો પ્રકાર સમજાવે છે:—

१ २ ३ ५ ८ ९
तेषामेवानुकंपार्थमहमज्ञानजं तमः ।
१० ४ ७ ६
नाशयाम्यात्मभावस्थो, ज्ञानदीपेन भास्वता ॥ ११ ॥

શ૦:—તેઓનાજ અનુગ્રહમાટે આત્મભાવમાં રહેલો હું ચિદાભાસયુક્ત જ્ઞાનરૂપ દીવાવડે અજ્ઞાનથી ઉત્પન્ન થયેલા અંધારાનો નાશ કરું છું.' ૧૧

હવે વિભૂતિયોગનું વધારે શ્રવણ કરવાની ઇચ્છાવાળા અર્જુન ભગવાનની સ્તુતિ કરે છેઃ—

## अर्जुन उवाच ॥

१ २ ३ ४ ६ ५ ७
परं ब्रह्म परं धाम, पवित्रं परमं भवान् ।
८ ९ १० ११ १२ १३
पुरुषं शाश्वतं दिव्यमादिदेवमजं विभुम् ॥ १२ ॥

શ૦:—અર્જુન બોલ્યા:–' પરબ્રહ્મ, પરધામ [ અને ] પરમ પવિત્ર આપ [ છો. ] પુરુષ, નિત્ય, દિવ્ય, આદિદેવ, જન્મરહિત [ અને ] સર્વવ્યાપક [ પણ આપજ છો. ] ૧૨

१० ९ २ १ ४ ५ ३
आहुस्त्वामृषयः सर्वे, देवर्षिर्नारदस्तथा ।
६ ७ ८ १२ ११ १३ १५ १४
असितो देवलो व्यासः, स्वयं चैव ब्रवीषि मे ॥ १३ ॥

શ૦:—સર્વે ઋષિઓ તથા દેવર્ષિ નારદ, અસિત, દેવલ, [ ને ] વ્યાસ તમને [ પૂર્વોક્તરીતે ] કહે છે, અને [ તમે ] પોતે પણ મને [ એમજ ] કહો છો. ૧૩

એ વચનોમાં પોતાની સત્યપણાની બુદ્ધિનું કથન કરે છેઃ—

१ ५ ७ ८ ३ २ ४ १
सर्वमेतदृतं मन्ये, यन्मां वदसि केशव ।
१४ ९ ११ १० १२ १५ १३ १७ १६
न हि ते भगवन्व्यक्तिं, विदुर्देवा न दानवाः ॥ १४ ॥

શ૦:—હે કેશવ! [તમે] મને જે કહો છો એ સર્વ [હું] સત્ય માનું છું, કેમકે હે ભગવન્! તમારા પ્રભાવને દેવો જાણતા નથી, [ને] દાનવો [પણ જાણતા] નથી. ૧૪

કહેલાં કારણોને લીધે આપજ આપના પ્રભાવને યથાર્થ જાણો છો એમ કહે છે:—

૬ ૭૯ ૧૦ ૧૧ ૮ ૧

**स्वयमेवात्मनाऽऽत्मानं, वेत्थ त्वं पुरुषोत्तम ।**

૨ ૩ ૪ ૫

**भूतभावन भूतेश, देवदेव जगत्पते ॥ १५ ॥**

શ૦:—હે પુરુષોત્તમ! હે ભૂતોને ઉત્પન્ન કરનાર! હે ભૂતોના ઈશ્વર! હે દેવના દેવ! હે જગત્‌ના પતે! પોતેજ તમે પોતાવડે પોતાને જાણો છો. ૧૫

માટે આપની વિભૂતિઓ આપ વિસ્તારથી કહો એમ અર્જુન ભગવાન્‌ને પ્રાર્થના કરે છે:—

૧૨ ૧૩ ૧૦ ૮ ૯ ૧૧

**वक्तुमर्हस्यशेषेण, दिव्या ह्यात्मविभूतयः ।**

૧ ૨ ૪ ૩ ૬ ૫ ૭

**याभिर्विभूतिभिर्लोकानिमांस्त्वं व्याप्य तिष्ठसि ॥ १६ ॥**

શ૦:—જે વિભૂતિઓવડે આ લોકોને વ્યાપીને તમે રહો છો [તે વિભૂતિઓ] દિવ્યજ [છે માટે આપજ] કાંઇ પણ બાકી ન રહે તેમ પોતાની વિભૂતિઓ કહેવાને યોગ્ય છો. ૧૬

હવે એ વિભૂતિઓ જાણવાનું પ્રયોજન નીચેના બે શ્લોકોથી કહે છે:—

૬ ૭ ૨ ૧ ૫ ૩ ૪

**कथं विद्यामहं योगिंस्त्वां सदा परिचिंतयन् ।**

૧૦ ૧૧ ૮ ૧૨ ૧૪ ૧૫ ૯ ૧૩

**केषु केषु च भावेषु, चिंत्योऽसि भगवन्मया ॥ १७ ॥**

શ૦:—હે યોગિન્! હું નિરંતર ધ્યાન કરતો છતો આપને શી રીતે જાણું? તથા હે ભગવન્! કઇ કઇ વસ્તુઓમાં [આપ] મારે ચિંતન કરવાયોગ્ય છો? ૧૭

**विस्तरेणात्मनो योगं, विभूतिं च जनार्दन ।**
**भूयः कथय तृप्तिर्हि, शृण्वतो नास्ति मेऽमृतम् ॥ १८ ॥**

**શ૦:—હે જનાર્દન !** પોતાના યોગને અને વિભૂતિને ફરીથી વિસ્તારવડે કહો, (કહેવાની કૃપા કરશો,) કેમકે અમૃતનું શ્રવણ કરનારા મને તૃપ્તિ [ થતી ] નથી.' ૧૮

**હવે ભગવાન્** એ પ્રશ્નનું ઉત્તર આપે છે:—

**॥ श्रीभगवानुवाच ॥**

**हंत ते कथयिष्यामि, दिव्या ह्यात्मविभूतयः ।**
**प्राधान्यतः कुरुश्रेष्ठ, नास्त्यंतो विस्तरस्य मे ॥ १९ ॥**

**શ૦:—શ્રીભગવાન્** બોલ્યા:–'હમણાં તમને પ્રસિદ્ધ દિવ્ય [ એવી ] પોતાની ( મારી ) વિભૂતિઓને પ્રધાનપણાથી કહીશ. હે કુરુકુલમાં શ્રેષ્ઠ! મારી [ વિભૂતિઓના ] વિસ્તારનો અંત નથી. ૧૯

મારી મુખ્ય વિભૂતિઓમાં પણ જે પ્રથમ ચિંતન કરવાયોગ્ય વિભૂતિઓ છે તે સાંભળો:—

**अहमात्मा गुडाकेश, सर्वभूताशयस्थितः ।**
**अहमादिश्च मध्यं च, भूतानामंत एव च ॥ २० ॥**

**શ૦:—હે** નિદ્રાને જિતનાર ! સર્વ પ્રાણીઓના હૃદયમાં રહેલો આત્મા હું [ છું, ] અને હુંજ ભૂતોની (ચેતનપ્રાણીઓની) ઉત્પત્તિ તથા સ્થિતિ અને વિનાશ [ છું. ] ૨૦

**आदित्यानामहं विष्णुर्, ज्योतिषां रविरंशुमान् ।**
**मरीचिर्मरुतामस्मि, नक्षत्राणामहं शशी ॥ २१ ॥**

શ૦:--આદિત્યોમાં વિષ્ણુ હું છું, પ્રકાશ કરનારાઓમાં કિરણોવાળો સૂર્ય [ હું છું, ] મરુતોમાં મરીચિ [ અને ] નક્ષત્રોમાં ચંદ્રમા હું [ છું. ] ૨૧

૧ ૨ ૩ ૪ ૬ ૫
वेदानां सामवेदोऽस्मि, देवानामस्मि वासवः ।
૮ ૯ ૭ ૧૦ ૧૧ ૧૩ ૧૨
इंद्रियाणां मनश्चास्मि, भूतानामस्मि चेतना ॥ २२ ॥

શ૦:--વેદોમાં સામવેદ [ હું ] છું, દેવોમાં ઇંદ્ર [ હું ] છું, અને ઇંદ્રિયોમાં મન [ હું ] છું, ભૂતોમાં ચેતના [ હું ] છું. ૨૨

૧ ૨ ૪ ૩ ૬ ૫
रुद्राणां शंकरश्चास्मि, वित्तेशो यक्षरक्षसाम् ।
૮ ૯ ૭ ૧૦ ૧૨ ૧૧ ૧૩
वसूनां पावकश्चास्मि, मेरुः शिखरिणामहम् ॥ २३ ॥

શ૦:—રુદ્રોમાં શંકર [ હું ] છું, તથા યક્ષોમાં અને રાક્ષસોમાં કુબેર [ હું છું, ] અને વસુઓમાં અગ્નિ [ હું ] છું, [ તથા ] પર્વતોમાં મેરુ હું [ છું. ] ૨૩

૨ ૭ ૪ ૩ ૬ ૧ ૫
पुरोधसां च मुख्यं मां, विद्धि पार्थ बृहस्पतिम् ।
૮ ૧૦ ૯ ૧૧ ૧૩ ૧૨
सेनानीनामहं स्कंदः, सरसामस्मि सागरः ॥ २४ ॥

શ૦:—હે પૃથાના પુત્ર ! પુરોહિતોમાં મને સર્વથી ઉત્તમ બૃહસ્પતિરૂપ જાણો, અને સેનાપતિઓમાં કાર્તિકસ્વામી હું [ છું. ] સરોવરોમાં સાગર [ હું ] છું. ૨૪

૧ ૨ ૩ ૪ ૭ ૫ ૬
महर्षीणां भृगुरहं, गिरामस्म्येकमक्षरम् ।
૮ ૯ ૧૦ ૧૧ ૧૨
यज्ञानां जपयज्ञोऽस्मि, स्थावराणां हिमालयः ॥ २५ ॥

શ૦:—મહર્ષિઓમાં ભૃગુ હું [ છું ] વાણીઓમાં [ૐકારરૂપ] એક અક્ષર [ હું ] છું. યજ્ઞોમાં જપયજ્ઞ [ હું ] છું. સ્થાવરોમાં હિમાલય [ હું છું. ] ૨૫

२ १ ४ ३ ५
अश्वत्थः सर्ववृक्षाणां, देवर्षीणां च नारदः ।
६ ७ ८ ९ १०
गंधर्वाणां चित्ररथः, सिद्धानां कपिलो मुनिः ॥ २६ ॥

શ૦:—સર્વ વૃક્ષોમાં પીપળો [ હું છું, ] અને દેવર્ષિઓમાં નારદ [ હું છું, તથા ] ગંધર્વોમાં ચિત્રરથ [ ને ] સિદ્ધોમાં કપિલમુનિ [ હું છું. ] ૨૬

३ १ ५ ४ २
उच्चैःश्रवसमश्वानां, विद्धि माममृतोद्भवम् ।
७ ६ ९ ८ १०
ऐरावतं गजेंद्राणां, नराणां च नराधिपम् ॥ २७ ॥

શ૦:—અશ્વોમાં અમૃતને માટે [ સમુદ્રનું મથન કરતાં ] ઉપજેલો ઉચ્ચૈઃશ્રવા મને જાણો. મોટા હાથીઓમાં ઐરાવત અને પુરુષોમાં રાજા [ મને જાણો. ] ૨૭

१ ३ २ ५ ४ ६
आयुधानामहं वज्रं, धेनूनामस्मि कामधुक् ।
८ ७ १० ९ ११ १३ १२
प्रजनश्चास्मि कंदर्पः, सर्पाणामस्मि वासुकिः ॥ २८ ॥

શ૦:—હથીઆરોમાં વજ્ર હું છું. ગાયોમાં કામધેનુ અને [ સર્વ કામોમાં પુત્રની ] ઉત્પત્તિના હેતુવાળો કામ [ હું ] છું. સર્પોમાં વાસુકિ [ હું ] છું. ૨૮

२ ५ ४ १ ७ ६ ३
अनंतश्चास्मि नागानां, वरुणो यादसामहम् ।
९ १० ८ ११ १३ १२ १४
पितृणामर्यमा चास्मि, यमः संयमतामहम् ॥ २९ ॥

શ૦:—નાગોમાં શેષનાગ હું છું, અને જલચરોમાં વરુણ તથા પિતૃઓમાં અર્યમા [ હું ] છું. સંયમ કરનારાઓમાં યમ હું [ છું. ] ૨૯

२ ५ ४ १ ७ ६ ३
प्रह्लादश्चास्मि दैत्यानां, कालः कलयतामहम् ।
९ ८ १० ११ १४ १२ १३
मृगाणां च मृगेंद्रोऽहं, वैनतेयश्च पक्षिणाम् ॥ ३० ॥

શ૦:—દૈત્યોમાં પ્રહ્લાદ હું છું, અને સંખ્યાની ગણુના કરનારાઓમાં કાલ [ હું છું, ] તથા મૃગોમાં સિંહ હું [ છું ] અને પક્ષીઓમાં ગરુડ [ હું છું. ] ૩૦

२ १ ४ ६ ५ ३
पवनः पवतामस्मि, रामः शस्त्रभृतामहम् ।
८ ९ ७ १० ११ १३ १२
झषाणां मकरश्चास्मि, स्रोतसामस्मि जाह्नवी ॥ ३१ ॥

શ૦:—વેગવાળાઓમાં પવન હું છું. શસ્ત્રધારીઓમાં શ્રીરામ [ હું છું, ] અને મત્સ્યોમાં મગર [ હું ] છું. નદીઓમાં શ્રીગંગા [ હું ] છું. ૩૧

२ ३ ७ ४ ५ ६ ९ ८ १०
सर्गाणामादिरंतश्च, मध्यं चैवाहमर्जुन ।
११ १० १३ १२ १४
अध्यात्मविद्या विद्यानां, वादः प्रवदतामहम् ॥ ३२ ॥

શ૦:—હે અર્જુન ! ઉત્પત્તિવાળાં કાર્યોની ઉત્પત્તિ તથા સ્થિતિ અને લય હુંજ [ છું. ] વિદ્યાઓમાં અધ્યાત્મવિદ્યા [હું છું.] વિવાદ કરનારાઓની કથામાં વાદનામની કથા હું [ છું. ] ૩૨

१ २ ३ ६ ५ ४
अक्षराणामकारोऽस्मि, द्वंद्वः सामासिकस्य च ।
७ ८ ९ १० ११ १४ १२
अहमेवाक्षयः कालो, धाताऽहं विश्वतोमुखः ॥ ३३ ॥

શ૦:—અક્ષરોમાં અકાર [ હું ] છું, અને સમાસસમૂહમાં દ્વંદ્વ હુંજ [ છું. ] નાશરહિત કાલ [ અને ] કર્મોનાં ફલો આપનાર અંતર્યામી હું [ છું. ] ૩૩

३ २ १ ४ ७ ५ ६
मृत्युः सर्वहरश्चाहमुद्भवश्च भविष्यताम् ।
१० ११ १२ ८ ९ १३ १४ १५ १६
कीर्तिः श्रीर्वाक्च नारीणां, स्मृतिर्मेधा धृतिः क्षमा ॥ ३४ ॥

શ૦:—અને સર્વનો સંહાર કરનાર મૃત્યુ હું [ છું, ] તથા ભવિષ્યમાં થનારાં [ કલ્યાણોમાં ] ચઢતી અને સ્ત્રીઓમાં કીર્તિ,

શોભા, વાણી, સ્મૃતિ, મેધા, ધીરજ [ તથા ] ક્ષમા [ એ હું છું. ] ૩૪

**बृहत्साम तथा साम्नां, गायत्री छंदसामहम् ।**
**मासानां मार्गशीर्षोऽहमृतूनां कुसुमाकरः ॥ ३५ ॥**

**શ૦:**—સામોમાં બૃહત્સામ તથા છંદોમાં ગાયત્રી હું [ છું. ] માસોમાં માગશર હું [ છું. ] ઋતુઓમાં વસંતઋતુ [ હું છું. ] ૩૫

**द्यूतं छलयतामस्मि, तेजस्तेजस्विनामहम् ।**
**जयोऽस्मि व्यवसायोऽस्मि, सत्त्वं सत्त्ववतामहम् ॥ ३६ ॥**

**શ૦:**—છલ કરનારાઓમાં જૂગટારૂપી છલ હું છું. તેજસ્વીઓનું તેજ [ ને જયવાળાઓનો ] જય [ હું ] છું. [ ઉદ્યમીઓનો ] ઉદ્યમ [ હું ] છું. સત્ત્વવાળાઓનું સત્ત્વ હું [ છું. ] ૩૬

**वृष्णीनां वासुदेवोऽस्मि, पांडवानां धनंजयः ।**
**मुनीनामप्यहं व्यासः, कवीनामुशनाकविः ॥ ३७ ॥**

**શ૦:**—યાદવોમાં વસુદેવનો પુત્ર [ હું ] છું. પાંડવોમાં અર્જુન તથા મુનિઓમાં શ્રીવ્યાસ હું [ છું. ] કવિઓમાં શુક્રકવિ [ હું છું. ] ૩૭

**दंडो दमयतामस्मि, नीतिरस्मि जिगीषताम् ।**
**मौनं चैवास्मि गुह्यानां, ज्ञानं ज्ञानवतामहम् ॥ ३८ ॥**

**શ૦:**—શિક્ષા કરનારાઓની શિક્ષા [ હું ] છું, જિતવાની ઇચ્છાવાળાઓની નીતિ [ હું ] છું, અને વળી ગુહ્યોનું મૌન [ હું ] છું. જ્ઞાનવાળાઓનું જ્ઞાન હું [ છું. ] ૩૮

**यच्चापि सर्वभूतानां, बीजं तदहमर्जुन ।**
**न तदस्ति विना यत्स्यान्, मया भूतं चराचरम् ॥ ३९ ॥**

શ૦:—હે અર્જુન! અને જે સર્વ ભૂતોનું બીજ તે પણ હું [છું.] મારા વિના જે ચરાચર વસ્તુ હોય તે નથી. ૩૯

६ ५ ७ २ ३ ४ १
नांतोऽस्ति मम दिव्यानां, विभूतीनां परंतप ।
९ ८ १३ १४ ११ १२ १०
एष तूद्देशतः प्रोक्तो, विभूतेर्विस्तरो मया ॥ ४० ॥

શ૦:—હે શત્રુને તાપ પમાડનાર! મારી દિવ્ય વિભૂતિઓનો અંત નથી, અને આ મેં [મારી] વિભૂતિનો વિસ્તાર [માત્ર] એકદેશે કરીને કહ્યો છે. ૪૦

१ २ ४ ३ ५ ७ ८ ६
यद्यद्विभूतिमत्सत्त्वं, श्रीमदूर्जितमेव वा ।
९ १० ११ ११ ५ १२ १३ १४
तत्तदेवावगच्छ त्वं, मम तेजोंशसंभवम् ॥ ४१ ॥

શ૦:—જે જે પ્રાણી ઐશ્વર્યવાળો, લક્ષ્મીવાળો અથવા બલવાળો જ [હોય] તેને તેને પણ તમે મારા તેજના અંશથી ઉત્પન્ન થયેલો જાણો. ૪૧

મેં મારા એક અંશથી આ જગત્‌ને ધારણ કર્યું છે એમ કહે છે:—

१ ४ ३ ७ ५ ६ २
अथवा बहुनैतेन, किं ज्ञातेन तवार्जुन ।
१३ ११ ८ ९ १२ १४ १०
विष्टभ्याहमिदं कृत्स्नमेकांशेन स्थितो जगत् ॥ ४२ ॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे विभूतियोगो नाम दशमोऽध्यायः ॥ १० ॥

શ૦:—અથવા હે અર્જુન! આ બહુ જાણ્યાથી તમારું કયું [પ્રયોજન સિદ્ધ થવાનું છે?] આ આખા જગત્‌ને હું એક અંશવડે ધારણ કરીને રહ્યો છું.' ૪૨

શ્રીમદ્‌ભગવદ્‌ગીતાના વિભૂતિયોગનામના દશમા અધ્યાયની શ્રીનાથશર્મવિરચિત અન્વયાર્થદીપિકાટીકા પૂરી થઈ. ૧૦

ॐ

# અધ્યાય ૧૧ મો

## વિશ્વરૂપદર્શન

---

ગયા અધ્યાયના અંતમાં 'મેં એકદેશથી આ સર્વ જગતને ધારણ કર્યું છે' એમ ભગવાને કહ્યું, તે સાંભળી તે વિશ્વરૂપનો સાક્ષાત્કાર કરવાને ઇચ્છતા અર્જુન પૂર્વોક્ત વિષયની શ્લાઘા કરતા છતા નીચે પ્રમાણે કહે છેઃ—

**अर्जुन उवाच ॥**

१ ४ ५ ६

**मदनुग्रहाय परमं, गुह्यमध्यात्मसंज्ञितम् ।**

३ २ ८ ७ ९ १२ ११ १३ १०

**यत्त्वयोक्तं वचस्तेन, मोहोऽयं विगतो मम ॥ १ ॥**

શ૦:—અર્જુન બોલ્યાઃ—'મારા અનુગ્રહમાટે આપે જે પરમ ગુહ્ય અધ્યાત્મનામવાળું વચન કહ્યું તેવડે મારો આ મોહ વિશેષે કરીને નાશ પામ્યો. ૧

હવે સાતમાથી દશમા અધ્યાયસુધીનાં વચનો પણ મેં સાંભળ્યાં છે એમ જણાવે છેઃ—

૩ ૫ ૨ ૮ ૭ ૬

**भवाप्ययौ हि भूतानां, श्रुतौ विस्तरशो मया ।**

४ १ ९ १२ १० ११

**त्वत्तः कमलपत्राक्ष, माहात्म्यमपि चाव्ययम् ॥ २ ॥**

શ૦:—હે કમલના પત્રજેવી આંખોવાળા! ભૂતોનાં ઉત્પત્તિ અને પ્રલય એ બંને આપનાથી નિશ્ચય મેં વિસ્તારપૂર્વક સાંભળ્યાં, [અને આપનું સોપાધિક] માહાત્મ્ય અને [નિરુપાધિક] અવ્યયરૂપ [માહાત્મ્ય] પણ [મેં સાંભળ્યાં.] ૨

७ ६ २ ५ ३ ४ १

**एवमेतद्यथाऽऽत्थ त्वमात्मानं परमेश्वर ।**

१२ १३ ९ ११ १० ८

**द्रष्टुमिच्छामि ते रूपमैश्वरं पुरुषोत्तम ॥ ३ ॥**

શ૦:—હે પરમેશ્વર ! જેવી રીતે આપ પોતાને કહો છો એ એ પ્રમાણે હે પુરુષોત્તમ ! આપના ઐશ્વરરૂપને [ હું ] જોવાને ઇચ્છું છું. ૩

જે વસ્તુ જોવાને શક્ય હોય તે જોવાની ઇચ્છા કરવી, પણ જે વસ્તુ જોવાને અશક્ય હોય તેને જોવાની ઇચ્છા ન કરવી એમ જો ભગવાન્ શંકા કરે તો તેના ઉત્તરમાં કહે છેઃ-

૮ ૭ ૨ ૫ ૩ ૪ ૬ ૧
**मन्यसे यदि तच्छक्यं, मया द्रष्टुमिति प्रभो ।**
૧૦ ૯ ૧૧ ૧૨ ૧૫ ૧૪ ૧૩
**योगेश्वर ततो मे त्वं, दर्शयात्मानमव्ययम् ॥ ४ ॥**

શ૦:—હે પ્રભો ! તે મારાથી જોવાને શક્ય [ છે ] એમ જો [ આપ ] માનતા હો તો હે યોગીઓના ઈશ્વર ! મને આપ નાશરહિત [ આપના ] સ્વરૂપને દેખાડો.' ૪

હવે ભગવાન્ પોતાનું તે સ્વરૂપ દેખાડવાની ઇચ્છા કરતા છતા અર્જુનપ્રતિ કહે છેઃ—

**श्रीभगवानुवाच ॥**

૧૧ ૯ ૧ ૧૦ ૬ ૭ ૮
**पश्य मे पार्थ रूपाणि, शतशोऽथ सहस्रशः ।**
૨ ૩ ૫ ૪
**नानाविधानि दिव्यानि, नानावर्णाकृतीनि च ॥ ५ ॥**

શ૦:—શ્રીભગવાન્ બોલ્યાઃ—'હે પૃથાના પુત્ર ! ભિન્ન ભિન્ન જાતનાં [ આદિત્યાદિ ] દિવ્ય અને નાનાપ્રકારના વર્ણ તથા આકૃતિવાળાં સેંકડો અને હજારો મારાં રૂપોને [ તમે ] જુઓ. ૫

હવે નીચેના બે શ્લોકોથી અતિસંક્ષેપમાં પોતાના તે રૂપને કહે છેઃ—

૭ ૨ ૩ ૪ ૫ ૬ ૮
**पश्यादित्यान्वसून्रुद्रानश्विनौ मरुतस्तथा ।**
૧૦ ૯ ૧૨ ૧૧ ૧
**बहून्यदृष्टपूर्वाणि, पश्याश्चर्याणि भारत ॥ ६ ॥**

શ૦:—હે ભરતવંશમાં ઉત્પન્ન થયેલ! [બાર] આદિત્યોને, [આઠ] વસુઓને, [અગિયાર] રુદ્રોને [બે] અશ્વિનીકુમારોને [તથા ઓગણપચાશ] મરુતોને જુઓ, તથા પૂર્વે નહિ જોયેલાં ઘણાં આશ્ચર્યોને જુઓ. ૬

३ ५ ८ ७ १० ९ ६
**इहैकस्थं जगत्कृत्स्नं, पश्याद्य सचराचरम् ।**
२ ४ १ १२ ११ १३ १४ १५
**मम देहे गुडाकेश, यच्चान्यद्द्रष्टुमिच्छसि ॥ ७ ॥**

શ૦:—હે નિદ્રાને વશ રાખનાર! મારા આ દેહમાં અવયવરૂપે એકત્ર રહેલા સ્થાવરજંગમ બધા જગત્‌ને [તમે] હમણાં જુઓ, અને જે બીજું [જયપરાજયાદિ] જોવાને ઇચ્છો છો [તે પણ જુઓ.] ૭

એ રૂપ તમારા આ રજોગુણતમોગુણવાળા મલિન અંતઃકરણથી જણાય એમ નથી, માટે હું તમારા અંતઃકરણમાં શુદ્ધસત્ત્વગુણનો આવિર્ભાવ કરું છું, એટલે તમે મારા તે રૂપને જોઇ શકશો એમ કહે છે:—

७ १ ४ ८ ६ २ ५ ३
**न तु मां शक्यसे द्रष्टुमनेनैव स्वचक्षुषा ।**
१० १२ ९ ११ १६ १३ १५ १४
**दिव्यं ददामि ते चक्षुः, पश्य मे योगमैश्वरम् ॥ ८ ॥**

શ૦:—પણ [તમે] આ પોતાના ચક્ષુવડે મને કદીપણ જોવાને શક્તિમાન્ થશો નહિ, [માટે] તમને દિવ્ય ચક્ષુ આપું છું, [તેવડે તમે] મારા ઐશ્વરરૂપ યોગને જુઓ.' ૮

હવે તે રૂપ જોઇ વિસ્મય પામી અર્જુને ભગવાન્‌ને જે કહ્યું તે સંજય ધૃતરાષ્ટ્રને કહે છે:—

## संजय उवाच ॥

४ ५ ६ १ २ ३
**एवमुक्त्वा ततो राजन्, महायोगेश्वरो हरिः ।**
११ ७ ८ १० ९
**दर्शयामास पार्थाय, परमं रूपमैश्वरम् ॥ ९ ॥**

**શ૦:—સંજય બોલ્યાઃ—હે ધૃતરાષ્ટ્ર! મોટા યોગેશ્વર [એવા] શ્રીકૃષ્ણ એ પ્રમાણે કહીને પછી પૃથાના પુત્રને પરમ ઐશ્વરરૂપ દેખાડતા હવા. ૯**

હવે તે દિવ્યરૂપનું વર્ણન કરે છેઃ—

૧ ૨
**अनेकवक्त्रनयनमनेकाद्भुतदर्शनम् ।**
૩ ૪
**अनेकदिव्याभरणं, दिव्यानेकोद्यतायुधम् ॥ १० ॥**

શ૦:—અનેક મુખ અને નયનવાળું, અનેક અદ્ભુત દર્શનવાળું, અનેક દિવ્ય આભરણવાળું [ને] ઊગામેલાં અનેક દિવ્ય આયુધવાળું [એવું રૂપ **શ્રીકૃષ્ણ** અર્જુનને દેખાડતા હવા.] ૧૦

૧ ૨
**दिव्यमाल्यांबरधरं, दिव्यगंधानुलेपनम् ।**
૩ ૪ ૫ ૬
**सर्वाश्चर्यमयं देवमनंतं विश्वतोमुखम् ॥ ११ ॥**

શ૦:—દિવ્ય માલા તથા વસ્ત્ર ધારણ કરેલું, દિવ્ય ગંધનું લેપન કરેલું, સર્વ આશ્ચર્યથી ભરપૂર, પ્રકાશરૂપ, અપરિચ્છિન્ન [ને] સર્વભણી મુખવાળું [એવું રૂપ દેખાડતા હવા.] ૧૧

એ સ્વરૂપના પ્રકાશનું વર્ણન કરે છેઃ—

૧ ૪ ૭ ૨ ૬
**दिवि सूर्यसहस्रस्य, भवेद्युगपदुत्थिता ।**
૩ ૫ ૧૨ ૮ ૧૩ ૧૧ ૯ ૧૦
**यदि भाः सदृशी सा स्याद्, भासस्तस्य महात्मनः ॥ १२ ॥**

શ૦:—આકાશમાં એકજ કાલમાં જો હજારો સૂર્યની પ્રભા પ્રકટ થયેલી હોય [તો] તે [પ્રભા] તે વિશ્વરૂપની પ્રભાની તુલ્ય થાય. ૧૨

તે વિશ્વરૂપના એકદેશમાં સર્વ જગત્ અર્જુન જોવા લાગ્યા એમ કહે છેઃ—

૪ ૬ ૧૦ ૯ ૮ ૭
**तत्रैकस्थं जगत्कृत्स्नं, प्रविभक्तमनेकधा ।**
૧૧ ૩ ૫ ૨ ૧
**अपश्यद्देवदेवस्य, शरीरे पांडवस्तदा ॥ १३ ॥**

શ૦:—તે સમયે અર્જુન દેવતાના પૂજ્યના તે શરીરમાં એકત્ર રહેલા [ને] અનેક પ્રકારે વિભાગવાળા સમગ્ર જગત્‌ને જોતા હવા. ૧૩

એ અદ્‌ભુત વિશ્વરૂપ જોઇને અર્જુને કેવી રીતની પ્રવૃત્તિ કરી તે કહે છે:—

૧ ૪ ૨ ૩ ૫
**ततः स विस्मयाविष्टो, हृष्टरोमा धनंजयः ।**
८ ७ ६ ९ १०
**प्रणम्य शिरसा देवं, कृतांजलिरभाषत ॥ १४ ॥**

શ૦:— ત્યારપછી વિસ્મયથી વ્યાપ્ત થયેલા [ને] ઊભાં થયેલાં રૂંવાડાંવાળા તે ધનંજય દેવને મસ્તકવડે નમન કરીને બે હાથ જોડી [નીચે પ્રમાણે] કહેતા હવા. ૧૪

અર્જુન પોતાને કૃતાર્થ માનતા છતા પોતાના અનુભવને શ્રીકૃષ્ણપ્રતિ જણાવે છે:—

## अर्जुन उवाच ॥

६ ५ २ १ ३ ४ ७ ८
**पश्यामि देवांस्तव देव देहे, सर्वांस्तथा भूतविशेषसंघान् ।**
११ १० ९ १४ १२ १३ १७ १५ १६
**ब्रह्माणमीशं कमलासनस्थमृषींश्च सर्वानुरगांश्च दिव्यान् ॥ १५ ॥**

શ૦:—અર્જુન બોલ્યા:-' હે દેવ! [હું] આપના દેહમાં સર્વે દેવોને જોઉં છું, તથા [સ્થાવરજંગમરૂપ] ભૂતોના સમૂહોને [તથા] કમલરૂપ આસનપર બેઠેલા [સર્વના] નિયંતા બ્રહ્માને અને સર્વ ઋષિઓને તથા દિવ્ય સર્પોને [જોઉં છું.] ૧૫

અનેક અદ્‌ભુત વિશેષણોવડે તે વિશ્વરૂપ શરીરનું વર્ણન કરે છે:—

३ ७ ६ ४ ५
**अनेकबाहूदरवक्त्रनेत्रं, पश्यामि त्वां सर्वतोऽनंतरूपम् ।**
११ १० १४ १३ १६ ८ ९ १५ १२ १ २
**नांतं न मध्यं न पुनस्तवादिं, पश्यामि विश्वेश्वर विश्वरूप ॥ १६ ॥**

શ૦:--હે વિશ્વેશ્વર ! હે વિશ્વરૂપ ! અનેક બાહુ પેટ મુખ તથા નેત્રવાળા [ અને ] સર્વભણી અનંતરૂપવાળા આપને [ હું ] જોઉં છું, વળી આપના અંતને [ પણ હું ] દેખતો નથી, મધ્યને [ પણ દેખતો ] નથી, [ ને ] આદિને [ પણ દેખતો ] નથી. ૧૬

હવે તે વિશ્વરૂપને બીજી રીતે અનેક વિશેષણોએ કરીને યુકત જણાવે છેઃ—

**किरीटिनं गदिनं चक्रिणं च, तेजोराशिं सर्वतो दीप्तिमंतम् ।**
**पश्यामि त्वां दुर्निरीक्ष्यं समंताद्, दीप्तानलार्कद्युतिमप्रमेयम् ॥१७॥**

શ૦:—મુગટ ધારણ કરનારા, ગદા ધારણ કરનારા, ચક્ર ધારણ કરનારા અને તેજના સમૂહરૂપ, સર્વભણીથી પ્રકાશવાળા, ન જોવાઇ શકાય એવા, પ્રકાશવાળા અગ્નિ અને સૂર્યના જેવી પ્રભાવાળા [ તથા ] પ્રમાણમાં ન આવી શકો એવા આપને [ હું ] સર્વભણીથી જોઉં છું. ૧૭

આપનું નિરતિશય ઐશ્વર્ય જોઇ આપને હું આવી રીતના માનું છું એમ અર્જુન જણાવે છેઃ—

**त्वमक्षरं परमं वेदितव्यं, त्वमस्य विश्वस्य परं निधानम् ।**
**त्वमव्ययः शाश्वतधर्मगोप्ता, सनातनस्त्वं पुरुषो मतो मे ॥ १८ ॥**

શ૦:— આપ પરમ અક્ષર [ છો, આપ ] જાણવાયોગ્ય [છો,] આપ આ વિશ્વનો પરમ આશ્રય [ છો, ] આપ અવ્યય [ છો, આપ ] સનાતનધર્મનું રક્ષણ કરનારા [ છો, તથા ] આપ અનાદિ પુરુષ [ છો એ વાત ] મારે સંમત [ છે. ] ૧૮

**अनादिमध्यांतमनंतवीर्यमनंतबाहुं शशिसूर्यनेत्रम् ।**
**पश्यामि त्वां दीप्तहुताशवक्त्रं, स्वतेजसा विश्वमिदं तपंतम् ॥ १९ ॥**

શ૦:—ઉત્પત્તિ સ્થિતિ ને નાશથી રહિત, અનંતપ્રભાવવાળા, અનંતબાહુવાળા, ચંદ્ર અને સૂર્યરૂપી નેત્રવાળા, મુખોમાં પ્રજ્વલિત અગ્નિવાળા [ને] પોતાના તેજવડે આ વિશ્વને તપાવનારા આપને [હું] જોઉં છું. ૧૯

હવે તે વિશ્વરૂપનું સર્વત્ર વ્યાપકપણું જણાવે છેઃ—

૫ ૭ ૬ ૪ ૮ ૨ ૩ ૧૧ ૯ ૧૦
**द्यावापृथिव्योरिदमंतरं हि, व्याप्तं त्वयैकेन दिशश्च सर्वाः ।**
૧૭ ૧૪ ૧૬ ૧૫ ૧૨ ૧૩ ૧૮ ૧૯ ૧
**दृष्ट्वाऽद्भुतं रूपमुग्रं तवेदं, लोकत्रयं प्रव्यथितं महात्मन् ॥२०॥**

શ૦:—હે મહાત્મન્! આપે એકલાએજ સ્વર્ગના અને પૃથ્વીના મધ્યમાં આ [અંતરિક્ષ] વ્યાપ્ત કરેલું [છે,] અને સર્વે દિશાઓ [વ્યાપ્ત કરી છે.] આપનું આ અદ્ભુત ઉગ્ર રૂપ જોઇને ત્રણે લોક અત્યંત ભય પામેલા [છે.] ૨૦

પૃથ્વીના ભારરૂપ અસુરોના સંહારકર્તાપણાને પ્રકટ કરનાર ભગવાનને જોઇને અર્જુન કહે છેઃ—

૧ ૪ ૩ ૨ ૫ ૬ ૭ ૮ ૯
**अमी हि त्वां सुरसंघाः विशंति, केचिद्भीताः प्रांजलयो गृणंति ।**
૧૧ ૧૨ ૧૩ ૧૦ ૧૭ ૧૬ ૧૫ ૧૪
**स्वस्तीत्युक्त्वा महर्षिसिद्धसंघाः, स्तुवंति त्वां स्तुतिभिः पुष्कलाभिः**

શ૦:—આ દેવતાઓના સમૂહો આપમાંજ પેસે છે. કેટલાક ભય પામેલા બે હાથ જોડીને સ્તુતિ કરે છે. મહર્ષિના અને સિદ્ધોના સમૂહો [આ જગતનું] કલ્યાણ થાઓ એમ કહીને પરિપૂર્ણ અર્થનો બોધ કરનારાં સ્તુતિવચનોવડે આપની સ્તુતિ કરે છે. ૨૧

૨ ૩ ૧ ૪ ૫ ૬ ૭ ૯ ૮ ૧૧ ૧૦
**रुद्रादित्या वसवो ये च साध्या, विश्वेऽश्विनौ मरुतश्चोष्मपाश्च ।**
૧૨ ૧૬ ૧૫ ૧૮ ૧૭ ૧૪ ૧૩
**गंधर्वयक्षासुरसिद्धसंघा, वीक्षंते त्वां विस्मिताश्चैव सर्वे ॥ २२ ॥**

શ૦:—જે [ ૧૧ ] રુદ્રો, અને [ ૧૨ ] આદિત્યો, [ ૮ ] વસુઓ તથા [ ૧૨[1] ] સાધ્યદેવો, [ ૧૦[2] ] વિશ્વેદેવા, [ ૨ ] અશ્વિનીકુમારો તથા [ ૪૯[3] ] મરુતો અને પિતૃઓ [ તથા ] ગંધર્વ યક્ષ અસુર અને સિદ્ધોના સમૂહો [ છે તે ] સર્વેજ આપને નિરખે છે, અને વિસ્મય પામેલા [ છે. ] ૨૨

ભૂરાદિ ત્રણ લોકોના જીવો આપનું આ ભયંકર સ્વરૂપ જોઇ ભય પામે છે એમ આગળ કહેલું છે તેનો હવે ઉપસંહાર કરે છેઃ—

૮ ૨ ૭ ૩ ૧ ૪
**रूपं महत्ते बहुवक्त्रनेत्रं, महाबाहो बहुबाहूरुपादम् ।**
૫ ૬ ૯ ૧૦ ૧૩ ૧૧ ૧૨
**बहूदरं बहुदंष्ट्राकरालं, दृष्ट्वा लोकाः प्रव्यथितास्तथाऽहम् ॥ २३ ॥**

શ૦:—હે મહાબાહો! મહાન્, બહુ મુખોવાળા તથા બહુ નેત્રોવાળા, બહુ હાથ જાંગ તથા પગવાળા, બહુ પેટવાળા [ને] ઘણી દાઢોવડે ભયંકર એવા આપના [ આ ] રૂપને જોઇને લોકો તથા હું વ્યથા પામ્યા છીએ. ૨૩

હવે એ વિશ્વરૂપના ભયાનકપણાનું સ્પષ્ટતાથી વર્ણન કરે છેઃ-

૨ ૩ ૪ ૫ ૬
**नभःस्पृशं दीप्तमनेकवर्णं, व्यात्ताननं दीप्तविशालनेत्रम् ।**
૮ ૯ ૭ ૧૦ ૧૧ ૧૪ ૧૫ ૧૩ ૧૨ ૧
**दृष्ट्वा हि त्वां प्रव्यथितांतरात्मा, धृतिं न विंदामि शमं च विष्णो ॥ २४ ॥**

૧ મન, મંતા, પ્રાણ, નર, અપાન, વીર્યવાન્, વિનિર્ભય, નય, દંસ, નારાયણ, વૃપ ને પ્રભુ એ બાર સાધ્યદેવોનાં નામો છે. ૨ ક્રતુ, દક્ષ, વસુ, સત્ય, કામ, કાલ, ધ્વનિ, રોચક, આદ્રવા ને પુરૂરવા એ દશ વિશ્વેદેવાનાં નામો છે. ૩ એકજ્યોતિ, દ્વિજ્યોતિ, ત્રિજ્યોતિ, જ્યોતિ, એકશક્ર, દ્વિશક્ર, ત્રિશક્ર, મહાબલ, ઇંદ્ર, ગત્યદસ્ય, પતિસકૃત્, પર, મિત, સંમિત, સુમિત, ઋતજિત્, સત્યજિત્, સુષેણ, સેનજિત્, અંતિમિત્ર, અનમિત્ર, પુરુમિત્ર, અપરાજિત, ઋત, ઋતવાહ, ધર્તા, ધરુણ, ધ્રુવ, વિધારણ, દેવદેવ, ઈદક્ષ, અદક્ષ, વ્રતિન, પ્રસદ, સભર, ધાતા, દુર્ગ, ધિતિ, ભીમ, અભિયુક્ત, અપાત્, સહ, દ્યુતિ, ધપુર, અન્નાય, વાસ, કામ, જય ને વિરાટ્ એ ઓગણપચાશ મરુતનાં નામો છે.

શ૦:—હે વિષ્ણો! સંપૂર્ણ આકાશમાં વ્યાપક, પ્રજ્વલિત, અનેકવર્ણવાળા, ફાડેલા મુખવાળા [તથા] પ્રજ્વલિત વિશાલ નેત્રવાળા આપને જોઇનેજ અત્યંત વ્યથા પામેલા મનવાળો [હું] ધૈર્યને અને શાંતિને નથી પામતો. ૨૪

પૂર્વોક્ત અર્થને પુનઃ બીજી રીતે વર્ણન કરતા છતા **અર્જુન** **શ્રીભ**ગવાન્‌ને પ્રસન્ન થવા વિનવે છેઃ—

૧ ૨ ૪ ૫ ૬ ૭ ૩
**दंष्ट्राकरालानि च ते मुखानि, दृष्ट्वैव कालानलसंनिभानि ।**
૮ ૯ ૧૦ ૧૩ ૧૪ ૧૧ ૧૨ ૧૭ ૧૫ ૧૬
**दिशो न जाने न लभे च शर्म, प्रसीद देवेश जगन्निवास ॥ २५ ॥**

શ૦:—દાઢોવડે ભયંકર અને પ્રલયના અગ્નિજેવાં આપનાં મુખોને જોઇનેજ [હું] દિશાઓને [પણ] નથી જાણતો, અને સુખને [પણ] નથી પામતો, [માટે] હે દેવોના ઈશ્વર! હે જગતના નિવાસરૂપ! [આપ મારા પર] પ્રસન્ન થાઓ. ૨૫

આ વિશ્વરૂપમાં હું અમારા જયને તથા દુર્યોધનાદિકોના પરાજયને પણ જોઉં છું એમ નીચેના પાંચ શ્લોકોથી અર્જુન કહે છેઃ—

૨ ૧ ૧૮ ૩ ૫ ૪ ૭ ૮ ૬
**अमी च त्वां धृतराष्ट्रस्य पुत्राः, सर्वे सहैवावनिपालसंघैः ।**
૯ ૧૦ ૧૩ ૧૧ ૧૨ ૧૭ ૧૪ ૧૫ ૧૬
**भीष्मो द्रोणः सूतपुत्रस्तथासौ, सहास्मदीयैरपि योधमुख्यैः ॥ २६ ॥**

શ૦:—વળી આ ધૃતરાષ્ટ્રના સર્વે પુત્રો [તથા] રાજાઓના સમૂહોએ સહિતજ ભીષ્મ, દ્રોણ તથા આ કર્ણ [એ ત્રણે] અમારા સંબંધિરૂપ પણ મુખ્ય યોધાઓસહિત [ઉતાવળે] આપનામાં [પ્રવેશ કરે છે.] ૨૬

૪ ૩ ૫ ૬ ૧ ૨
**वक्त्राणि ते त्वरमाणा विशंति, दंष्ट्राकरालानि भयानकानि ।**
૭ ૧૧ ૧૦ ૧૨ ૮ ૯
**केचिद्विलग्ना दशनांतरेषु, संदृश्यंते चूर्णितैरुत्तमांगैः ॥ २७ ॥**

શ૦:—દાઢોવડે વિકરાલ [તથા] ભયાનક [એવાં] આપનાં મુખોમાં [આ દુર્યોધનાદિક સર્વ] ઉતાવળા પેસે છે. કેટલાક ચૂરા થઇ ગયેલાં મસ્તકો [સહિત] દાંતોની વચ્ચેના ભાગમાં ચોટેલા દેખાય છે. ૨૭

કેટલાક શૂરવીરો અસાવધપણે આપનાં મુખોમાં પ્રવેશ કરે છે એમ ઉદાહરણસહિત અર્જુન કહે છે:—

૧ ૨ ૩ ૪ ૬ ૭ ૫ ૮
**यथा नदीनां बहवोंऽबुवेगाः, समुद्रमेवाभिमुखा द्रवंति ।**
૯ ૧૨ ૧૦ ૧૧ ૧૬ ૧૫ ૧૩ ૧૪
**तथा तवामी नरलोकवीरा, विशंति वक्त्राण्यभितो ज्वलंति ॥ २८ ॥**

શ૦:—જેમ નદીઓના ઘણા જલપ્રવાહો [સમુદ્ર] ભણી મુખવાળા [થઇ] સમુદ્રમાંજ પેસે છે તેમ આ મનુષ્યલોકના વીરો (વીર પુરુષો) આપનાં સર્વભણીથી પ્રકાશવાળાં મુખોમાં પેસે છે. ૨૮

કેટલાક શૂરવીરો કાંઇક સાવધાન છતાં પણ આપનાં મુખોમાં પ્રવેશ કરે છે એમ ઉદાહરણસહિત અર્જુન કહે છે:-

૧ ૫ ૬ ૨ ૭ ૪ ૩
**यथा प्रदीप्तं ज्वलनं पतंगा, विशंति नाशाय समृद्धवेगाः ।**
૮ ૯ ૧૩ ૧૬ ૧૦ ૧૪ ૧૧ ૧૫ ૧૨
**तथैव नाशाय विशंति लोकास्तवापि वक्त्राणि समृद्धवेगाः ॥ २९ ॥**

શ૦:—જેમ પતંગીઆ અત્યંતવેગવાળા [થઇ પોતાના] નાશમાટે અત્યંત સળગેલા અગ્નિમાં પેસે છે તેમજ [આ દુર્યોધનાદિક] લોકો પણ અત્યંતવેગવાળા [થઇ] નાશને માટે આપનાં મુખોમાં પેસે છે. ૨૯

હવે તે યુદ્ધની કામનાવાળા રાજાઓના ભગવાન્નાં મુખોવિષે પ્રવેશસમયમાં શ્રીભગવાન્ની પ્રવૃત્તિના પ્રકારનું તથા શ્રીભગવાન્ના પ્રકાશોની પ્રવૃત્તિના પ્રકારનું વર્ણન નીચેના શ્લોકમાં અર્જુન કરે છે:—

८ ४ ७ ३ २ ६ ५
**लेलिह्यसे ग्रसमानः समंताल्लोकान्समग्रान्वदनैर्ज्वलद्भिः ।**
११ १२ १० ९ १५ १३ १४ १६ १
**तेजोभिरापूर्य जगत्समग्रं, भासस्तवोग्राः प्रतपंति विष्णो ॥ ३० ॥**

**શ૦:—હે વિષ્ણો ! સમગ્ર લોકોને** ભક્ષણ કરતા છતા પ્રજ્વલિત મુખોવડે [ આપ ] સર્વભણીથી [ તેમને ] ચાટો છો. સર્વ જગત્‌ને [પોતાના] તેજોવડે સર્વભણીથી પૂર્ણ કરીને આપની ઉગ્રકાંતિઓ સંતાપ ઉત્પન્ન કરે છે. ૩૦

અર્જુન દુઃખરૂપ સંતાપના આકસ્મિક આવિર્ભાવથી વ્યાકુલ થઇ વિશ્વરૂપરૂપે રહેલા ભગવાન્‌ને પૂછે છેઃ—

५ ४ ३ २ १ ८ ९ ७ ६ १०
**आख्याहि मे को भवानुग्ररूपो, नमोऽस्तु ते देववर प्रसीद ।**
१३ १४ १२ ११ १८ १५ १९ १६ १७
**विज्ञातुमिच्छामि भवंतमाद्यं, न हि प्रजानामि तव प्रवृत्तिम् ॥ ३१ ॥**

**શ૦:—**[એવા] ઉગ્રરૂપવાળા આપ કોણ [ છો ? એ વાત ] મને કહો. હે દેવોમાં શ્રેષ્ઠ ! આપને નમસ્કાર હો. [ આપ ] પ્રસન્ન થાઓ. સર્વના કારણરૂપ આપને [હું] સારી રીતે જાણવાને ઇચ્છું છું, કારણકે [હું] આપની પ્રવૃત્તિને જાણતો નથી.' ૩૧

હવે ભગવાન્ પોતાના સ્વરૂપનું તથા જે કાર્ય કરવામાટે પોતાની પ્રવૃત્તિ થઇ છે એનું વર્ણન નીચેના ત્રણ શ્લોકોથી કરે છેઃ—

## श्रीभगवानुवाच ॥

३ ४ १ २ ६ ७ ५ ८
**कालोऽस्मि लोकक्षयकृत्प्रवृद्धो, लोकान्समाहर्तुमिह प्रवृत्तः ।**
१५ १६ १४ १७ १८ १३ १० १२ ९ ११
**ऋतेऽपि त्वां न भविष्यंति सर्वे, येऽवस्थिताः प्रत्यनीकेषु योधाः ३२**

**શ૦:—શ્રીભ**ગવાન્ બોલ્યાઃ–' લોકોનો સંહાર કરનાર અત્યંત વૃદ્ધિ પામેલો કાલ [હું] છું. આ સમયમાં [દુર્યોધનાદિક] લોકોને ભક્ષણ કરવાને પ્રવર્તેલો છું, [ માટે ] પ્રતિપક્ષીઓની સેનામાં જે યોધાઓ રહેલા [છે તે] સર્વે તમારા [યુદ્ધરૂપ વ્યાપાર] વિના પણ વિદ્યમાન રહેશે નહિ. ૩૨

મારા યુદ્ધરૂપ વ્યાપારવિનાજ જો એ દુષ્ટ લોકોનો નાશ થતો હોય તો આપ વારંવાર મને યુદ્ધ કરવા શામાટે પ્રેરો છો એવી શંકા અર્જુનને થાય તો તેના ઉત્તરમાં ભગવાન્ કહે છે:—

૧ ૨૩ ૪ ૫ ૭ ૬ ૧૦ ૯ ૮
**तस्मात्त्वमुत्तिष्ठ यशो लभस्व, जित्वा शत्रून्भुंक्ष्व राज्यं समृद्धम् ।**
૧૫૧૬૧૨ ૧૭ ૧૩ ૧૪ ૧૮ ૧૯ ૧૧
**मयैवैते निहताः पूर्वमेव, निमित्तमात्रं भव सव्यसाचिन् ॥ ३३ ॥**

શ૦:—તેટલામાટે તમે [ યુદ્ધ કરવા ] ઊઠો, [ તથા ] યશ મેળવો, [અને] શત્રુઓને જિતીને નિષ્કંટક રાજ્ય ભોગવો. હે અર્જુન ! એઓને [યુદ્ધથી] પ્રથમજ મેંજ હણી રાખેલા [છે, તમે કેવલ ] નિમિત્તમાત્ર થાઓ. ૩૩

આ ભીષ્માદિક મહાન્ યોદ્ધાઓ વિદ્યમાન છતાં એ દુર્યોધનાદિક શત્રુઓને જિતી ઉપદ્રવવિનાનું સામ્રાજ્ય કેમ ભોગવી શકું ? તથા યશ પણ કેમ પામી શકું એવી અર્જુનની શંકા મટાડવામાટે ભગવાન્ કહે છે:—

૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯ ૧૦ ૧૧
**द्रोणं च भीष्मं च जयद्रथं च, कर्णं तथाऽन्यानपि योधवीरान् ।**
૧૨ ૧૩ ૧૪ ૧૫ ૧૬ ૧૭ ૧૮ ૨૧ ૧૯ ૨૦
**मया हतांस्त्वं जहि मा व्यथिष्ठा, युद्ध्यस्व जेतासि रणे सपत्नान् ॥**

શ૦:—દ્રોણને અને ભીષ્મને તથા જયદ્રથને અને કર્ણને તેમ બીજા પણ યોધાઓમાં વીરોને મેં હણી રાખેલાને તમે હણો, વ્યથા નહિ પામો. યુદ્ધ કરો. સંગ્રામમાં શત્રુઓને [અવશ્ય] જિતશો.’ ૩૪

ત્યારપછી શું થયું તે સંજય ધૃતરાષ્ટ્રને કહે છે:—

## संजय उवाच ॥

૨ ૪ ૩ ૧ ૫ ૬ ૮
**एतच्छ्रुत्वा वचनं केशवस्य, कृतांजलिर्वेपमानः किरीटी ।**
૧૦ ૧૩ ૧૪ ૧૫ ૯ ૧૨ ૭ ૧૧
**नमस्कृत्वा भूय एवाह कृष्णं, सगद्गदं भीतभीतः प्रणम्य ॥ ३५ ॥**

**શ૦:—સંજય બોલ્યા:–**કેશવનાં એ વચનને સાંભળી બે હાથ જોડી કંપાયમાન થઇ બીતા બીતા **અર્જુન શ્રીકૃષ્ણને** નમસ્કાર કરીને અત્યંત નમ્ર થઇ ગદ્‌ગદ્‌કંઠે ફરીને પણ કહેતા હવા. ૩૫

નીચેના અગિયાર શ્લોકોથી **અર્જુન ભગવાન્‌ની** સ્તુતિ કરે છે:—

## अर्जुन उवाच ॥

१६ १ २ ३ ४ ५ ७ ६
**स्थाने हृषीकेश तव प्रकीर्त्या, जगत्प्रहृष्यत्यनुरज्यते च ।**
९ ८ १० ११ १३ १५ १२ १४
**रक्षांसि भीतानि दिशो द्रवंति, सर्वे नमस्यंति च सिद्धसंघाः ॥३६॥**

**શ૦:—અર્જુન બોલ્યા:–**'હે હૃષીકેશ ! આપની અત્યંત કીર્તિવડે જગત્ અતિહર્ષ પામે છે, અને પ્રીતિ પામે છે. ભય પામેલા રાક્ષસો દિશાઓમાં નાસે છે, અને સર્વે સિદ્ધોના સમૂહો નમસ્કાર કરે છે [ એ ] યુક્ત[ જ છે. ] ૩૬

હવે તે સિદ્ધોના સમૂહના નમસ્કાર કરવાના હેતુને કહે છે:–

१० १३ ९ ११ १२ १ ७ ५ ६ ८
**कस्माच्च ते न नमेरन्महात्मन्, गरीयसे ब्रह्मणोऽप्यादिकर्त्रे ।**
२ ३ ४ १४ १९ १५ १६ १७ १८
**अनंत देवेश जगन्निवास, त्वमक्षरं सदसत्तत्परं यत् ॥ ३७ ॥**

**શ૦:—**હે મહાત્મન્! હે અંતરહિત ! હે દેવોના ઇશ્વર ! હે જગત્‌ના નિવાસરૂપ ! બ્રહ્માના પણ ગુરુરૂપ [ તથા ] જનકરૂપ એવા આપને [તે સર્વ દેવો] શામાટે નહિ નમસ્કાર કરે ? કિંતુ [કરશેજ.] આપ સતરૂપ [છો, તથા] અસતરૂપ [ છો, ને ] તે[ બેઉ ]થી પર જે અક્ષરરૂપ [ છે તે પણ આપજ છો. ] ૩૭

**ભગવાન્‌માં** ઉપજેલી ભક્તિને લીધે **અર્જુન ભગવાન્‌ની** નીચે પ્રમાણે સ્તુતિ કરે છે:—

२ ३ ४ ५ ६ ७ ८ ९ १०
**त्वमादिदेवः पुरुषः पुराणस्त्वमस्य विश्वस्य परं निधानम् ।**
११ १२ १४ १३ १६ १५ १७ १८ २० १९ १
**वेत्तासि वेद्यं च परं च धाम, त्वया ततं विश्वमनंतरूप ॥ ३८ ॥**

શ૦:— હે અનંતરૂપ ! આપ આદિદેવ, પુરુષ [તથા] પુરાણ [છો.] આપ આ વિશ્વના પરમ નિધાન [છો, તથા સર્વને] જાણનારા છો, અને સર્વ દશ્યરૂપ તથા પરમધામ [છો, અને] આપે વિશ્વ વ્યાપ્ત કર્યું [છે.] ૩૮

૧ ૨ ૩ ૪ ૫ ૬ ૯ ૮ ૭
वायुर्यमोऽग्निर्वरुणः शशांकः, प्रजापतिस्त्वं प्रपितामहश्च ।
૧૨ ૧૩ ૧૦ ૧૪ ૧૧ ૧૭ ૧૫ ૧૯ ૧૮ ૨૦ ૨૧ ૧૬
नमो नमस्तेऽस्तु सहस्रकृत्वः, पुनश्च भूयोऽपि नमो नमस्ते ॥ ३९ ॥

શ૦:—વાયુ, યમ, અગ્નિ, વરુણ, ચંદ્રમા, પ્રજાપતિ અને પ્રપિતામહ (બ્રહ્માના પિતા-નારાયણ) આપ [છો, માટે] આપને હજારો વાર નમસ્કાર નમસ્કાર હો, તથા આપને ફરીથી પણ વારંવાર નમસ્કાર નમસ્કાર [હો.] ૩૯

૪ ૩ ૬ ૭ ૨ ૮ ૫ ૯ ૧૦ ૧૧ ૧
नमः पुरस्तादथ पृष्ठतस्ते, नमोऽस्तु ते सर्वत एव सर्व ।
૧૩ ૧૨ ૧૪ ૧૫ ૧૬ ૧૮ ૧૭
अनंतवीर्यामितविक्रमस्त्वं, सर्वं समाप्नोषि ततोऽसि सर्वः ॥ ४० ॥

શ૦:—હે સર્વ ! આપને અગ્રભાગમાં [મારા] નમસ્કાર હો, અને પૃષ્ઠભાગમાં નમસ્કાર [હો, તથા] આપને સર્વભણી પણ [નમસ્કાર હો.] આપ અનંતવીર્યવાળા તથા અમાપ પરાક્રમવાળા [છો. વળી આપ] સર્વને વ્યાપ્ત કરો છો તેથી [આપ] સર્વરૂપ છો. ૪૦

અર્જુન પોતાના અપરાધોની ક્ષમા કરાવવામાટે નીચેના બે શ્લોકોથી ભગવાનને વિનતિ કરે છે:—

૬ ૭ ૮ ૧૮ ૧૩ ૧૯ ૧૪ ૧૫ ૧૬ ૧૭
सखेति मत्वा प्रसभं यदुक्तं, हे कृष्ण हे यादव हे सखेति ।
૪ ૩ ૧ ૨ ૫ ૯ ૧૧ ૧૦ ૧૨
अजानता महिमानं तवेदं, मया प्रमादात्प्रणयेन वाऽपि ॥ ४१ ॥

શ૦:—આપના આ [વિશ્વરૂપ]ને [તથા] ઐશ્વર્યને નહિ જાણનારા મેં [આ શ્રીકૃષ્ણ મારા] સખા [છે] એમ માનીને પ્રમાદથી અથવા સ્નેહને લીધે પણ જે હે કૃષ્ણ ! હે યાદવ !

હે સખા ! એ પ્રમાણે અનુચિત [ વચન ] કહેલ [ છે તે સર્વ આપ ક્ષમા કરો. ] ૪૧

૯ ૨૩ ૧૦ ૧૧ ૪
**यच्चावहासार्थमसत्कृतोऽसि, विहारशय्यासनभोजनेषु ।**
५ ६ ७ १ ८ १२ १६ १४ १३ १५
**एकोऽथवाप्यच्युत तत्समक्षं, तत्क्षामये त्वामहमप्रमेयम् ॥ ४२ ॥**

**શ૦:**—હે અચ્યુત ! અને ઉપહાસમાટે વિહાર, શય્યા, આસન ને ભોજનવેલા એકલા [ રહી ] અથવા કદાચિત્ તે-[ સખાઓ ]ની સમક્ષમાં [ રહી આપ મારાથી ] જે અનાદર પામેલા છો તે [ સર્વ અપરાધ ] હું આપ અપ્રમેયપ્રતિ ક્ષમા કરાવું છું. ૪૨

હવે પૂર્વોક્ત અપ્રમેયપણાનું—અચિંત્ય પ્રભાવનું—સ્પષ્ટરીતે નિરૂપણ કરે છે:—

६ ७ ४ ३ ५ २ ९ ८ १० ११
**पिताऽसि लोकस्य चराचरस्य, त्वमस्य पूज्यश्च गुरुर्गरीयान् ।**
१६ १३ १७ १८ १९ १५ १२ १४ १
**न त्वत्समोऽस्त्यभ्यधिकः कुतोऽन्यो, लोकत्रयेऽप्यप्रतिमप्रभाव ॥ ४३ ॥**

**શ૦:**—હે ઉપમારહિત પ્રભાવવાળા ! આ ચરાચર લોક-ના આપ પિતા છો, અને પૂજ્ય [ છો, ] ગુરુ [ છો, તથા ] ઘણા મોટા [ છો. ] ત્રણ લોકમાં આપના સમાન પણ બીજો નથી, [ તો પછી આપનાથી ] અધિક [ તો ] ક્યાંથી [ જ હોય ? ] ૪૩

આપ એવા છો માટે હું મારા અપરાધોની ક્ષમા કરાવવા-માટે આપને દંડવત્પ્રણામ કરી પ્રાર્થના કરું છું એમ **અર્જુન** કહે છે:—

१ २ ४ ३ ९ ७ ५ ८ ६
**तस्मात्प्रणम्य प्रणिधाय कायं, प्रसादये त्वामहमीशमीड्यम् ।**
१२ १३ ११ १५ १६ १४ १८ १७ २० १० १९
**पितेव पुत्रस्य सखेव सख्युः, प्रियः प्रियायार्हसि देव सोढुम् ॥ ४४ ॥**

શ૦:—તેથી [ આપને ] નમસ્કાર કરીને [ મારા ] દેહને અત્યંત નીચે [ પૃથ્વીપર દંડની પેઠે ] ધારણ કરીને હું સ્તુતિ કરવાયોગ્ય એવા આપ ઈશ્વરને પ્રસન્ન થાઓ એવી પ્રાર્થના કરું છું [ માટે ] હે દેવ ! પુત્રના [ અપરાધને ] પિતાની પેઠે, મિત્રના [ અપરાધને ] મિત્રની પેઠે [ ને ] પ્રિયાના [ અપરાધને ] પતિની [ પેઠે આપ મારા અપરાધને ] ક્ષમા કરવાને યોગ્ય છો. ૪૪

હવે વિશ્વરૂપના ઉપસંહારપૂર્વક પૂર્વરૂપના દર્શનની પ્રાર્થના નીચેના બે શ્લોકોથી અર્જુન કરે છેઃ—

૧ ૩ ૪ ૨ ૬ ૫ ૯ ૮ ૭
**अदृष्टपूर्वं हृषितोऽस्मि दृष्ट्वा, भयेन च प्रव्यथितं मनो मे ।**
૧૧ ૧૩ ૧૦ ૧૪ ૧૫ ૧૨ ૧૮ ૧૬ ૧૭
**तदेव मे दर्शय देव रूपं, प्रसीद देवेश जगन्निवास ॥ ४५ ॥**

શ૦:—પૂર્વે નહિ જોયેલા [ આ વિશ્વરૂપ ] ને જોઇને [ હું ] હર્ષ પામ્યો છું, અને ભયવડે મારું મન બહુ વ્યાકુલ થયેલું [ છે માટે ] મને તે ( પૂર્વે જે પ્રતીત થતું હતું તે ) રૂપજ દેખાડો. હે દેવ ! હે દેવોના ઈશ્વર ! હે જગત્‌ના નિવાસ ! પ્રસન્ન થાઓ. ૪૫

૨ ૩ ૪ ૯ ૫ ૮ ૧ ૬ ૭
**किरीटिनं गदिनं चक्रहस्तमिच्छामि त्वां द्रष्टुमहं तथैव ।**
૧૨ ૧૫ ૧૪ ૧૩ ૧૦ ૧૬ ૧૧
**तेनैव रूपेण चतुर्भुजेन, सहस्रबाहो भव विश्वमूर्ते ॥ ४६ ॥**

શ૦:—હું મુગટવાળા, ગદાવાળા [ને] હાથમાં ચક્રવાળા એવા આપને પ્રથમપ્રમાણેજ જોવાને ઇચ્છું છું. હે હજારો બાહુ-વાળા ! હે વિશ્વમૂર્તે ! [હવે આપ] તે ચતુર્ભુજરૂપેજ થાઓ. ૪૬

પછી ભગવાન્ પોતાનું વિશ્વરૂપ અદૃશ્ય કરી ઉચિત વચનોથી અર્જુનનું આશ્વાસન કરતા છતા કહે છેઃ—

## श्रीभगवानुवाच ॥

३ २ ५ १ ६ ८ ७ ९ ४
**मया प्रसन्नेन तवार्जुनेदं, रूपं परं दर्शितमात्मयोगात् ।**
१० ११ १२ १३ १४ १५ १६ १७ १८
**तेजोमयं विश्वमनंतमाद्यं, यन्मे त्वदन्येन न दृष्टपूर्वम् ॥ ४७ ॥**

**શ૦:—શ્રીભ**ગવાન્ બોલ્યાઃ–‘ હે **અર્જુન ! પ્રસન્ન થયેલા** મેં પોતાના સામર્થ્યથી તમને આ શ્રેષ્ઠ રૂપ દેખાડયું [ **છે.** તે રૂપ ] તેજોમય, વિશ્વરૂપ, અનંત [ તથા ] અનાદિ [ છે. ] જે મારું [ રૂપ ] તમારા વિના બીજાએ પૂર્વે જોયેલું નથી.’ ૪૭

હવે ભગવાન્ પોતાના વિશ્વરૂપના દર્શનનું દુર્લભપણું જણાવે છેઃ—

८ ६ ११ १० १४ १२ १३ १७ १६ १५
**न वेदयज्ञाध्ययनैर्न दानैर्, न च क्रियाभिर्न तपोभिरुग्रैः ।**
३ ९ ४ २ ७ ५ १
**एवंरूपः शक्य अहं नृलोके, द्रष्टुं त्वदन्येन कुरुप्रवीर ॥ ४८ ॥**

**શ૦:**—હે કુરુવંશમાં અતિશૂરવીર ! [ આ ] મનુષ્યલોકમાં આવા વિશ્વરૂપવાળો હું તમારા વિના બીજાએ વેદોના તથા યજ્ઞોના અધ્યયનવડે જોવાને શકય નથી, દાનોવડે [ પણ જોવાને શકય ] નથી, અને ક્રિયાઓવડે [ પણ જોવાને શકય ] નથી, [ તેમજ ] ઉગ્ર તપોવડે [ પણ જોવાને શકય ] નથી. ૪૮

જો તમને મારું આ વિશ્વરૂપ જોઈને ઉદ્વેગ થતો હોય તો હું મારું તે વિશ્વરૂપ શમાવી દઉં છું માટે તમે વ્યથા ન પામો એમ કહે છેઃ—

९ ७ ८ १२ १० ११ ६ ५ ४ २ १ ३
**मा ते व्यथा मा च विमूढभावो, दृष्ट्वा रूपं घोरमीदृङ्ममेदम् ।**
१३ १४ १६ १५ १८ २१ १७ २० १९ २२
**व्यपेतभीः प्रीतमनाः पुनस्त्वं, तदेव मे रूपमिदं प्रपश्य ॥ ४९ ॥**

શ૦:—મારા આવા પ્રકારના આ ભયંકર રૂપને જોઇને તમને દુઃખ [થાઓ] નહિ, અને અત્યંત મૂઢપણું [પણ થાઓ] નહિ, [કિંતુ] ભયરહિત પ્રસન્નમનવાળા [થઇને] તમે ફરીથી મારા તે (પૂર્વના) આ રૂપનેજ સારી રીતે જુઓ. ૪૯

પછી ભગવાને જે પ્રવૃત્તિ કરી તે સંજય ધૃતરાષ્ટ્રને કહે છે:—

## संजय उवाच ॥

३ २ १ ५ ४ ६ ७ ९ ८
इत्यर्जुनं वासुदेवस्तथोक्त्वा, स्वकं रूपं दर्शयामास भूयः ।
१७ १० १५ १६ १४ १२ १३ ११
आश्वासयामास च भीतमेनं, भूत्वा पुनः सौम्यवपुर्महात्मा ॥ ५० ॥

શ૦:—સંજય બોલ્યા:-[હે ધૃતરાષ્ટ્ર!] શ્રીકૃષ્ણ અર્જુનને એ પ્રમાણે કહીને તે પ્રકારના (અર્જુને ઇચ્છેલા) પોતાના રૂપને ફરીથી દેખાડતા હવા, અને [તે] મહાત્મા ફરીને સૌમ્યશરીરવાળા થઇને ભય પામેલા એમનું આશ્વાસન કરતા હવા. ૫૦

પછી અર્જુન ભયરહિત થઇને આવી રીતનાં વચનો કહેવા લાગ્યા:—

## अर्जुन उवाच ॥

७ ३ ४ ६ २ ५ १
दृष्ट्वेदं मानुषं रूपं, तव सौम्यं जनार्दन ।
८ ११ १० ९ १२ १३
इदानीमस्मि संवृत्तः, सचेताः प्रकृतिं गतः ॥ ५१ ॥

શ૦:—અર્જુન બોલ્યા:-'હે જનાર્દન! આપના આ મનુષ્યસંબંધી સૌમ્ય રૂપને જોઇને હવે [હું] વ્યાકુલતારહિત ચિત્તવાળો થયેલો છું, [ને] સ્વસ્થતાને પામ્યો [છું.]' ૫૧

હવે ભગવાન્ વિશ્વરૂપના દર્શનરૂપ અનુગ્રહનું દુર્લભપણું નીચેના ચાર શ્લોકોથી કહે છે:—

## श्रीभगवानुवाच ॥

७ ६ ३ ४ ५ २ १
सुदुर्दर्शमिदं रूपं, दृष्टवानसि यन्मम ।
८ ९ ११ १२ १० १३
देवा अप्यस्य रूपस्य, नित्यं दर्शनकांक्षिणः ॥ ५२ ॥

શ૦:—શ્રીભગવાન્ બોલ્યા:—'મારા જે રૂપને [ તમે હમણાં ] જોતા હતા એ [ રૂપ ] જોવું અત્યંત અશક્ય [ છે. ] દેવો પણ નિરંતર એ રૂપના દર્શનની ઇચ્છાવાળા [ છે. ] ' પર

१० ६ ७ १२ ११ १४ १३ १७ १५ १६
नाहं वेदैर्न तपसा, न दानेन न चेज्यया ।
९ ५ ८ ३ ४ १ २
शक्य एवंविधो द्रष्टुं, दृष्टवानसि मां यथा ॥ ५३ ॥

શ૦:—[ તમે ] મને જે પ્રકારનો જોતા હતા એવા પ્રકારનો હું વેદોના અધ્યયનવડે [પણ] જોવાને શક્ય નથી, [તથા] તપવડે [ પણ જોવાને શક્ય ] નથી, [ વળી ] દાનવડે [ પણ જોવાને શક્ય ] નથી, અને અગ્નિહોત્રાદિક કર્મવડે [ પણ જોવાને શક્ય ] નથી. ૫૩

હવે વિશ્વરૂપના દર્શનનો ઉપાય કહે છે:—

६ ७ ५ ९ ४ ३ १
भक्त्या त्वनन्यया शक्य, अहमेवंविधोऽर्जुन ।
८ १२ १० ११ १४ १३ २
ज्ञातुं द्रष्टुं च तत्त्वेन, प्रवेष्टुं च परंतप ॥ ५४ ॥

શ૦:—હે અર્જુન ! હે પરંતપ ! એ પ્રકારનો હું અનન્યભક્તિવડેજ જાણવાને શક્ય [ છું, ] તથા વાસ્તવિકસ્વરૂપે સાક્ષાત્કાર કરવાને અને [અભેદભાવે] પ્રવેશવાને [ શક્ય છું. ] ૫૪

હવે સંપૂર્ણ ગીતાશાસ્ત્રનો સારભૂત અર્થ મુમુક્ષુજનોના અનુષ્ઠાનમાટે એકઠો કરીને કહે છે:—

३ ४ ५ ६
मत्कर्मकृन्मत्परमो, मद्भक्तः संगवर्जितः ।
८ ७ २ ९ १० ११ १
निर्वैरः सर्वभूतेषु, यः स मामेति पांडव ॥ ५५ ॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे विश्वरूपदर्शनं नामैकादशोऽध्यायः ॥ ११ ॥

**શબ્દાર્થઃ**—હે પાંડવ ! જે મારે અર્થે કર્મ કરનારો, હુંજ જેને મુખ્ય છું એવો, મારો ભક્ત, જેણે સંગનો ત્યાગ કર્યો છે એવો [ અને ] સર્વભૂતોમાં વેરરહિત [ છે ] તે મને પામે છે. ૫૫

શ્રીમદ્ભગવદ્ગીતાના વિશ્વરૂપદર્શનનામના અગીઆરમા અધ્યાયની શ્રીનાથશર્મવિરચિત અન્વયાર્થદીપિકાટીકા પૂરી થઈ. ૧૧



ॐ

# અધ્યાય ૧૨ મો

## ભક્તિયોગ

---

પોતાના અધિકારનો નિર્ણય કરવામાટે સગુણવિદ્યા તથા નિર્ગુણવિદ્યા એ બંનેને વિશેષપણે જાણવાની ઇચ્છાથી અર્જુન શ્રીભગવાન્‌ને પૂછે છેઃ—

### अर्जुन उवाच ॥

१ २ ४ ३ ५ ६

**एवं सततयुक्ता ये, भक्तास्त्वां पर्युपासते ।**

८ ७ ११ ९ १० १२ १३ १४

**ये चाप्यक्षरमव्यक्तं, तेषां के योगवित्तमाः ॥ १ ॥**

**શબ્દાર્થઃ**—અર્જુન બોલ્યાઃ–' એ પ્રમાણે નિરંતર યુક્ત થયેલા ભક્તો જેઓ આપનું નિરંતર ચિંતન કરે છે, અને જે [ વિરક્ત પુરુષો ] અક્ષરનું [ તથા ] અવ્યક્તનુંજ [ નિરંતર ચિંતન કરે છે, ] તેઓમાં કોણ યોગમાં અતિશય કુશલ [ છે ? ' ] ૧

અર્જુનનો સગુણવિદ્યામાં અધિકાર જોઇ તેની તેમાં રુચિ ઉપજાવવામાટે ભગવાન્ સગુણવિદ્યાની સ્તુતિ કરી તેનું શ્રેષ્ઠપણું બતાવે છેઃ—

### श्रीभगवानुवाच ॥

३ ४ २ १ ९ ५ १०

**मय्यावेश्य मनो ये मां, नित्ययुक्ता उपासते ।**

७ ६ ८ ११ १२ १३ १४

**श्रद्धया परयोपेतास्ते मे युक्ततमा मताः ॥ २ ॥**

**શ૦ઃ—શ્રીભગવાન્** બોલ્યાઃ–' જેઓ [ પોતાના ] મનને મારામાં એકાગ્ર કરીને નિત્યયુક્ત [ થઇ ] સાત્ત્વિકી શ્રદ્ધાવડે યુકત [ થઈને ] મને ઉપાસે છે તેઓને મેં યુકતપુરુષોમાં શ્રેષ્ઠ માનેલા [ છે. ] ' ૨

સગુણરૂપનું ઉપાસન કરનારામાં નિર્ગુણરૂપનું ઉપાસન કરનારાથી શું અધિકપણું છે એવી જિજ્ઞાસા અર્જુનને થાય તો તેનું ઉત્તર આપતા પહેલાં નીચેના બે શ્લોકથી નિર્ગુણરૂપને જાણનારાઓની ભગવાન્ સ્તુતિ કરે છે:—

૨ ૧ ૧૭ ૯ ૧૦ ૧૮
**ये त्वक्षरमनिर्देश्यमव्यक्तं पर्युपासते ।**
૧૧ ૧૨ ૧૩ ૧૪ ૧૫ ૧૬
**सर्वत्रगमचिंत्यं च, कूटस्थमचलं ध्रुवम् ॥ ३ ॥**
૪ ૩ ૫ ૬
**संनियम्येंद्रियग्रामं, सर्वत्र समबुद्धयः ।**
૧૯ ૨૨ ૨૦ ૨૧ ૭ ૮
**ते प्राप्नुवंति मामेव, सर्वभूतहिते रताः ॥ ४ ॥**

શ૦:—વળી જેઓ ઇંદ્રિયોના સમૂહને સારી રીતે નિયમમાં લાવીને સર્વ ઠેકાણે સમાનબુદ્ધિવાળા [ થઇ તથા ] સર્વપ્રાણીઓના હિતમાં પ્રીતિવાળા [ થઇ ] શબ્દવડે કહેવાને અશક્ય, અવ્યક્ત, સર્વવ્યાપક, અચિંત્ય અને કૂટસ્થ, અચલ [ તથા ] પરિણામિભાવથી રહિત [ એવા નિર્ગુણબ્રહ્મરૂપ ] અક્ષરને નિરંતર ઉપાસે છે તેઓ [પણ] મનેજ ( નિર્ગુણબ્રહ્મનેજ ) પામે છે. ૩–૪

હવે અધિકારને લક્ષમાં રાખી નિર્ગુણરૂપનું ચિંતન કરનારાથી સગુણરૂપનું ચિંતન કરનારાનું અધિકપણું જણાવે છે:—

૪ ૩ ૨ ૧
**क्लेशोऽधिकतरस्तेषामव्यक्तासक्तचेतसाम् ।**
૭ ૫ ૮ ૯ ૬ ૧૦
**अव्यक्ता हि गतिर्दुःखं, देहवद्भिरवाप्यते ॥ ५ ॥**

શ૦:—અવ્યકતમાં આસકત ચિત્તવાળા એવા તેઓને અધિકથી વધારે કલેશ [ થાય છે, ] કેમકે દેહાભિમાનીઓવડે નિર્ગુણબ્રહ્મ દુ:ખે કરીને પમાય છે. ૫

સગુણસ્વરૂપના જાણનારને પૂર્વોકત કલેશવિના નિર્ગુણસ્વરૂપનું જ્ઞાન તથા મોક્ષ થાય છે એમ જણાવે છે:—

२ १ ३ ४ ५ ६ ७
**ये तु सर्वाणि कर्माणि, मयि संन्यस्य मत्पराः ।**
८ ११ ९ १० १२ १३
**अनन्येनैव योगेन, मां ध्यायंत उपासते ॥ ६ ॥**

શ૦:—પણ જેઓ સર્વ કર્મોને મારામાં અર્પણ કરીને મારે પરાયણ [ થઇ ] અનન્યયોગવડે મારુંજ ચિંતન કરતા છતા [ મને ] ઉપાસે છે. ૬

४ ५ ८ ६
**तेषामहं समुद्धर्ता, मृत्युसंसारसागरात् ।**
९ ७ १ २ ३
**भवामि न-चिरात्पार्थ, मय्यावेशितचेतसाम् ॥ ७ ॥**

શ૦:—હે પૃથાના પુત્ર ! મારામાં પ્રવેશ કરાવેલા ચિત્તવાળા તેઓનો હું મૃત્યુયુકત સંસારસમુદ્રમાંથી તુરતજ સારી રીતે ઉદ્ધાર કરનારો થાઉં છું. ૭

હવે તે સગુણસ્વરૂપની ઉપાસનાનું વિધાન કરે છેઃ—

२ ३ १ ४ ६ ५ ७
**मय्येव मन आधत्स्व, मयि बुद्धिं निवेशय ।**
१२ १० ११ ८ ९ १४ १३
**निवसिष्यसि मय्येव, अत ऊर्ध्वं न संशयः ॥ ८ ॥**

શ૦:—મન મારામાંજ ( સગુણબ્રહ્મમાંજ ) સ્થિર કરો, બુદ્ધિને [ પણ ] મારામાં[ જ ] સ્થિર કરો; આ શરીરપાતથી પછી મારામાંજ ( નિર્ગુણબ્રહ્મમાંજ ) નિવાસ કરશો, [ એમાં ] સંશય [ કરવો ] નહિ. ૮

એમ કરવામાં જે અશકત હોય તેમને માટે તેમની અશક્તિના તારતમ્યપ્રમાણે બીજાં સાધનો નીચેના ત્રણ શ્લોકોથી કહે છેઃ—

२ ४ ६ ७ ८ ३ ५
**अथ चित्तं समाधातुं, न शक्नोषि मयि स्थिरम् ।**
१० ९ ११ १३ १२ १
**अभ्यासयोगेन ततो, मामिच्छाप्तुं धनंजय ॥ ९ ॥**

**શ૦:**— હે ધનંજય ! ( રાજસૂયયજ્ઞમાં સર્વ રાજાઓને જિતી દ્રવ્ય લાવનાર ! ) જો [ તમે ] મારામાં ચિત્તને સ્થિર સ્થાપન કરવાને નહિ શક્તિમાન્ થાઓ તો અભ્યાસયોગવડે મને પામવાને ઇચ્છો. ૯

૧ ૨ ૩ ૪ ૫ ૬
**अभ्यासेऽप्यसमर्थोऽसि, मत्कर्मपरमो भव ।**
૭ ૧૦ ૮ ૯ ૧૧ ૧૨
**मदर्थमपि कर्माणि, कुर्वन्सिद्धिमवाप्स्यसि ॥ १० ॥**

**શ૦:**—અભ્યાસમાં પણ [ જો તમે ] અસમર્થ હો [ તો ] મારા કર્મની ( નવધા ભક્તિની ) પરાયણ થાઓ. મારે અર્થે કર્મોને કરતા [ છતા ] પણ [ તમે ] સત્ત્વશુદ્ધિને પામશો. ૧૦

૧ ૨ ૪ ૫ ૬ ૩ ૮ ૯
**अथैतदप्यशक्तोऽसि, कर्तुं मद्योगमाश्रितः ।**
૧૧ ૭ ૧૨ ૧૦
**सर्वकर्मफलत्यागं, ततः कुरु यतात्मवान् ॥ ११ ॥**

**શ૦:**—જો ભગવત્સંબંધી કર્મ કરવાને પણ અશક્ત હો તો મારા યોગનો આશ્રય કરીને વશ રાખેલા ચિત્તવાળા [થઇ] સર્વ કર્મના ફલનો ત્યાગ કરો. ૧૧

હવે સર્વકર્મોના ફલના ત્યાગરૂપ સાધનની સ્તુતિ કરે છેઃ-

૪ ૩ ૨ ૧ ૫ ૬ ૭
**श्रेयो हि ज्ञानमभ्यासाज्, ज्ञानाद्ध्यानं विशिष्यते ।**
૮ ૯ ૧૦ ૧૨ ૧૧
**ध्यानात्कर्मफलत्यागस्त्यागाच्छांतिरनंतरम् ॥ १२ ॥**

**શ૦:**—અભ્યાસથી જ્ઞાન નિશ્ચય શ્રેષ્ઠ [છે,] જ્ઞાનથી ધ્યાન શ્રેષ્ઠ છે, ધ્યાનથી કર્મના ફલનો ત્યાગ [ શ્રેષ્ઠ છે, ને ] ત્યાગથી પછી [ શીઘ્ર ] શાંતિ [ થાય છે. ] ૧૨

પૂર્વે જે સગુણોપાસકનું નિર્ગુણોપાસકથી શ્રેષ્ઠપણું બતાવ્યું છે તે અધિકારીના ભેદને લીધે છે, કાંઇ નિર્ગુણોપાસના ગૌણ છે, અને સગુણોપાસના શ્રેષ્ઠ છે એમ જણાવવામાટે નથી, એ

વિષયને વિશેષ સ્પષ્ટ કરવા નીચેના સાત શ્લોકોથી કૃતાર્થ થયેલા નિર્ગુણોપાસકની સ્તુતિ કરે છેઃ—

२ १ ३ ६ ४ ५
**अद्वेष्टा सर्वभूतानां, मैत्रः करुण एव च ।**
७ ८ ९ १०
**निर्ममो निरहंकारः, समदुःखसुखः क्षमी ॥ १३ ॥**

**શ૦:**—સર્વભૂતોનો દ્વેષ નહિ કરનારો, મૈત્રીવાળોજ અને કરુણાવાળો, મમતારહિત [ તથા ] અહંકારરહિત, દુઃખસુખ જેને સમાન છે એવો, ક્ષમાવાળો, ૧૩

३ २ ४ ५ ६
**संतुष्टः सततं योगी, यतात्मा दृढनिश्चयः ।**
७ ८ १ ९ १० ११ १२ १३
**मय्यर्पितमनोबुद्धिर्, यो मे भक्तः स मे प्रियः ॥ १४ ॥**

**શ૦:**—જે નિરંતર સંતોષી, સમાહિતચિત્તવાળો, શરીરને તથા ઇંદ્રિયોને નિયમમાં રાખનારો, દૃઢનિશ્ચયવાળો [ ને ] મારામાં અર્પણ કરેલાં મનબુદ્ધિવાળો મારો ભક્ત તે મારો પ્રિય [ છે. ] ૧૪

१ ३ ४ २ ७ ८ ९ ५ ६
**यस्मान्नोद्विजते लोको, लोकान्नोद्विजते च यः ।**
१२ १३ ११ १४ १० १५ १६
**हर्षामर्षभयोद्वेगैर्, मुक्तो यः स च मे प्रियः ॥ १५ ॥**

**શ૦:**—જેનાથી [ કોઇ પણ ] પ્રાણી ઉદ્વેગ પામતો નથી, તથા જે [કોઇ પણ] પ્રાણીથી ઉદ્વેગ પામતો નથી, અને જે હર્ષ અદેખાઇ ભય અને ઉદ્વેગથી મુક્ત [છે] તે મારો પ્રિય [છે.] ૧૫

२ ३ ४ ५ ६
**अनपेक्षः शुचिर्दक्ष, उदासीनो गतव्यथः ।**
७ १ ८ ९ १० ११
**सर्वारंभपरित्यागी, यो मद्भक्तः स मे प्रियः ॥ १६ ॥**

**શ૦:**—જે સ્પૃહારહિત, પવિત્ર, ચતુર, ઉદાસીન, પીડા-

રહિત [ને] સર્વ આરંભનો ( કર્મનો ) પરિત્યાગ કરનારો મારો ભક્ત તે મારો પ્રિય [ છે. ] ૧૬

१ २ ३ ४ ५ ६ ७ ८ ९

**यो न हृष्यति न द्वेष्टि, न शोचति न कांक्षति ।**

१० १२ ११ १३ १४ १५

**शुभाशुभपरित्यागी, भक्तिमान्यः स मे प्रियः ॥ १७ ॥**

**શ૦:**—જે નથી હર્ષ કરતો, નથી દ્વેષ કરતો, નથી શોક કરતો, નથી ઇચ્છા કરતો, [ને] શુભાશુભનો પરિત્યાગ કરનારો જે ભક્તિમાન્ તે મારો પ્રિય [ છે. ] ૧૭

५ २ १ ४ ३ ६ ७

**समः शत्रौ च मित्रे च, तथा मानापमानयोः ।**

८ ९ १०

**शीतोष्णसुखदुःखेषु, समः संगविवर्जितः ॥ १८ ॥**

**શ૦:**—અને [ જે ] શત્રુમાં તથા મિત્રમાં સમાન [ છે, ] તથા માનમાં અને અપમાનમાં [ તેમજ ] ટાઢતાપમાં ને સુખ દુઃખમાં સમાન [ છે, અને ] સંગથી અત્યંતરહિત [ છે, ] ૧૮

१ २ ५ ३ ४

**तुल्यनिंदास्तुतिर्मौनी, संतुष्टो येन केनचित् ।**

६ ७ ८ १० ११ ९

**अनिकेतः स्थिरमतिर्, भक्तिमान्मे प्रियो नरः ॥ १९ ॥**

**શ૦:**—જેને નિંદા અને સ્તુતિ તુલ્ય છે એવો, મૌનવાળો, જેવડે તેવડે-પ્રારબ્ધકર્મવડે જે અન્નવસ્ત્રાદિ મળે તેવડે-સંતોષી, ઘરવિનાનો [ને] સ્થિરબુદ્ધિવાળો ભક્તિમાન્ પુરુષ [ તે ] મારો પ્રિય [ છે. ] ૧૯

જીવન્મુક્તમાં સ્વભાવસિદ્ધ રહેલા એ અદ્વેષ્ટાપણું આદિ શુભ ગુણો પ્રયત્ન કરીને સંપાદન કરવાથી તે ગુણો મુમુક્ષુજનોને મોક્ષના સાધનરૂપ થાય છે એમ પ્રતિપાદન કરે છેઃ—

२ १ ८ ५ ६ ७ ९
ये तु धर्म्यामृतमिदं, यथोक्तं पर्युपासते ।
३ ४ ११ १० १३ १२ १४
श्रद्दधाना मत्परमा, भक्तास्तेऽतीव मे प्रियाः ॥ २० ॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे भक्तियोगो नाम द्वादशोऽध्यायः ॥ १२ ॥

**શબ્દાર્થ:** વળી જેઓ શ્રદ્ધાવાળા [ થઇ તથા ] મારે પરાયણ [થઈ] આ પૂર્વે કહેલા ધર્મરૂપી અમૃતને સંપાદન કરે છે તે ભક્તો મારા અત્યંત પ્રિય [ છે.' ] ૨૦

એ રીતે ઉપાસનાકાંડના સાતથી બારસુધીના છ અધ્યાય પૂરા થયા.

શ્રીમદ્ભગવદ્ગીતાના ભક્તિયોગનામના બારમા અધ્યાયની
શ્રીનાથશર્મવિરચિત અન્વયાર્થદીપિકાટીકા પૂરી થઈ. ૧૨



ૐ

# અધ્યાય ૧૩ મો

## ક્ષેત્રક્ષેત્રજ્ઞવિભાગયોગ.

## अर्जुन उवाच ॥

[ क्षेपक ]

૨ ૫ ૩૪ ૬ ૯ ૮ ૭
**प्रकृतिं पुरुषं चैव, क्षेत्रं क्षेत्रज्ञमेव च ।**
૧૩ ૧૪ ૧૫ ૧૦ ૧૨ ૧૧ ૧
**एतद्वेदितुमिच्छामि, ज्ञानं ज्ञेयं च केशव ॥ १ ॥**

**શબ્દાર્થઃ**—અર્જુન બોલ્યાઃ-' હે કેશવ ! પ્રકૃતિ તેમજ પુરુષ, ક્ષેત્ર તેમજ ક્ષેત્રજ્ઞ [અને] જ્ઞાન તથા જ્ઞેય એને જાણુવાને ઇચ્છું છું.' ૧

આ ગ્રંથના પહેલા છ અધ્યાયમાં કર્મકાંડનું ને બીજા છ અધ્યાયમાં ઉપાસનાકાંડનું નિરૂપણુ કર્યું છે. હવે જ્ઞાનકાંડનું નિરૂપણુ કરવા તેરથી અઢારસુધીના ત્રીજા છ અધ્યાયનો આરંભ થાય છે. બારમા અધ્યાયમાં "**तेषामहं समुद्धर्ता मृत्युसंसारसागरात्**" એ વચનથી અજ્ઞાનરૂપ મૃત્યુથી હું તેમનો ઉદ્ધાર કરનારો થાઉં છું એમ ભગવાને કહ્યું છે, તે અજ્ઞાનરૂપ મૃત્યુથી આત્મજ્ઞાનવિના ઉદ્ધાર થાય નહિ, માટે તે કહેવાસારુ સાતમા અધ્યાયમાં કહેલી અપરા તથા પરા પ્રકૃતિને ક્ષેત્રરૂપે તથા ક્ષેત્રજ્ઞરૂપે વર્ણુન કરવાનો આરંભ કરે છેઃ—

## श्रीभगवानुवाच ॥

૨ ૩ ૧ ૪ ૫ ૬
**इदं शरीरं कौंतेय, क्षेत्रमित्यभिधीयते ।**
૭ ૮ ૯ ૧૦ ૧૪ ૧૨ ૧૩ ૧૧
**एतद्यो वेत्ति तं प्राहुः, क्षेत्रज्ञ इति तद्विदः ॥ १ ॥**

**શ૦ઃ—શ્રીભ**ગવાન્ બોલ્યાઃ-' હે કુંતીના પુત્ર ! આ

શરીર ક્ષેત્ર એમ કહેવાય છે. એને જે જાણે છે તેને, તેને–ક્ષેત્રક્ષેત્રજ્ઞને–જાણુનારા ક્ષેત્રજ્ઞ એમ કહે છે. ૧

હવે એ ક્ષેત્રજ્ઞરૂપ જીવાત્માનું જે અસંસારી આત્માની સાથે એકપણારૂપ પારમાર્થિક સ્વરૂપ છે તેને કહે છે:—

૪ ૨ ૬ ૫ ૭ ૩ ૧
**क्षेत्रज्ञं चापि मां विद्धि, सर्वक्षेत्रेषु भारत ।**
૮ ૧૦ ૯ ૧૧ ૧૨ ૧૪ ૧૩
**क्षेत्रक्षेत्रज्ञयोर्ज्ञानं, यत्तज्ज्ञानं मतं मम ॥ २ ॥**

**શ૦:**—હે ભારત ! ( હે ભરતવંશમાં ઉત્પન્ન થયેલ ! ) વળી સર્વક્ષેત્રોમાં ક્ષેત્રજ્ઞ મનેજ જાણ. ક્ષેત્રનું અને ક્ષેત્રજ્ઞનું જે જ્ઞાન તે જ્ઞાન મને અભિમત [ છે. ] ૨

હવે ક્ષેત્રનું તથા ક્ષેત્રજ્ઞનું વિસ્તારથી વર્ણન કરવાનો આરંભ કરે છે:—

૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૯ ૮ ૧૦
**तत्क्षेत्रं यच्च यादृक्च, यद्विकारि यतश्च यत् ।**
૧૨ ૧૧ ૧૩ ૧૫ ૧૪ ૧૬ ૧૮ ૧૭ ૧૯
**स च यो यत्प्रभावश्च, तत्समासेन मे शृणु ॥ ३ ॥**

**શ૦:**— તે ક્ષેત્ર જે [ સ્વભાવવાળું ] તથા જે[ ઇચ્છાદિક ધર્મ]વાળું, અને જે [ઇંદ્રિયાદિક] વિકારોવાળું, તથા જેથી (પ્રકૃતિ-પુરુષના સંયોગથી) [ઉપજેલું, તથા] જે [સ્થાવરજંગમાદિ ભેદથી ભિન્ન ભિન્ન છે,] અને તે [ક્ષેત્રજ્ઞ] જે [ સ્વભાવવાળો ] તથા જે પ્રભાવવાળો [ છે, ] તે [ ક્ષેત્રનું તથા ક્ષેત્રજ્ઞનું સ્વરૂપ ] મારાથી સંક્ષેપમાં સાંભળો. ૩

એ ક્ષેત્રના તથા ક્ષેત્રજ્ઞના સ્વરૂપને કોણે વિસ્તારથી વર્ણવ્યું છે તે કહે છે:—

૧ ૨ ૩ ૫ ૪ ૬
**ऋषिभिर्बहुधा गीतं, छंदोभिर्विविधैः पृथक् ।**
૧૦ ૭ ૧૧ ૮ ૯
**ब्रह्मसूत्रपदैश्चैव, हेतुमद्भिर्विनिश्चितैः ॥ ४ ॥**

**શ૦:**—ઋષિઓએ ઘણે પ્રકારે નિરૂપણ કર્યું [ છે, તથા ] વિવિધ વેદોએ ભિન્ન [ભિન્ન કહ્યું છે,] અને યુક્તિવાળાં [તથા]

નિશ્ચિત અર્થવાળાં બ્રહ્મસૂત્રપદોએ પણ [તે સ્વરૂપ બહુ પ્રકારે કહ્યું છે.] ૪

હવે નીચેના બે શ્લોકોથી ક્ષેત્રનું સ્વરૂપ કહે છે:—

૧ ૨ ૩ ૬ ૫ ૪
**महाभूतान्यहंकारो, बुद्धिरव्यक्तमेव च ।**
૮ ૭ ૧૦ ૯ ૧૩ ૧૧ ૧૨
**इंद्रियाणि दशैकं च, पंच चेंद्रियगोचराः ॥ ५ ॥**

**શ૦**:—[ પાંચ ] મહાભૂતો, અહંકાર, બુદ્ધિ, તેમજ અવ્યક્ત, દશ ઇંદ્રિયો અને એક [ મન ] તથા ઇંદ્રિયોના વિષયો પાંચ. ૫

૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭
**इच्छा द्वेषः सुखं दुःखं, संघातश्चेतना धृतिः ।**
૮ ૧૦ ૧૧ ૯ ૧૨
**एतत्क्षेत्रं समासेन, सविकारमुदाहृतम् ॥ ६ ॥**

**શ૦**:—ઇચ્છા, દ્વેષ, સુખ, દુઃખ, ઇંદ્રિયાદિસહિત શરીર, જ્ઞાનશક્તિ [ ને ] ધૈર્ય એ વિકારવાળું ક્ષેત્ર સંક્ષેપે કહ્યું. ૬

ક્ષેત્રજ્ઞના જ્ઞાનની યોગ્યતામાટે પ્રથમ પાંચ શ્લોકોથી અમાનિત્વાદિ આત્મજ્ઞાનની પ્રાપ્તિનાં વીશ સાધનોને કહે છે:-

૧ ૨ ૩ ૪ ૫
**अमानित्वमदंभित्वमहिंसा क्षांतिरार्जवम् ।**
૬ ૭ ૮ ૯
**आचार्योपासनं शौचं, स्थैर्यमात्मविनिग्रहः ॥ ७ ॥**

**શ૦**:—માનરહિતપણું, દંભરહિતપણું, અહિંસા, ક્ષમા, સરલતા, આચાર્યનું ઉપાસન, પવિત્રતા, સ્થિરતા [ને] ઇંદ્રિયાદિનો સારી રીતે નિગ્રહ. ૭

૧ ૨ ૫ ૩ ૪
**इंद्रियार्थेषु वैराग्यमनहंकार एव च ।**
૬
**जन्ममृत्युजराव्याधिदुःखदोषानुदर्शनम् ॥ ८ ॥**

**શ૦**:—ઇંદ્રિયોના વિષયોમાં દૃઢ વૈરાગ્ય તેમજ અહંકાર-રહિતપણું [ને] જન્મ, મૃત્યુ, જરા ને વ્યાધિનાં દુઃખો અને દોષો એમને વારંવાર જોવાં. ૮

२ ३ १
असक्तिरनभिष्वंगः, पुत्रदारगृहादिषु ।
६ ४ ७ ५
नित्यं च समचित्तत्वमिष्टानिष्टोपपत्तिषु ॥ ९ ॥

શ૦:—પુત્ર, સ્ત્રી ને ઘર આદિમાં મમતાથી રહિતપણું [તથા તેઓમાં] અભિષ્વંગથી ( તન્મયભાવથી ) રહિતપણું અને ઇષ્ટની તથા અનિષ્ટની પ્રાપ્તિમાં સર્વદા સમચિત્તપણું. ૯

३ ५ १ ४ २
मयि चानन्ययोगेन, भक्तिरव्यभिचारिणी ।
६ ८ ७
विविक्तदेशसेवित्वमरतिर्जनसंसदि ॥ १० ॥

શ૦:—અનન્યયોગવડે અવ્યભિચારિણી મારામાં ભક્તિ અને એકાંતસ્થલનું સેવન [ તથા વિષયિ ]જનોની સભામાં અપ્રીતિ. ૧૦

१ २
अध्यात्मज्ञाननित्यत्वं, तत्त्वज्ञानार्थदर्शनम् ।
३ ४ ५ ६ १० ९ ७ ८
एतज्ज्ञानमिति प्रोक्तमज्ञानं यदतोऽन्यथा ॥ ११ ॥

શ૦:—અધ્યાત્મજ્ઞાનમાં અત્યંત નિષ્ઠા રાખવી, [ ને ] તત્ત્વજ્ઞાનના પ્રયોજનને જોવું, એ [ સર્વ ] જ્ઞાન એવા નામથી કહેલ [ છે, ] એથી વિપરીત જે [ માનિત્વાદિક તે સર્વ ] અજ્ઞાન [ છે. ] ૧૧

એ સાધનોથી જાણવાયોગ્ય જે જ્ઞેય વસ્તુ છે તેનું નીચેના છ શ્લોકોથી વર્ણન કરે છે:—

२ १ ३ ४ ५ ६ ७ ८
ज्ञेयं यत्तत्प्रवक्ष्यामि, यज्ज्ञात्वाऽमृतमश्नुते ।
१० ११ १२ १४ १३ ९ १७ १६ १५
अनादिमत्परं ब्रह्म, न सत्तन्नासदुच्यते ॥ १२ ॥

શ૦:—જે જાણવાયોગ્ય [ છે ] તેને [ હું ] સ્પષ્ટ કરીને કહીશ, જેને જાણીને [જ્ઞાની] મોક્ષને પામે છે. તે ઉત્પત્તિથી રહિત પરબ્રહ્મ સત્ નથી કહેવાતું, [ તેમ ] અસત્ [ પણ ] નથી [ કહેવાતું. ] ૧૨

હવે જ્ઞેયના અસત્પણાની શંકાને વિસ્તારથી નિવૃત્ત કરવા-માટે કહે છેઃ—

૨ ૩ ૧ ૪ ૫
**सर्वतः पाणिपादं तत्, सर्वतोऽक्षिशिरोमुखम् ।**
૬ ૭ ૮ ૯ ૧૦ ૧૧
**सर्वतः श्रुतिमल्लोके, सर्वमावृत्य तिष्ठति ॥ १३ ॥**

**શ૦**:—તે સર્વ[ શરીરો ]માં હાથપગવાળું, સર્વ[શરીરો]માં નેત્ર શિર ને મુખવાળું, સર્વ[શરીરો]માં કાનવાળું, લોકમાં (સર્વ પ્રાણીઓનાં શરીરોમાં ) સર્વ[જડસમૂહ]ને વ્યાપીને રહે છે. ૧૩

હવે ચેતનમાં ભ્રાંતિવડે આરોપ કરેલા પ્રપંચનો અપવાદ કરે છેઃ—

૨ ૧
**सर्वेंद्रियगुणाभासं, सर्वेंद्रियविवर्जितम् ।**
૩ ૫ ૪ ૬ ૭ ૯ ૮
**असक्तं सर्वभृच्चैव, निर्गुणं गुणभोक्तृ च ॥ १४ ॥**

**શ૦**:—સર્વ ઇંદ્રિયોથી અત્યંતરહિત, સર્વ ઇંદ્રિયોના વ્યાપારવડે પ્રતીત થનાર, સર્વ સંબંધથી રહિત અને સર્વને ધારણ કરનારજ, નિર્ગુણ તથા ગુણોને ભોગવનાર [છે.] ૧૪

૪ ૬ ૫ ૩ ૮ ૯ ૨ ૭
**बहिरंतश्च भूतानामचरं चरमेव च ।**
૧૦ ૧ ૧૧ ૧૪ ૧૫ ૧૬ ૧૨ ૧૩
**सूक्ष्मत्वात्तदविज्ञेयं, दूरस्थं चांतिके च तत् ॥ १५ ॥**

**શ૦**:—તેજ ભૂતોની બહાર અને અંતર [ વ્યાપક છે, ] તથા સ્થાવરજંગમ[ રૂપ છે, ] સૂક્ષ્મપણાને લીધે નહિ જાણી શકાય એવું [ છે, ] તથા તે દૂર રહેલું [ છે, ] અને અત્યંત સમીપમાં [ પણ રહેલું છે. ] ૧૫

૩ ૧ ૨ ૫ ૬ ૪ ૭
**अविभक्तं च भूतेषु, विभक्तमिव च स्थितम् ।**
૯ ૧૦ ૮ ૧૪ ૧૧ ૧૩ ૧૨
**भूतभर्तृ च तज्ज्ञेयं, ग्रसिष्णु प्रभविष्णु च ॥ १६ ॥**

શ૦:—અને [ તે ] ભૂતોમાં એક [ છતાં ] પણ વિભાગ પામેલાની પેઠે રહ્યું [છે.] તે ભૂતોને ધારણ કરનાર અને સંહાર કરનાર તથા ઉત્પન્ન કરનાર જાણવું. ૧૬

હવે જ્ઞેયચેતનના સ્વરૂપલક્ષણને કહે છે:—

૨ ૩ ૧ ૪ ૫ ૬ ૭

**ज्योतिषामपि तज्ज्योतिस्तमसः परमुच्यते ।**

૮ ૯ ૧૦ ૧૨ ૧૧ ૧૩

**ज्ञानं ज्ञेयं ज्ञानगम्यं, हृदि सर्वस्य धिष्ठितम् ॥ १७ ॥**

શ૦:—તે જ્યોતિઓનું પણ જ્યોતિ તમસ્થી શ્રેષ્ઠ કહેવાય છે. [તે] જ્ઞાન, જ્ઞેય [ને] જ્ઞાનવડે જાણી શકાય એવું સર્વના હૃદયમાં રહેલું [ છે. ] ૧૭

ક્ષેત્રાદિના જ્ઞાનથી મનુષ્યને થતા ફલનું નિરૂપણ કરે છે:—

૧ ૨ ૩ ૪ ૬ ૫ ૮ ૭

**इति क्षेत्रं तथा ज्ञानं, ज्ञेयं चोक्तं समासतः ।**

૯ ૧૦ ૧૧ ૧૨ ૧૩

**मद्भक्त एतद्विज्ञाय, मद्भावायोपपद्यते ॥ १८ ॥**

શ૦:—એ પ્રમાણે ક્ષેત્ર તથા જ્ઞાન અને જ્ઞેય સંક્ષેપથી કહ્યું. મારો ભક્ત એને જાણીને મારા ભાવને માટે યોગ્ય થાય છે. ૧૮

પ્રથમ ક્ષેત્રનામની અપરાપ્રકૃતિનું તથા ક્ષેત્રજ્ઞનામની પરાપ્રકૃતિનું અનાદિપણું કહીને પછી અપરાપ્રકૃતિનાં કાર્યોને કહે છે:—

૧ ૩ ૨ ૭ ૮ ૬ ૪ ૫

**प्रकृतिं पुरुषं चैव, विद्ध्यनादी उभावपि ।**

૧૦ ૯ ૧૨ ૧૧ ૧૪ ૧૫ ૧૩

**विकारांश्च गुणांश्चैव, विद्धि प्रकृतिसंभवान् ॥ १९ ॥**

શ૦:—પ્રકૃતિ અને પુરુષ [ એ ] બંનેને પણ અનાદિજ જાણો, તથા વિકારોને અને ગુણોને પ્રકૃતિથી ઉત્પન્ન થયેલાજ જાણો. ૧૯

હવે પ્રકૃતિમાં કર્તાપણાનું ને પુરુષમાં ભોક્તાપણાનું નિરૂપણ કરે છે:—

१ ३ २ ४
**कार्यकारणकर्तृत्वे, हेतुः प्रकृतिरुच्यते ।**
७ ५ ६ ८ ९
**पुरुषः सुखदुःखानां भोक्तृत्वे हेतुरुच्यते ॥ १० ॥**

શ૦:—કાર્યકારણના કર્તાપણામાં પ્રકૃતિ કારણ કહેવાય છે, [ અને ] સુખદુઃખોના ભોક્તાપણામાં પુરુષ કારણ કહેવાય છે. ૨૦

નિમિત્તવિના અસંગ પુરુષને સંસારીપણું ન સંભવે, માટે પુરુષના સંસારીપણાનું નિમિત્ત કહે છે:—

१ २ ३ ६ ४ ५
**पुरुषः प्रकृतिस्थो हि, भुंक्ते प्रकृतिजान्गुणान् ।**
१० ९ ८ ७
**कारणं गुणसंगोऽस्य, सदसद्योनिजन्मसु ॥ २१ ॥**

શ૦:—પુરુષ પ્રકૃતિમાં રહેલોજ પ્રકૃતિમાંથી ઉત્પન્ન થયેલા ગુણોને ભોગવે છે, [અને] સત તથા અસત [ને સદસત] યોનિના જન્મોમાં આને ગુણોનો સંગ [એજ] કારણ [છે.] ૨૧

હવે પુરુષના વાસ્તવિક સ્વરૂપને કહે છે:—

५ ७ ६ ८ ९ १०
**उपद्रष्टाऽनुमंता च, भर्ता भोक्ता महेश्वरः ।**
१२ १३ ११ १४ १५ २ १ ३ ४
**परमात्मेति चाप्युक्तो, देहेऽस्मिन्पुरुषः परः ॥ २२ ॥**

શ૦:—આ દેહમાં પુરુષ સર્વથી ભિન્ન, સાક્ષી તથા અનુમતિ આપનારો, ભર્તા, ભોક્તા [ ને ] મહેશ્વર [ છે, ] અને [ શ્રુતિમાં તેને ] પરમાત્મા એમ પણ કહ્યો [ છે. ] ૨૨

પુરુષાદિના સ્વરૂપને જાણવાનું ફલ કહે છે:—

१ २ ८ ३ ७ ४ ५ ६
**य एवं वेत्ति पुरुषं, प्रकृतिं च गुणैः सह ।**
१० ११ १२ १४ ९ १३ १५
**सर्वथा वर्तमानोऽपि, न स भूयोऽभिजायते ॥ २३ ॥**

શ૦:—જે એ પ્રમાણે પુરુષને અને વિકારોએ (કાર્યોએ) સહિત પ્રકૃતિને જાણે છે તે સર્વ પ્રકારે વર્તમાન ( રહેતો ) [ છતાં ] પણ ફરીથી જન્મ પામતો નથી. ૨૩

આત્મજ્ઞાનના અધિકારી જનોના ભેદથી આત્મજ્ઞાનનાં સાધનોના વિકલ્પોને કહે છેઃ—

૨ ૩ ૬ ૧ ૪ ૫
**ध्यानेनात्मनि पश्यंति, केचिदात्मानमात्मना ।**
૭ ૮ ૯ ૧૨ ૧૦ ૧૧
**अन्ये सांख्येन योगेन, कर्मयोगेन चापरे ॥ २४ ॥**

**શ૦ઃ**—કેટલાક ધ્યાનવડે [ પોતાની ] બુદ્ધિમાં આત્માને [ ધ્યાનવાળા ] અંતઃકરણવડે જુએ છે, બીજા સાંખ્યયોગવડે અને બીજા કર્મયોગવડે [ જુએ છે. ] ૨૪

હવે કનિષ્ઠતર અધિકારીના આત્મજ્ઞાનના સાધનનું નિરૂપણ કરે છેઃ—

૨ ૧ ૩ ૪ ૬ ૫ ૭
**अन्ये त्वेवमजानंतः, श्रुत्वाऽन्येभ्य उपासते ।**
૮ ૯ ૧૨ ૧૪ ૧૩ ૧૧ ૧૦
**तेऽपि चातितरंत्येव, मृत्युं श्रुतिपरायणाः ॥ २५ ॥**

**શ૦ઃ**—વળી બીજા એ પ્રમાણે નહિ જાણતાં [ છતાં ] બીજાઓથી સાંભળીને [ આત્માને ] ઉપાસે છે તેઓ પણ શ્રવણ-પરાયણ [ થઈ ] મૃત્યુને નિશ્ચયજ ઓળંગી જાય છે. ૨૫

આગળ સંસારનું તથા આત્મજ્ઞાનનું વિસ્તારથી નિરૂપણ કરવું છે માટે પ્રથમ ક્ષેત્રથી અને ક્ષેત્રજ્ઞથી સર્વની ઉત્પત્તિ થયાનું કહે છેઃ—

૨ ૬ ૩ ૫ ૪
**यावत्संजायते किंचित् , सत्त्वं स्थावरजंगमम् ।**
૮ ૭ ૯ ૧
**क्षेत्रक्षेत्रज्ञसंयोगात् , तद्विद्धि भरतर्षभ ॥ २६ ॥**

**શ૦ઃ**—હે અર્જુન ! જે કાંઈ સ્થાવરજંગમ વસ્તુ ઉત્પન્ન થાય છે તેને ક્ષેત્રના અને ક્ષેત્રજ્ઞના સંયોગથી [ઉપજેલી ] જાણો. ૨૬

એવા વિવેકીની દષ્ટિનું નિરૂપણ કરે છેઃ—

૪ ૨ ૩ ૫ ૭
**समं सर्वेषु भूतेषु, तिष्ठंतं परमेश्वरम् ।**
૧ ૬ ૮ ૯ ૧૦ ૧૧
**विनश्यत्स्वविनश्यंतं, यः पश्यति स पश्यति ॥ २७ ॥**

શ૦:—વિનાશ પામનારાં સર્વ ભૂતોમાં સમાન રહેલા [ને] વિનાશ નહિ પામનારા પરમેશ્વરને જે જુએ છે તે [ યથાર્થ ] જુએ છે. ૨૭

પૂર્વોક્ત આત્મદર્શનની ફલવડે સ્તુતિ કરે છેઃ—

૨ ૫ ૬ ૧ ૩ ૪
**समं पश्यन् हि सर्वत्र, समवस्थितमीश्वरम् ।**
૯ ૧૦ ૭ ૮ ૧૧ ૧૪ ૧૨ ૧૩
**न हिनस्त्यात्मनाऽऽत्मानं, ततो याति परां गतिम् ॥ २८ ॥**

શ૦:—સર્વ ઠેકાણે સમાન [ તથા ] નિર્વિકારપણે રહેલા ઈશ્વરને જોતો [ છતો જેથી ] આત્માવડે આત્માને હણતો નથી તેથી [ તે ] શ્રેષ્ઠ ગતિને પામે છે. ૨૮

હવે આત્માને નહિ હણનારા સમ્યગ્દર્શીના સ્વરૂપને કહે છેઃ—

૨ ૩ ૧ ૫ ૬ ૪
**प्रकृत्यैव च कर्माणि, क्रियमाणानि सर्वशः ।**
૭ ૮ ૯ ૧૦ ૧૧ ૧૨ ૧૩
**यः पश्यति तथाऽऽत्मानमकर्तारं स पश्यति ॥ २९ ॥**

શ૦:—અને પ્રકૃતિએજ સર્વપ્રકારે કર્મો કરાતાં જે જુએ છે, તથા આત્માને અકર્તા [ જુએ છે ] તે જુએ છે. ૨૯

એવો વિવેકિપુરુષ સર્વાત્મભાવવડે બ્રહ્મ થવાને યોગ્ય થાય છે એમ કહે છેઃ—

૧ ૨ ૩ ૪
**यदा भूतपृथग्भावमेकस्थमनुपश्यति ।**
૬ ૭ ૫ ૮ ૧૦ ૧૧ ૯
**तत एव च विस्तारं, ब्रह्म संपद्यते तदा ॥ ३० ॥**

શ૦:—જ્યારે ભૂતોના પૃથગ્ભાવને એક[ આત્મા ]માં રહેલા જુએ છે, અને તેથીજ વિસ્તારને [ પામેલા જુએ છે ] ત્યારે [ તે ] બ્રહ્મરૂપ થાય છે. ૩૦

આત્માને આગળ અકર્તા કહેલ છે તે વાતને હવે વિશેષ સ્પષ્ટ કરે છેઃ—

૨ ૩ ૫ ૪ ૬
**अनादित्वान्निर्गुणत्वात्, परमात्मायमव्ययः ।**
૭ ૮ ૧ ૯ ૧૦ ૧૧ ૧૨
**शरीरस्थोऽपि कौंतेय, न करोति न लिप्यते ॥ ३१ ॥**

**શ૦:**—હે કૌંતેય ! અનાદિપણાથી [તથા] નિર્ગુણપણાથી આ પરમાત્મા અવિકારી [ છે. ] શરીરમાં રહેલા [ છતાં ] પણ [ કાંઇ ] કરતા નથી, [ અને ] લેપાતા નથી. ૩૧

પૂર્વોક્ત વિષયને સ્પષ્ટ કરવા ઉદાહરણ આપે છેઃ—

૧ ૨ ૪ ૩ ૫ ૬
**यथा सर्वगतं सौक्ष्म्यादाकाशं नोपलिप्यते ।**
૮ ૧૦ ૯ ૭ ૧૧ ૧૨ ૧૩
**सर्वत्रावस्थितो देहे, तथाऽऽत्मा नोपलिप्यते ॥ ३२ ॥**

**શ૦:**—જેમ સર્વવ્યાપક આકાશ સૂક્ષ્મપણાને લીધે લેપાતું નથી તેમ સર્વ દેહમાં રહેલો આત્મા લેપાતો નથી. ૩૨

વળી પ્રકાશકપણારૂપ હેતુથી પણ આ આત્મામાં નિર્લેપપણું છે એમ ઉદાહરણથી સમજાવે છેઃ—

૨ ૮ ૩ ૬ ૭ ૫ ૪
**यथा प्रकाशयत्येकः, कृत्स्नं, लोकमिमं रविः ।**
૧૨ ૧૦ ૯ ૧૧ ૧૩ ૧
**क्षेत्रं क्षेत्री तथा कृत्स्नं प्रकाशयति भारत ॥ ३३ ॥**

**શ૦:**—હે ભારત ! જેમ એક સૂર્ય આ સર્વ લોકોને પ્રકાશે છે તેમ ક્ષેત્રજ્ઞ સર્વ ક્ષેત્રને પ્રકાશે છે. ૩૩

હવે તેરમા અધ્યાયના વિષયનો ફલસહિત ઉપસંહાર કરે છેઃ—

૨ ૪ ૩ ૫
**क्षेत्रक्षेत्रज्ञयोरेवमंतरं ज्ञानचक्षुषा ।**
૮ ૭ ૧ ૬ ૧૧ ૯ ૧૦
**भूतप्रकृतिमोक्षं च, ये विदुर्यांति ते परम् ॥ ३४ ॥**

**इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे क्षेत्रक्षेत्रज्ञयोगो नाम त्रयोदशोऽध्यायः ॥ १३ ॥**

**શબ્દાર્થઃ**—જેઓ ક્ષેત્રના અને ક્ષેત્રજ્ઞના ભેદને એ પ્રમાણે જ્ઞાનચક્ષુવડે જાણે છે, તથા ભૂતોના કારણરૂપ પ્રકૃતિના અત્યંતાભાવને [ જાણે છે ] તેઓ કૈવલ્યને પામે છે. ૩૪

શ્રીમદ્‌ભગવદ્‌ગીતાના ક્ષેત્રક્ષેત્રજ્ઞવિભાગયોગનામના તેરમા અધ્યાયની
શ્રીનાથશર્મવિરચિત અન્વયાર્થદીપિકાટીકા પૂરી થઈ. ૧૩

ॐ

## અધ્યાય ૧૪ મો

### ગુણત્રયવિભાગયોગ

આ અધ્યાયમાં પ્રકૃતિપુરુષની સ્વતંત્રતાનો અભાવ, ત્રણ ગુણોનાં સ્વરૂપ ને તેઓથી શી રીતે જીવને બંધન થાય છે, તથા તેમનાથી શી રીતે છુટી શકાય છે ઇત્યાદિ વિષયનું નિરૂપણ કરવું છે તેમાં પ્રથમ બે શ્લોકોથી કહેવાના વિષયની સ્તુતિ કરે છેઃ—

३ ५ ६ १ ४ २

**परं भूयः प्रवक्ष्यामि, ज्ञानानां ज्ञानमुत्तमम् ।**

७ ८ १० ९ १२ १३ ११ १४

**यज्ज्ञात्वा मुनयः सर्वे, परां सिद्धिमितो गताः ॥ १ ॥**

**શબ્દાર્થઃ**—જ્ઞાનનાં સાધનોમાંના ઉત્તમ [ તથા ] શ્રેષ્ઠ જ્ઞાનસાધનને [ તમને ] ફરીથી કહીશ, જેને જાણીને સર્વે મુનિઓ આ શરીરબંધનથી પરમ (શ્રેષ્ઠ) કૈવલ્યને પામ્યા [છે ] ૧

१ २ ३ ४ ५ ६

**इदं ज्ञानमुपाश्रित्य, मम साधर्म्यमागताः ।**

७ ८ ९ १० १२ १३ १४ ११

**सर्गेऽपि नोपजायंते, प्रलये न व्यथंति च ॥ २ ॥**

**શ૦ઃ**—આ જ્ઞાનસાધનનું અનુષ્ઠાન કરીને મારા અદ્વિતીય-સ્વરૂપને પામેલા સૃષ્ટિકાલમાં પણ ઉત્પન્ન થતા નથી, અને પ્રલયમાં લય પામતા નથી. ૨

પ્રકૃતિપુરુષમાં સ્વતંત્રપણે સર્વભૂતોનું કારણપણું નથી એમ નીચેના બે શ્લોકોથી કહે છેઃ—

३ ४ २ ५ ७ ८ ६

**मम योनिर्महद्ब्रह्म, तस्मिन्गर्भं दधाम्यहम् ।**

११ १० ९ १२ १

**संभवः सर्वभूतानां, ततो भवति भारत ॥ ३ ॥**

**શ૦ઃ—હે ભારત ! ત્રિગુણાત્મક માયા મારું ગર્ભાધાન**

કરવાનું સ્થાન [ છે, ] તેમાં હું ગર્ભને ધારણ કરું છું, તેથી સર્વભૂતોની ઉત્પત્તિ થાય છે. ૩

૨ ૧ ૪ ૫ ૩

**सर्वयोनिषु कौंतेय, मूर्तयः संभवंति याः ।**

૬ ૮ ૭ ૯ ૧૦ ૧૧ ૧૨

**तासां ब्रह्म महद्योनिरहं बीजप्रदः पिता ॥ ४ ॥**

શ૦:—હે કૌંતેય ! સર્વ યોનિઓમાં ( ઉત્પત્તિનાં કારણો-માં ) જે શરીરો ઉત્પન્ન થાય છે તેઓની ત્રિગુણાત્મક માયા માતા [ છે, અને ] હું બીજ આપનારો પિતા [ છું. ] ૪

હવે પુરુષનો કયા ગુણમાં કેવી રીતે સંગ થાય છે? ગુણો એ શું છે? તથા તે ગુણો કેવી રીતે આ પુરુષને બાંધે છે? એ સર્વને નીચેના ચૌદ શ્લોકોથી કહે છે:—

૨ ૩ ૪ ૫ ૭ ૬

**सत्त्वं रजस्तम इति, गुणाः प्रकृतिसंभवाः ।**

૧૧ ૧ ૮ ૧૦ ૯

**निबध्नंति महाबाहो, देहे देहिनमव्ययम् ॥ ५ ॥**

શ૦:—હે મહાબાહો ! સત્ત્વ, રજસ્ [ ને ] તમસ્ એ પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા ગુણો દેહમાં અવ્યય ( વિકારરહિત ) જીવાત્માને બંધન કરે છે. ૫

હવે કયો ગુણ કોના સંગથી ( સંબંધથી અથવા આસક્તિ-થી ) આ જીવાત્માને બાંધે છે તે કહે છે:—

૨ ૬ ૩ ૪ ૫

**तत्र सत्त्वं निर्मलत्वात्, प्रकाशकमनामयम् ।**

૭ ૧૦ ૯ ૮ ૧

**सुखसंगेन बध्नाति, ज्ञानसंगेन चानघ ॥ ६ ॥**

શ૦:—હે અર્જુન ! તેમાં નિર્મલપણાને લીધે પ્રકાશક [ ને ] દુઃખથી રહિત સત્ત્વગુણ સુખના સંગવડે અને જ્ઞાનના સંગવડે [ જીવાત્માને ] બંધન કરે છે. ૬

૩ ૪ ૫ ૨

**रजो रागात्मकं विद्धि, तृष्णासंगसमुद्भवम् ।**

૬ ૯ ૧ ૮ ૭

**तन्निबध्नाति कौंतेय, कर्मसंगेन देहिनम् ॥ ७ ॥**

શ૦:—હે કૌંતેય! તૃષ્ણાની અને આસંગની ઉત્પત્તિ કરનારા રજોગુણને રાગરૂપ જાણો. તે જીવાત્માને કર્મના સંગવડે બંધન કરે છે. ૭

૩ ૨ ૪ ૫ ૭ ૬
**तमस्त्वज्ञानजं विद्धि, मोहनं सर्वदेहिनाम् ।**
૯ ૮ ૧૦ ૧
**प्रमादालस्यनिद्राभिस्तन्निबध्नाति भारत ॥ ८ ॥**

શ૦:—હે ભારત! વળી તમોગુણને અજ્ઞાનથી ઉત્પન્ન થયેલો જાણો. સર્વદેહીઓને મોહ ઉત્પન્ન કરનારો તે પ્રમાદ, આળસ અને નિદ્રાવડે [ જીવને ] બંધન કરે છે. ૮

પૂર્વોક્ત કાર્યોમાં કયા કાર્યમાં કયા ગુણનો ઉત્કર્ષ છે તે કહે છે:—

૨ ૩ ૪ ૫ ૬ ૧
**सत्त्वं सुखे संजयति, रजः कर्मणि भारत ।**
૯ ૧૦ ૭ ૮ ૧૧ ૧૩ ૧૨
**ज्ञानमावृत्य तु तमः, प्रमादे संजयत्युत ॥ ९ ॥**

શ૦:—હે ભારત! સત્ત્વગુણ સુખમાં જોડે છે, રજોગુણ કર્મમાં [ જોડે છે,] અને તમોગુણ જ્ઞાનને ઢાંકી દઈને પ્રમાદમાંજ જોડે છે. ૯

એ ગુણો પોતપોતાના કાર્યને ક્યારે કરે છે તે કહે છે:—

૨ ૪ ૩ ૫ ૬ ૭ ૧
**रजस्तमश्चाभिभूय, सत्त्वं भवति भारत ।**
૧૨ ૧૦ ૧૧ ૮ ૯ ૧૬ ૧૪ ૧૫ ૧૩
**रजः सत्त्वं तमश्चैव, तमः सत्त्वं रजस्तथा ॥ १० ॥**

શ૦:—હે ભારત! રજોગુણનો અને તમોગુણનો તિરસ્કાર કરીને [ જ્યારે ] સત્ત્વગુણ વૃદ્ધિ પામે છે, તેમજ સત્ત્વગુણનો [ અને ] તમોગુણનો [ તિરસ્કાર કરીને જ્યારે ] રજોગુણ [વૃદ્ધિ પામે છે,] તથા સત્ત્વગુણનો [ ને ] રજોગુણનો [ તિરસ્કાર કરીને જ્યારે ] તમોગુણ [ વૃદ્ધિ પામે છે ત્યારે તે ગુણો પોતપોતાના કાર્યને કરે છે. ] ૧૦

એ સત્ત્વાદિક ત્રણ ગુણોની વૃદ્ધિ કયા કયા ચિહ્નથી જાણવામાં આવે છે તે નીચેના ત્રણ શ્લોકોથી કહે છે:—

૩ ૨ ૧ ૬ ૭
सर्वद्वारेषु देहेऽस्मिन्, प्रकाश उपजायते ।
૫ ૪ ૮ ૧૩ ૧૧ ૯ ૧૨ ૧૦
ज्ञानं यदा तदा विद्याद्विवृद्धं सत्त्वमित्युत ॥ ११ ॥

શ૦:—આ દેહમાં સર્વ ઇંદ્રિયોમાં જ્યારે જ્ઞાનરૂપ પ્રકાશ ઉત્પન્ન થાય છે ત્યારે સત્ત્વગુણજ વિશેષ વધેલો [ છે ] એમ જાણવું. ૧૧

૪ ૫ ૭ ૬ ૮ ૯
लोभः प्रवृत्तिरारंभः, कर्मणामशमः स्पृहा ।
૨ ૧૦ ૧૧ ૩ ૧
रजस्येतानि जायंते, विवृद्धे भरतर्षभ ॥ १२ ॥

શ૦:—હે અર્જુન! રજોગુણની વિશેષ વૃદ્ધિ થયે લોભ, પ્રવૃત્તિ, કર્મોનો આરંભ, અશાંતિ [ ને ] ઇચ્છા એ ઉત્પન્ન થાય છે. ૧૨

૫ ૭ ૬ ૮ ૧૦ ૪ ૯
अप्रकाशोऽप्रवृत्तिश्च, प्रमादो मोह एव च ।
૨ ૧૧ ૧૨ ૩ ૧
तमस्येतानि जायंते, विवृद्धे कुरुनंदन ॥ १३ ॥

શ૦:—હે કુરુનંદન! તમોગુણની વિશેષ વૃદ્ધિ થયેજ અપ્રકાશ અને અપ્રવૃત્તિ [ તેમજ ] પ્રમાદ તથા મોહ એ ઉત્પન્ન થાય છે. ૧૩

હવે મરણસમયમાં વૃદ્ધિ પામેલા એ ત્રણ ગુણોના ફલને નીચેના બે શ્લોકોથી કહે છે:—

૩ ૪ ૫ ૧ ૬ ૭ ૨
यदा सत्त्वे प्रवृद्धे तु, प्रलयं याति देहभृत् ।
૮ ૯ ૧૧ ૧૦ ૧૨
तदोत्तमविदां लोकानमलान्प्रतिपद्यते ॥ १४ ॥

શ૦:—વળી જીવ જ્યારે સત્ત્વગુણ અતિવૃદ્ધિ પામે સતે મૃત્યુને પામે છે ત્યારે [ તે ] ઉપાસક પુરુષોના મલરહિત લોકોને પામે છે. ૧૪

१ २ ३ ४ ५
रजसि प्रलयं गत्वा, कर्मसंगिषु जायते ।
६ ८ ७ ९ १०
तथा प्रलीनस्तमसि, मूढयोनिषु जायते ॥ १५ ॥

શ૦:—રજોગુણમાં મૃત્યુને પામીને મનુષ્યલોકમાં જન્મ પામે છે, તથા તમોગુણમાં મૃત્યુ પામેલા મૂઢયોનિઓમાં જન્મે છે. ૧૫

એ ત્રણ ગુણો પોતાના કર્મદ્વારા જે ફલ ઉપજાવે છે તે કહે છે:—

२ १ ६ ३ ४ ५
कर्मणः सुकृतस्याहुः सात्त्विकं निर्मलं फलम् ।
८ ७ १० ९ १२ ११ १३
रजसस्तु फलं दुःखमज्ञानं तमसः फलम् ॥ १६ ॥

શ૦:—[ મહર્ષિઓ ] સાત્ત્વિક કર્મનું સાત્ત્વિક [ તથા ] નિર્મલ ફલ કહે છે, વળી રાજસ[કર્મ]નું દુઃખરૂપ ફલ [ કહે છે, ને ] તામસ[કર્મ]નું અજ્ઞાનરૂપ ફલ [ કહે છે. ] ૧૬

હવે ફલના વિચિત્રપણામાં પૂર્વોક્ત હેતુને કહે છે:—

१ ३ २ ५ ६ ७ ४
सत्त्वात्संजायते ज्ञानं, रजसो लोभ एव च ।
१० ९ ११ १२ १३ ८
प्रमादमोहौ तमसो, भवतोऽज्ञानमेव च ॥ १७ ॥

શ૦:—સત્ત્વગુણથી જ્ઞાન ઉત્પન્ન થાય છે, અને રજોગુણથી લોભજ [ ઉત્પન્ન થાય છે, ] તથા તમોગુણથી પ્રમાદ તથા મોહ ઉત્પન્ન થાય છે, [ને] અજ્ઞાન પણ [ઉત્પન્ન થાય છે.] ૧૭

સત્ત્વાદિ ગુણની વૃત્તિમાં રહેનારાની ગતિનું નિરૂપણ કરે છે:—

२ ३ १ ५ ६ ४
ऊर्ध्वं गच्छंति सत्त्वस्था, मध्ये तिष्ठंति राजसाः ।
७ ९ १० ८
जघन्यगुणवृत्तिस्था, अधो गच्छंति तामसाः ॥ १८ ॥

શ૦:—સત્ત્વવૃત્તિમાં રહેલા ઉપરના લોકને પામે છે,

રજોવૃત્તિમાં રહેલા મનુષ્યલોકમાં રહે છે, [અને] કનિષ્ઠ (સત્ત્વગુણથી તથા રજોગુણથી ઊતરતા) તમોગુણની વૃત્તિમાં રહેલા તામસ નીચે જાય છે. ૧૮

સમ્યગ્જ્ઞાનથી પુરુષ ગુણોથી મોકળો થાય છે એમ નિરૂપણ કરે છે:—

૬ ૪ ૩ ૫ ૧ ૨ ૭
**नान्यं गुणेभ्यः कर्तारं, यदा द्रष्टाऽनुपश्यति ।**
૯ ૮ ૧૦ ૧૧ ૧૩ ૧૨ ૧૪
**गुणेभ्यश्च परं वेत्ति, मद्भावं सोऽधिगच्छति ॥ १९ ॥**

**શ૦:**—જ્યારે દ્રષ્ટા [ત્રણ] ગુણોથી [ભિન્ન] બીજા કર્તાને નથી જોતો, અને ગુણોથી [આત્માને] પર જાણે છે [ત્યારે] તે મારા ભાવને પામે છે. ૧૯

એવો પુરુષ કેવી રીતે નિર્ગુણભાવને પામે છે તે કહે છે:—

૪ ૨ ૫ ૩ ૮ ૧
**गुणानेतानतीत्य त्रीन्, देही देहसमुद्भवान् ।**
૬ ૭ ૯ ૧૦
**जन्ममृत्युजरादुःखैर् , विमुक्तोऽमृतमश्नुते ॥ २० ॥**

**શ૦:**—દેહની ઉત્પત્તિના બીજરૂપ એ ત્રણ ગુણોનો પરિત્યાગ કરીને જન્મ, મરણ, જરા અને દુઃખોથી અત્યંત મુક્ત [થઈ] પુરુષ મોક્ષને પામે છે.' ૨૦

એવા ગુણાતીત પુરુષનાં લક્ષણ, આચાર તથા તેવી સ્થિતિ પ્રાપ્ત કરવાનો ઉપાય એ સર્વને જાણવાની ઇચ્છાથી અર્જુન શ્રીભગવાનને પૂછે છે:—

## ॥ अर्जुन उवाच ॥

૬ ૭ ૩ ૪ ૨ ૫ ૮ ૧
**कैर्लिंगैस्त्रीन्गुणानेतानतीतो भवति प्रभो ।**
૯ ૧૪ ૧૦ ૧૧ ૧૨ ૧૩ ૧૫
**किमाचारः कथं चैतांस्त्रीन्गुणानतिवर्तते ॥ २१ ॥**

**શ૦:**—અર્જુન બોલ્યાઃ–' હે પ્રભો ! એ ત્રણ ગુણોને ઓળંગી ગયેલો કયાં ચિહ્નો [સહિત] હોય છે ? [તથા] કેવા

આચારવાળો [ હોય છે ? ] અને એ ત્રણ ગુણોને [ તે ] શી રીતે ઓળંગી જાય છે ?' ૨૧

હવે ગુણાતીતપુરુષ કેવાં લક્ષણોવાળો હોય છે એ પ્રથમ પ્રશ્નનું નીચેના શ્લોકથી **શ્રીભગવાન્** ઉત્તર આપે છેઃ—

**॥ श्रीभगवानुवाच ॥**

૩ ૪ ૫ ૬ ૭ ૮ ૧૧ ૧
**प्रकाशं च प्रवृत्तिं च, मोहमेव च पांडव ।**
૯ ૧૦ ૨ ૧૩ ૧૨ ૧૪
**न द्वेष्टि संप्रवृत्तानि, न निवृत्तानि कांक्षति ॥ २२ ॥**

**શ૦:—શ્રીભગવાન્** બોલ્યાઃ–' હે **પાંડવ** ! સારી રીતે પ્રવૃત્ત થયેલા પ્રકાશનો અને પ્રવૃત્તિનો તથા મોહનો [ જે પુરુષ કોઇ સમયે ] પણ દ્વેષ કરતો નથી, તેમજ નિવૃત્ત થયેલાને ઇચ્છતો નથી, [ તે પુરુષ ગુણાતીત કહેવાય છે. ] ૨૨

હવે ગુણાતીત પુરુષનો આચાર કેવો હોય છે એ બીજા પ્રશ્નનું ઉત્તર નીચેના ત્રણ શ્લોકોથી કહે છેઃ—

૨ ૩ ૪ ૧ ૫ ૬
**उदासीनवदासीनो, गुणैर्यो न विचाल्यते ।**
૭ ૯ ૧૦ ૮ ૧૧ ૧૨ ૧૩ ૧૪
**गुणा वर्तंत इत्येव, योऽवतिष्ठति नेंगते ॥ २३ ॥**

શ૦:—જે ઉદાસીનની પેઠે રહ્યો [ છે, ] ગુણોથી ચલાયમાન થતો નથી, [ ને ] ગુણોજ [ પરસ્પર ] વર્તે છે એવી રીતના [ નિશ્ચયવડે ] જે સ્થિત થાય છે, [ તથા ] વ્યાપાર કરતો ( એ નિશ્ચયથી ચલાયમાન થઇ પ્રવૃત્ત થતો ) નથી [ તે પુરુષ ગુણાતીત કહેવાય છે. ] ૨૩

૧ ૨ ૩
**समदुःखसुखः स्वस्थः, समलोष्टाश्मकांचनः ।**
૪ ૬ ૫
**तुल्यप्रियाप्रियो धीरस्तुल्यनिंदात्मसंस्तुतिः ॥ २४ ॥**

**શ૦:**—દુઃખસુખ જેને સમાન છે એવો, સ્વસ્વરૂપમાં સ્થિતિવાળો, માટીનું ઢેફું પથ્થર અને સોનું જેને સમાન છે એવો, પ્રિય ને અપ્રિય જેને સમાન છે એવો, [ ને ] પોતાની

નિંદા ને સ્તુતિ જેને તુલ્ય છે એવો ધીર [પુરુષ ગુણાતીત કહેવાય છે.] ૨૪

१ २ ४ ३

**मानापमानयोस्तुल्यस्तुल्यो मित्रारिपक्षयोः ।**

५ ७ ६ ८

**सर्वारंभपरित्यागी, गुणातीतः स उच्यते ॥ २५ ॥**

**શ૦:**—માનમાં અને અપમાનમાં સમાન, મિત્રના ને શત્રુના પક્ષમાં સમાન [તથા] જેણે સર્વ આરંભનો પરિત્યાગ કર્યો છે એવો તે ગુણાતીત કહેવાય છે. ૨૫

હવે કયા ઉપાયથી એ ત્રણ ગુણોને ઓળંગે છે એ ત્રીજા પ્રશ્નનું ઉત્તર આપે છેઃ—

३ १ २ ४ ५ ६

**मां च योऽव्यभिचारेण, भक्तियोगेन सेवते ।**

७ ९ १० ८ ११ १२

**स गुणान्समतीत्यैतान्, ब्रह्मभूयाय कल्पते ॥ २६ ॥**

**શ૦:**—અને જે મને અનન્યભક્તિયોગવડે સેવે છે તે એ ગુણોને ઓળંગી જઈને બ્રહ્મ થવાને સમર્થ થાય છે. ૨૬

એમ થવામાં પોતાનું મોટાપણું એ હેતુ છે એમ જણાવે છેઃ—

११ १ १३ १२ २ ४ ३

**ब्रह्मणो हि प्रतिष्ठाहममृतस्याव्ययस्य च ।**

६ ५ ७ १० ९ ८

**शाश्वतस्य च धर्मस्य, सुखस्यैकांतिकस्य च ॥ २७ ॥**

**इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे गुणत्रयविभागयोगो नाम चतुर्दशोऽध्यायः ॥१४॥**

**શબ્દાર્થઃ**—જેથી અમૃતરૂપ અને અવ્યયરૂપ તથા શાશ્વતરૂપ [ને] ધર્મરૂપ અને ઐકાંતિક સુખરૂપ [સોપાધિક કારણ] બ્રહ્મનું હું (નિરુપાધિક બ્રહ્મ) વાસ્તવરૂપ [છું તેથી મારા ચિંતનથી મોક્ષની પ્રાપ્તિ યુક્તજ છે.] ૨૭

શ્રીમદ્‌ભગવદ્‌ગીતાના ગુણત્રયવિભાગયોગનામના ચૌદમા અધ્યાયની શ્રીનાથશર્મવિરચિત અન્વયાર્થદીપિકાટીકા પૂરી થઈ. ૧૪

ૐ

# અધ્યાય ૧૫ મો

## પુરુષોત્તમયોગ.

ચૌદમા અધ્યાયના છેલ્લા શ્લોકના વિવરણરૂપ આ પંદરમો અધ્યાય છે. નિર્ગુણસ્વરૂપનું જ્ઞાન સંસારથી વૈરાગ્ય પામ્યા વિના થાય નહિ તેથી તેની પ્રાપ્તિમાટે તે સંસારનું વૃક્ષરૂપે કલ્પના કરીને વર્ણન કરે છે:—

**॥ श्रीभगवानुवाच ॥**

૧ ૨ ૩ ૫ ૪
**ऊर्ध्वमूलमधःशाखमश्वत्थं प्राहुरव्ययम् ।**
૭ ૬ ૮ ૧૦૯ ૧૧ ૧૨ ૧૩
**छंदांसि यस्य पर्णानि, यस्तं वेद स वेदवित् ॥ १ ॥**

**શબ્દાર્થ**:—શ્રીભગવાન્ બોલ્યા:–[ આ સંસારરૂપ પીંપળાના વૃક્ષને શ્રુતિઓ તથા સ્મૃતિઓ] ઊંચા મૂલવાળો, નીચે શાખાઓ-વાળો, અશ્વત્થ ( અનિત્ય ) [ તથા ] અવ્યય કહે છે, જેનાં વેદો પાનડાં [છે,] તેને જે જાણે છે તે વેદને જાણનારો [છે.] ૧

પૂર્વોક્ત સંસારરૂપ વૃક્ષની બીજી કલ્પના કહે છે:—

૩ ૪ ૫ ૬ ૧ ૨ ૭ ૮
**अधश्चोर्ध्वं प्रसृतास्तस्य शाखा, गुणप्रवृद्धा विषयप्रवालाः ।**
૧૦ ૧૧ ૯ ૧૨ ૧૪ ૧૩
**अधश्च मूलान्यनुसंततानि, कर्मानुबंधीनि मनुष्यलोके ॥ २ ॥**

**શ૦**:—તેની શાખાઓ નીચે અને ઉપર પ્રસરેલી [છે, તે] ગુણોવડે અત્યંત વૃદ્ધિ પામેલી [છે, ને] વિષયોરૂપી પલ્લવવાળી [છે.] મૂલો નીચે તથા [ઉપર] પરોવાયેલાં [ છે, જે ] મનુષ્ય-લોકમાં ઉત્તરોત્તર કર્મરૂપ બંધનને ઉત્પન્ન કરનારાં [છે.] ૨

એ વૃક્ષનું અનિર્વચનીયપણું કહીને તેના છેદનનો ઉપાય કહે છે:—

५ ४ २ १ ३ ६ ८ ७ ११ ९ १० १४ १२ १३
**न रूपमस्येह तथोपलभ्यते, नांतो न चादिर्न च संप्रतिष्ठा ।**
१७ १६ १५ १९ १८ २०
**अश्वत्थमेनं सुविरूढमूलमसंगशस्त्रेण दृढेन छित्त्वा ॥ ३ ॥**

શ૦:—આ સંસારમાં [ રહેલા પ્રાણીઓથી ] આનું એવું રૂપ જાણી શકાતું નથી, અંત [ જાણી શકાતો ] નથી, અને આદિ [ પણ જાણી શકાતો ] નથી, તથા મધ્ય [ જાણી શકાતું ] નથી, અત્યંત દૃઢ મૂલવાળા એ અશ્વત્થને દૃઢ વૈરાગ્યરૂપ શસ્ત્રવડે છેદીને, ૩

ત્યારપછી શું કરવું તે કહે છેઃ—

१ ३ २ ४ ५ ६ ८ ९ ७
**ततः पदं तत्परिमार्गितव्यं, यस्मिन्गता न निवर्तंति भूयः ।**
१५ १८ १० १६ १७ १९ ११ १३ १४ १२
**तमेव चाद्यं पुरुषं प्रपद्ये, यतः प्रवृत्तिः प्रसृता पुराणी ॥ ४ ॥**

શ૦:—ત્યારપછી તે પદ અત્યંત શોધવાયોગ્ય [ છે, ] જેમાં રહેલા ફરીથી જન્મ પામતા નથી, તથા જેનાથી [ આ સંસાર-રૂપ વૃક્ષની ] અનાદિ પ્રવૃત્તિ પ્રસરેલી [છે,] તે આદ્ય પુરુષનેજ [હું] પ્રાપ્ત ( શરણ ) થયો છું. ૪

હવે તે આત્મસ્વરૂપને જાણવાનાં અન્ય સાધનોને કહે છેઃ—

१ २ ३ ४
**निर्मानमोहा जितसंगदोषा, अध्यात्मनित्या विनिवृत्तकामाः ।**
६ ७ ५ १२ ८ ११ १० ९
**द्वंद्वैर्विमुक्ताः सुखदुःखसंज्ञैर्, गच्छंत्यमूढाः पदमव्ययं तत् ॥ ५ ॥**

શ૦:—માન ને મોહથી રહિત, સંગદોષ જેમણે જિત્યા છે એવા, પરમાત્માના સ્વરૂપનો વિચાર કરવામાં તત્પર, [દૃશ્યની] ઇચ્છાઓ જેમની અત્યંત નિવૃત્ત થઇ ગઇ છે એવા [ને] સુખ-દુઃખનામવાળાં દ્વંદ્વોથી અત્યંત મુક્ત થયેલા વિદ્વાનો તે અવ્યય પદને પામે છે. ૫

તે પદને (બ્રહ્મસ્વરૂપને) વિશેષણોએ કરીને કહે છેઃ—

७ ५ ८ ६ १० ९ १२ ११
न तद्भासयते सूर्यो, न शशांको न पावकः ।
१ २ ३ ४ १४१६ १५ १३
यद्गत्वा न निवर्तंते, तद्धाम परमं मम ॥ ६ ॥

શ૦:—જેને પામીને [ જ્ઞાનીઓ ] પુનર્જન્મ પામતા નથી તેને સૂર્ય પ્રકાશ કરતો નથી, ચંદ્રમા [ પ્રકાશ કરતો ] નથી, [ને] અગ્નિ [ પ્રકાશ કરતો ] નથી, [ કેમકે ] મારું તે [પદ] સર્વોત્કૃષ્ટ સ્વયંપ્રકાશસ્વરૂપ [ છે. ] ૬

અજ્ઞાનની નિવૃત્તિ થયે જ્ઞાનીની પુનરાવૃત્તિ થતી નથી, ને અજ્ઞાન હોય ત્યાંસુધી મનુષ્યની પુનરાવૃત્તિ થાય છે એમ કહે છે:—

२ ३ ४ १ ६ ५
ममैवांशो जीवलोके, जीवभूतः सनातनः ।
७ ९ ८ १०
मनःषष्ठानींद्रियाणि, प्रकृतिस्थानि कर्षति ॥ ७ ॥

શ૦:—સંસારમાં મારોજ અંશ સનાતન જીવરૂપ [ છે. તે જીવ] મન જેમાં છઠ્ઠું છે એવી પ્રકૃતિમાં રહેલી ઇંદ્રિયોને ખેંચે છે. ૭

વળી એ જીવાત્મા બીજા કયા સમયમાં મનસહિત ઇંદ્રિયોને અવશ્ય ખેંચે છે તે કહે છે:—

६ १७ ५ ४ १० ३ २
शरीरं यदवाप्नोति, यच्चाप्युत्क्रामतीश्वरः ।
९ ८ ११ १४ १५ १२ १३
गृहीत्वैतानि संयाति, वायुर्गंधानिवाशयात् ॥ ८ ॥

શ૦:—જ્યારે જીવાત્મા દેહથી બહાર જાય છે [ ત્યારે તે ઇંદ્રિયોનું આકર્ષણ કરે છે, ] અને જ્યારે [ બીજા ] શરીરને પામે છે [ ત્યારે ] એઓને ગ્રહણ કરીને પણ જાય છે, જેમ [પુષ્પાદિક] સ્થાનમાંથી વાયુ ગંધોને [ગ્રહણ કરીને જાય છે તેમ.] ૮

હવે ઇંદ્રિયોને ગ્રહણ કરીને નીકળવાના પ્રયોજનને કહે છે:—

२ ३ ५ ४ ६ ८ १२ ७
श्रोत्रं चक्षुः स्पर्शनं च, रसनं घ्राणमेव च ।
११ १० ९ १ १३ १४
अधिष्ठाय मनश्चायं, विषयानुपसेवते ॥ ९ ॥

શ૦:—આ [જીવાત્મા] કાનનો, આંખનો તથા સ્પર્શેંદ્રિયનો, જીભનો અને નાકનો તથા મનનો આશ્રય કરીનેજ વિષયોને ભોગવે છે. ૯

એ સૂક્ષ્મતમ આત્માને મૂઢ પુરુષો દેખતા નથી, માત્ર વિવેકી પુરુષોજ તેને દેખે છે એમ કહે છેઃ—

૧ ૩ ૨ ૭ ૫ ૪ ૬
उत्क्रामंतं स्थितं वाऽपि, भुंजानं वा गुणान्वितम् ।
૮ ૯ ૧૦ ૧૨ ૧૧
विमूढा नानुपश्यंति, पश्यंति ज्ञानचक्षुषः ॥ १० ॥

શ૦:—ઉત્ક્રમણ કરનારા, અથવા [સ્થૂલશરીરમાં] રહેલા અથવા [વિષયોને] ભોગવનારા, [તથા] ગુણોવડે યુક્તને પણ અત્યંતમૂઢો દેખતા નથી, [પણ] જ્ઞાનરૂપ ચક્ષુવાળા દેખે છે. ૧૦

નીચેના શ્લોકથી પૂર્વોક્ત વિષયને વિશેષ સ્પષ્ટ કરે છેઃ—

૧ ૨ ૩ ૬ ૭ ૪ ૫
यतंतो योगिनश्चैनं, पश्यंत्यात्मन्यवस्थितम् ।
૮ ૯ ૧૦ ૧૨ ૧૩ ૧૪ ૧૧
यतंतोऽप्यकृतात्मानो, नैनं पश्यंत्यचेतसः ॥ ११ ॥

શ૦:—યત્ન કરતા એવા યોગીઓજ [પોતાની] બુદ્ધિમાં રહેલા એને-એ આત્માને-જુએ છે, [અને] યત્ન કરતાં [છતાં] પણ અશુદ્ધ અંતઃકરણવાળા અવિવેકીઓ એને દેખતા નથી. ૧૧

ચૌદમા અધ્યાયના છેલ્લા શ્લોકમાં કહેલા અર્થના વર્ણન-માટે નીચેના ચાર શ્લોકોથી ભગવાન્ પોતાની વિભૂતિઓને સંક્ષેપમાં કહે છેઃ—

૨ ૧ ૩ ૧૦ ૧૧ ૯
यदादित्यगतं तेजो, जगद्भासयतेऽखिलम् ।
૫ ૪ ૮ ૬ ૭ ૧૨ ૧૩ ૧૫ ૧૪
यच्चंद्रमसि यच्चाग्नौ, तत्तेजो विद्धि मामकम् ॥ १२ ॥

શ૦:—સૂર્યમાં રહેલું જે તેજ [તથા] ચંદ્રમાં [રહેલું]

જે [તેજ] અને અગ્નિમાં [રહેલું] જે [તેજ છે, તથા જે તેજ] આખા જગતનો પ્રકાશ કરે છે તે તેજને [તમે] મારું [સ્વરૂપ] જાણો. ૧૨

३ ४ १ ५ ७ ६ २
**गामाविश्य च भूतानि, धारयाम्यहमोजसा ।**
१४ ८ १३ १२ १० ११ ९
**पुष्णामि चौषधीः सर्वाः, सोमो भूत्वा रसात्मकः ॥ १३ ॥**

શ૦:—અને [પોતાના] બલવડે પૃથ્વીમાં પ્રવેશ કરીને ભૂતોને હું ધારણ કરું છું, તથા રસસ્વભાવવાળા ચંદ્રરૂપ થઇને સર્વ ઔષધીઓને પુષ્ટિવાળી કરું છું. ૧૩

१ २ ३ ४ ५ ६
**अहं वैश्वानरो भूत्वा, प्राणिनां देहमाश्रितः ।**
७ १० ९ ८
**प्राणापानसमायुक्तः, पचाम्यन्नं चतुर्विधम् ॥ १४ ॥**

શ૦:—હું જઠરાગ્નિરૂપ થઇને પ્રાણીઓના દેહને આશ્રયે રહેલો [છું, અને] પ્રાણ તથા અપાનવડે પ્રજ્વલિત થઇ ચાર પ્રકારના અન્નને પચાવું છું. ૧૪

३ १ २ ४ ५ ६ ७ ८ १० ९
**सर्वस्य चाहं हृदि सन्निविष्टो, मत्तः स्मृतिर्ज्ञानमपोहनं च ।**
१३ ११ १२ १४ १५ १६ १७ २१ २० १८ १९
**वेदैश्च सर्वैरहमेव वेद्यो, वेदांतकृद्वेदविदेव चाहम् ॥ १५ ॥**

શ૦:—વળી હું સર્વના હૃદયમાં [જીવાત્મરૂપે] પેઠેલો [છું.] મારાથી સ્મૃતિ [અને] જ્ઞાન તથા [તે સ્મૃતિનો અને જ્ઞાનનો] અભાવ [થાય છે,] અને સર્વ વેદોવડે હુંજ જાણવાયોગ્ય [છું, હું] વેદાંતના અર્થના સંપ્રદાયનો પ્રવર્તક [છું,] અને હુંજ વેદનો જાણનાર [છું.] ૧૫

હવે કાર્યકારણરૂપ બંને ઉપાધિથી રહિત નિરુપાધિક શુદ્ધ સ્વરૂપને નીચેના ત્રણ શ્લોકોથી કહે છેઃ—

२ ३ ५ १ ७ ८ ९ ४ ६
**द्वाविमौ पुरुषौ लोके, क्षरश्चाक्षर एव च ।**
१२ १० ११ १४ १५ १३
**क्षरः सर्वाणि भूतानि, कूटस्थोऽक्षर उच्यते ॥ १६ ॥**

શ૦:—સંસારમાં આ બેજ પુરુષ [ છે, એક ] તો ક્ષર તથા [ બીજો ] અક્ષર. સર્વ ભૂતો ક્ષર કહેવાય છે, [ અને ] કારણરૂપ માયા અક્ષર [ કહેવાય છે. ] ૧૬

એ બંને ઉપાધિઓથી વિલક્ષણ જે ઉત્તમ પુરુષ છે તે પુરુષનું હવે નિરૂપણ કરે છે:—

૨ ૩ ૧ ૪ ૫ ૬ ૭
**उत्तमः पुरुषस्त्वन्यः, परमात्मेत्युदाहृतः ।**
૮ ૯ ૧૦ ૧૧ ૧૨ ૧૩
**यो लोकत्रयमाविश्य, बिभर्त्यव्यय ईश्वरः ॥ १७ ॥**

શ૦:—અને ઉત્તમ પુરુષ [ તો તે બેનાથી ] ભિન્ન પરમાત્મા એ નામથી કહ્યા [ છે. ] જે ત્રણ લોકમાં પ્રવેશ કરીને [ તેને ] ધારણ કરે છે. [ તે ] અવ્યયરૂપ [ છે, તથા ] ઈશ્વરરૂપ [ છે. ] ૧૭

હવે પોતાના પુરુષોત્તમપણાની પ્રસિદ્ધિમાં કારણ કહે છે:—

૧ ૩ ૪ ૨ ૬ ૭ ૫૮
**यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः ।**
૯ ૧૫ ૧૦ ૧૨ ૧૧ ૧૪ ૧૩
**अतोऽस्मि लोके वेदे च, प्रथितः पुरुषोत्तमः ॥ १८ ॥**

શ૦:—જે[ કારણ ]થી હું ક્ષરને ઓળંગી ગયેલો [ છું,] અને અક્ષરથી પણ ઉત્તમ [છું,] આથી લોકમાં અને વેદમાં [હું] પુરુષોત્તમ [ એવા નામથી ] પ્રસિદ્ધ [ થયો ] છું. ૧૮

પુરુષોત્તમ એવા નામના જ્ઞાનનું ફલ કહે છે:—

૨ ૪ ૫ ૩ ૭ ૬
**यो मामेवमसंमूढो, जानाति पुरुषोत्तमम् ।**
૮ ૯ ૧૨ ૧૧ ૧૦ ૧
**स सर्वविद्भजति मां, सर्वभावेन भारत ॥ १९ ॥**

શ૦:—હે અર્જુન ! જે સંમોહથી રહિત [ થઇ ] મને એ પ્રમાણે પુરુષોત્તમરૂપ જાણે છે તે સર્વજ્ઞ [ થાય છે, તથા ] ભક્તિયોગથી મને ભજે છે. ૧૯

હવે આ અધ્યાયના વિષયની સ્તુતિ કરીને અધ્યાયની સમાપ્તિ કરે છે:—

४ ५ ६ ७ ८ ३ १
इति गुह्यतमं शास्त्रमिदमुक्तं मयाऽनघ ।
९ १० ११ १२ १४ १३ २
एतद्बुद्ध्वा बुद्धिमान् स्यात्, कृतकृत्यश्च भारत ॥ २० ॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे पुरुषोत्तमयोगो नाम पंचदशोऽध्यायः ॥ १५ ॥

**શબ્દાર્થ**:--હે પાપરહિત-અર્જુન ! હે ભારત ! મેં પૂર્વોક્તરીતે અત્યંતગુહ્યરૂપ [તથા] શાસ્ત્રરૂપ આ કહ્યું [છે.] એને જાણીને બુદ્ધિમાન્ થાય છે, અને કૃતાર્થ [ થાય છે. ] ૨૦

શ્રીમદ્‌ભગવદ્‌ગીતાના પુરુષોત્તમયોગનામના પંદરમા અધ્યાયની શ્રીનાથશર્મવિરચિત અન્વયાર્થદીપિકાટીકા પૂરી થઈ. ૧૫



ૐ

# અધ્યાય ૧૬ મો

## દૈવાસુરસંપદ્વિભાગયોગ.

ગયા અધ્યાયના બીજા શ્લોકમાં કહેલી વાસનાને નવમા અધ્યાયમાં દૈવી, આસુરી ને રાક્ષસી એ ત્રણ પ્રકારના પ્રાણીઓની પ્રકૃતિરૂપે કહેલી છે, તેમાં દૈવીપ્રકૃતિ ગ્રહણ કરવાયોગ્ય છે, ને આસુરી તથા રાક્ષસી પ્રકૃતિ ત્યાગ કરવાયોગ્ય છે. એ ત્રણ પ્રકૃતિમાંની પ્રથમ પ્રકૃતિને દૈવીસંપત્‌રૂપે ને બીજી બેને આસુરી-સંપત્‌રૂપે આ અધ્યાયમાં વર્ણવવી છે, તેમાં પ્રથમ દૈવીસંપત્‌નું સ્વરૂપ નીચેના ત્રણ શ્લોકોથી કહે છેઃ—

**॥ श्रीभगवानुवाच ॥**

૧ ૨ ૩

**अभयं सत्त्वसंशुद्धिर् , ज्ञानयोगव्यवस्थितिः ।**

૪ ૬ ૫ ૮ ૭ ૯ ૧૦ ૧૧

**दानं दमश्च यज्ञश्च, स्वाध्यायस्तप आर्जवम् ॥ १ ॥**

**શબ્દાર્થ**:—શ્રીભગવાન્ બોલ્યાઃ-અભય, અંતઃકરણની અતિશુદ્ધિ, જ્ઞાનમાં અને યોગમાં દૃઢસ્થિતિ, દાન અને ઇંદ્રિયનિગ્રહ તથા યજ્ઞ, સ્વાધ્યાય, તપ [ને] સરલતા [આ સર્વ દૈવીસંપત્‌રૂપ છે.]૧

૧ ૨ ૩ ૪ ૫ ૬

**अहिंसा सत्यमक्रोधस्त्यागः शांतिरपैशुनम् ।**

૮ ૭ ૯ ૧૦ ૧૧ ૧૨

**दया भूतेष्वलोलुत्वं, मार्दवं ह्रीरचापलम् ॥ २ ॥**

**શ૦**:—અહિંસા, સત્ય, અક્રોધ, ત્યાગ, શાંતિ, અપૈશુન, (ચાડી ન કરવી,) ભૂતોમાં દયા, લલુતા ન કરવી તે, માર્દવ, (મનની કોમલતા,) અકાર્યમાં લોકલજ્જા [ને] અચપલપણું [એ દૈવીસંપત્‌રૂપ છે.] ૨

૨ ૩ ૪ ૫ ૬ ૭

**तेजः क्षमा धृतिः शौचमद्रोहो नातिमानिता ।**

૧૧ ૯ ૮ ૧૦ ૧

**भवंति संपदं दैवीमभिजातस्य भारत ॥ ३ ॥**

શ૦:—હે અર્જુન! તેજ, ક્ષમા, ધીરજ, પવિત્રતા, અદ્રોહ [ને] અત્યંત પૂજ્યપણાની ભાવનાથી રહિતપણું [એ] સત્ત્વગુણુવાળી સંપતને સંપાદન કરીને જન્મેલાને [પ્રાપ્ત] થાય છે. ૩

હવે આસુરીસંપતને સંક્ષેપમાં એક શ્લોકથી કહે છે:—

५ ६ ८ ७ ९ ११ १०
**दंभो दर्पोऽभिमानश्च, क्रोधः पारुष्यमेव च ।**
१३ १२४ १ ३ २
**अज्ञानं चाभिजातस्य, पार्थ संपदमासुरीम् ॥ ४ ॥**

શ૦:—હે પાર્થ! રજસ્તમોગુણુમય [અશુભ] સંપતને સંપાદન કરીને જન્મેલાને દંભ, દર્પ અને અહંકાર, ક્રોધ અને પારુષ્ય (કઠોર ભાષણ,) તથા અજ્ઞાન[આ દોષ]જ [પ્રાપ્ત થાય છે.] ૪

દૈવીસંપતના તથા આસુરીસંપતના ભિન્ન ભિન્ન ફલને કહે છે:-

१ २ ३ ५ ४ ६
**दैवी संपद्विमोक्षाय, निबंधायासुरी मता ।**
१२ १३ ९ ८ १० ११ ७
**मा शुचः संपदं दैवीमभिजातोऽसि पांडव ॥ ५ ॥**

શ૦:—દૈવીસંપત મોક્ષને માટે [ને] આસુરી [સંપત] બંધને માટે માનેલી [છે.] હે પાંડવ! [તમે] દૈવીસંપતને સંપાદન કરીને જન્મેલા છો [માટે] શોક ન કરો. ૫

દૈવી અને આસુરીથી ભિન્ન ત્રીજી મનુષ્યોની સૃષ્ટિ નથી એમ કહે છે:—

४ ६ ३ २ ७ ९ ५ ८
**द्वौ भूतसर्गौ लोकेऽस्मिन्, दैव आसुर एव च ।**
१० ११ १२ १३ १ १४ १५
**दैवो विस्तरशः प्रोक्त, आसुरं पार्थ मे शृणु ॥ ६ ॥**

શ૦:—હે પાર્થ! આ લોકમાં બેજ ભૂતસર્ગ [છે, એક] દૈવ અને [બીજો] આસુર. દૈવ [સર્ગ–સમૂહ] વિસ્તારથી કહ્યો, [હવે] આસુર[સર્ગ]ને મારાથી સાંભળો. ૬

હવે નીચેના બાર શ્લોકોથી આસુરીસંપતને પ્રાણીઓના વિશેષણરૂપથી કહે છે:—

૩ ૪ ૫ ૮ ૨ ૬ ૭ ૧
**प्रवृत्तिं च निवृत्तिं च, जना न विदुरासुराः ।**
૧૧ ૧૦ ૧૬ ૧૫ ૧૩ ૧૪ ૧૮ ૧૭ ૯ ૧૨
**न शौचं नापि चाचारो, न सत्यं तेषु विद्यते ॥ ૭ ॥**

**શ૦:**—આસુરજનો ધર્મને તથા અધર્મને જાણતા નથી, તથા તેઓમાં શૌચ રહેતું નથી, અને આચાર પણ [રહેતો] નથી, સત્ય [ પણ રહેતું ] નથી. ૭

તેઓના વિચારમાં પણ દુષ્ટતા રહેલી હોય છે એમ જણાવે છેઃ—

૩ ૪ ૧ ૨ ૮ ૫
**असत्यमप्रतिष्ठं ते जगदाहुरनीश्वरम् ।**
૬ ૧૦ ૯ ૭
**अपरस्परसंभूतं, किमन्यत्कामहैतुकम् ॥ ८ ॥**

**શ૦:**—તેઓ જગતને અસત્ય, અપ્રતિષ્ઠ, (ધર્માધર્મના આશ્રયવિનાનું,) અનીશ્વર, અપરસ્પરસંભૂત ( સ્ત્રીપુરુષના સંગથી ઉપજેલું ) [ ને ] કામહૈતુક કહે છે, [ તથા ] બીજું શું [ કારણ હોય ? એમ કહે છે. ] ૮

પૂર્વોક્ત દેહાત્મવાદીની તે દૃષ્ટિમાં અનિષ્ટરૂપતાને કહે છેઃ—

૧ ૨ ૩ ૪ ૫
**एतां दृष्टिमवष्टभ्य, नष्टात्मानोऽल्पबुद्धयः ।**
૧૦ ૬ ૯ ૮ ૭
**प्रभवंत्युग्रकर्माणः, क्षयाय जगतोऽहिताः ॥ ९ ॥**

**શ૦:**—એ દૃષ્ટિનો આશ્રય કરીને [તે] નષ્ટાત્માઓ, (જીવતે મુઆજેવા), અલ્પબુદ્ધિવાળા, ઉગ્રકર્મવાળા [તથા પ્રાણીઓના] શત્રુઓ જગત્‌ના નાશને માટે [ વ્યાઘ્રસર્પાદિરૂપે ] ઉત્પન્ન થાય છે. ૯

પુનઃ કાલાંતરે જ્યારે કોઇ કર્મથી તેઓ મનુષ્યયોનિને પામે છે ત્યારે પણ તેઓ પોતાના શ્રેયના ઉપાયમાં પ્રવૃત્ત થતા નથી કિંતુ અશ્રેયના ઉપાયમાંજ પ્રવૃત્ત થાય છે એમ કહે છેઃ—

૨ ૩ ૧ ૪
**काममाश्रित्य दुष्पूरं, दंभमानमदान्विताः ।**
૬ ૮ ૭ ૯ ૫
**मोहाद्‌गृहीत्वाऽसद्‌ग्राहान्, प्रवर्ततेऽशुचिव्रताः ॥ १० ॥**

શ૦:—દુષ્પૂર કામનો આશ્રય કરીને દંભ, માન ને મદ-વડે યુક્ત થયેલા [તથા] અપવિત્રવ્રતવાળા [તેઓ] મોહથી અશુભ નિશ્ચયોને ગ્રહણ કરીને [વેદવિરુદ્ધ કર્મોમાં] પ્રવર્તે છે. ૧૦

પૂર્વોક્ત આસુરપુરુષોને વળી આસુરીસંપતરૂપ અનેક વિશેષણોથી કહે છે:—

૪ ૩ ૧ ૨ ૫
**चिंतामपरिमेयां च, प्रलयांतामुपाश्रिताः ।**
૬ ૭ ૮ ૯
**कामोपभोगपरमा, एतावदिति निश्चिताः ॥ ११ ॥**

શ૦:—અને મુએ જેનો અંત આવે એવી અપરિમિત ચિંતાનો આશ્રય કરનારા, વિષયોના ઉપભોગને પરમપુરુષાર્થ માનનારા [તથા] આ વિષયજન્ય દૃષ્ટ[જ] સુખ [છે] એવા નિશ્ચયવાળા. ૧૧

૧ ૨ ૩
**आशापाशशतैर्बद्धाः, कामक्रोधपरायणाः ।**
૭ ૪ ૫ ૬
**ईहंते कामभोगार्थमन्यायेनार्थसंचयान् ॥ १२ ॥**

શ૦:—આશારૂપી સેંકડો પાશોવડે બંધાયેલા [તથા] કામને અને ક્રોધને પરાયણ થયેલા [તેઓ] વિષયોપભોગને માટે અન્યાયવડે ધનના સંચયને ઇચ્છે છે. ૧૨

તે આસુરજનોની એ પ્રકારની દ્રવ્યની તૃષ્ણાને તેમનાં મનોરાજ્યોને કહીને વર્ણવે છે:—

૧ ૨ ૩ ૪ ૫ ૭ ૬
**इदमद्य मया लब्धमिमं प्राप्स्ये मनोरथम् ।**
૮ ૧૦ ૧૧ ૧૩ ૯ ૧૫ ૧૪ ૧૨
**इदमस्तीदमपि मे, भविष्यति पुनर्धनम् ॥ १३ ॥**

શ૦:—આ [ધન] આજ મેં મેળવ્યું [છે.] આ મનોરથને [હું શીઘ્રજ] પામીશ. આ [ધન] મારું છે, [અને] આ ધન પણ [આવતે વર્ષે] વળી [ઘણું] થશે. ૧૩

હવે તેઓના અભિપ્રાયને કહીને તેમના ક્રોધનું પણ વર્ણન કરે છે:—

२ १ ४ ३ ८ ५ ६ ७
**असौ मया हतः शत्रुर्, हनिष्ये चापरानपि ।**
१० ९ ११ १२ १४ १३ १५ १६
**ईश्वरोऽहमहं भोगी, सिद्धोऽहं बलवान्सुखी ॥ १४ ॥**

**શ૦:**— મેં આ શત્રુ હણ્યો, અને બીજાઓને પણ હણીશ. હું ઈશ્વર, હું ભોગી, હું સિદ્ધ, [હું] બલવાન્ [ને હું] સુખી [છું] ૧૪

ધનથી અથવા કુલથી પણ આ જગતમાં મારા સમાન બીજો કોઇ નથી એમ તે આસુરપુરુષ કહે છેઃ—

१ २ ३ ७ ६ ८ ५ ४
**आढ्योऽभिजनवानस्मि, कोऽन्योऽस्ति सदृशो मया ।**
९ १० ११ १२१३
**यक्ष्ये दास्यामि मोदिष्य, इत्यज्ञानविमोहिताः ॥ १५ ॥**

**શ૦:**— ધનવાન્ [ તથા ] કુલવાન્ [ હુંજ ] છું, મારા સમાન બીજો કોણ છે ? [ હું ] યાગ કરીશ, [ તથા ] દાન કરીશ, [ ને તેથી ] હર્ષ પામીશ. એવી રીતે [ તેઓ ] અજ્ઞાનવડે અતિમોહ પામેલા [ છે. ] ૧૫

१ २
**अनेकचित्तविभ्रांता, मोहजालसमावृताः ।**
४ ३ ७ ६ ५
**प्रसक्ताः कामभोगेषु, पतंति नरकेऽशुचौ ॥ १६ ॥**

**શ૦:**—અનેક પ્રકારના ચિત્તના દુષ્ટ સંકલ્પોથી નાનાપ્રકારની ભ્રાંતિને પામેલા, મોહરૂપી જાલમાં અત્યંત વીંટાયેલા, [ ને ] વિષયભોગોમાં અત્યંત આસક્ત [ તેઓ ] અપવિત્ર નરકમાં પડે છે. ૧૬

કોઇ આસુરપુરુષોની યાગાદિ કર્મમાં પ્રવૃત્તિ જોવામાં આવે છે માટે તેમને નરકની પ્રાપ્તિ થાય છે એમ કહેવું અયુક્ત છે એવી શંકા થાય તો તેના ઉત્તરમાં કહે છેઃ—

१ २ ३
**आत्मसंभाविताः स्तब्धा, धनमानमदान्विताः ।**
८ ५ ४ ७ ६
**यजंते नामयज्ञैस्ते, दंभेनाविधिपूर्वकम् ॥ १७ ॥**

શ૦:—પોતે પોતાની મેળેજ પૂજ્ય થઇ બેઠેલા, નમ્રતા-રહિત, ધનના ને માનના મદવડે યુક્ત તેઓ નામમાત્ર યજ્ઞોવડે વિધિરહિત દંભથી [ પરમાત્માનું ] યજન કરે છે. ૧૭

તે આસુરપુરુષોને વિવેકવૈરાગ્યાદિ જ્ઞાનનાં અંતરંગસાધનો કદી પણ સિદ્ધ થતાં નથી એમ કહે છે:—

૧ ૨ ૩ ૪ ૫ ૭ ૬
**अहंकारं बलं दर्पं, कामं क्रोधं च संश्रिताः ।**
૯૮ ૧૦ ૧૧
**मामात्मपरदेहेषु, प्रद्विषन्तोऽभ्यसूयकाः ॥ १८ ॥**

શ૦:—અહંકાર, બલ, ગર્વ, કામ [ ને ] ક્રોધનો આશ્રય કરનારા, અને પોતાના અને બીજાના દેહોમાં [ રહેલા ] મારો અત્યંત દ્વેષ કરનારા [તથા] ઘણી અસૂયા કરનારા [તેઓ નરકમાં પડે છે. ] ૧૮

તે આસુરપુરુષોનો કદીપણ નિસ્તાર થતો નથી એમ કહે છે:—

૬ ૭ ૧ ૨ ૮ ૩
**तानहं द्विषतः क्रूरान्, संसारेषु नराधमान् ।**
૯ ૪ ૫ ૧૦ ૧૨ ૧૧
**क्षिपाम्यजस्रमशुभानासुरीष्वेव योनिषु ॥ १९ ॥**

શ૦:—દ્વેષ કરનારા, ક્રૂર, નરોમાં અધમ [ ને ] નિરંતર અશુભ કર્મ કરનારાઓ તેઓને હું નરકે જવાના માર્ગોમાં ફેંકું છું, [ ત્યારપછી હું તેમને ] અત્યંત ક્રૂર યોનિઓમાંજ [ નાંખું છું. ] ૧૯

બહુ જન્મોને અંતે પણ તેઓનું આ કલ્પમાં શ્રેય થવાનું નથી એમ કહે છે:—

૨ ૩ ૪ ૭ ૫ ૬
**आसुरीं योनिमापन्ना, मूढा जन्मनि जन्मनि ।**
૮ ૯ ૧૦ ૧ ૧૧ ૧૪ ૧૨ ૧૩
**मामप्राप्यैव कौंतेय, ततो यांत्यधमां गतिम् ॥ २० ॥**

શ૦:—હે કૌંતેય ! આસુરી યોનિને પામેલા [ તેઓ ] જન્મજન્મમાં મૂઢ [ થઇને તથા વેદરૂપ ] મને નહિ પામીનેજ તેથી [ પણ ] અધમ ગતિને પામે છે. ૨૦

હવે આસુરીસંપત્‌ને સંક્ષેપમાં કહે છેઃ—

૪ ૫ ૩ ૬ ૨ ૧
**त्रिविधं नरकस्येदं, द्वारं नाशनमात्मनः ।**
૭ ૮ ૯ ૧૦ ૧૧ ૧૨ ૧૩ ૧૪
**कामः क्रोधस्तथा लोभस्तस्मादेतत्त्रयं त्यजेत् ॥ २१ ॥**

શ૦:—આ પુરુષને અધમયોનિની પ્રાપ્તિ કરનારાં આ ત્રણ પ્રકારનાં નરકનાં દ્વાર [ છે, ] કામ, ક્રોધ અને લોભ. તેટલામાટે [ પુરુષે ] એ ત્રણેને [ સદાગ્રહ રાખીને ] ત્યજવાં જોઇએ. ૨૧

એ ત્રણેનો ત્યાગ કરવાથી થનારા શુભ ફલને કહે છેઃ—

૩ ૫ ૧ ૨ ૪ ૬
**एतैर्विमुक्तः कौंतेय, तमोद्वारैस्त्रिभिर्नरः ।**
૯ ૭ ૮ ૧૦ ૧૩ ૧૧ ૧૨
**आचरत्यात्मनः श्रेयस्ततो याति परां गतिम् ॥ २२ ॥**

શ૦:—હે કૌંતેય! નરકના સાધનભૂત એ ત્રણથી અત્યંત મોકળો થયેલો પુરુષ પોતાના કલ્યાણને આચરે છે તેથી પરમ ગતિને પામે છે. ૨૨

શ્રેયનું ને અશ્રેયનું ભાન શાસ્ત્રદ્વારા થાય છે, અન્યરીતે થતું નથી, માટે શાસ્ત્રનો પરિત્યાગ કરીને પોતાની ઇચ્છાપૂર્વક વર્તનારનો કોઇ પણ પુરુષાર્થ સિદ્ધ થતો નથી એમ કહે છેઃ-

૧ ૨ ૩ ૫ ૪
**यः शास्त्रविधिमुत्सृज्य, वर्तते कामकारतः ।**
૮ ૬ ૭ ૯ ૧૧ ૧૦ ૧૪ ૧૨ ૧૩
**न स सिद्धिमवाप्नोति, न सुखं न परां गतिम् ॥ २३ ॥**

શ૦:—જે [ પુરુષ ] શાસ્ત્રવિધિનો પરિત્યાગ કરીને [ પોતાની ] ઇચ્છામાત્રથી વર્તે છે તે [ પુરુષ ] અંતઃકરણની શુદ્ધિને પામતો નથી, [ આ લોકના ] સુખને [ પામતો ] નથી, [ તથા સ્વર્ગમોક્ષરૂપ ] પરમ ગતિને [ પણ પામતો ] નથી. ૨૩

ઇચ્છાપૂર્વક વર્તનારો પુરુષાર્થથી ભ્રષ્ટ થાય છે માટે શાસ્ત્ર-વિધિથી કર્મો કરવાં એમ કહે છેઃ—

१ ४ ५ २ ३
तस्माच्छास्त्रं प्रमाणं ते, कार्याकार्यव्यवस्थितौ ।
९ ७ ८ १० ६ ११
ज्ञात्वा शास्त्रविधानोक्तं, कर्म कर्तुमिहार्हसि ॥ २४ ॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे दैवासुरसंपद्विभागयोगो नाम षोडशोऽध्यायः ॥१६॥

**શબ્દાર્થ:**—તે કારણથી તમારે કાર્ય અને અકાર્યની વ્યવસ્થામાં શાસ્ત્ર પ્રમાણ [ છે. ] અહીં શાસ્ત્રે વિધાન કરેલા કર્મને જાણીને [ તમે યુદ્ધાદિ કર્મ ] કરવાને યોગ્ય છો.' ૨૪

શ્રીમદ્ભગવદ્ગીતાના દૈવાસુરસંપદ્વિભાગયોગનામના સોળમા અધ્યાયની
શ્રીનાથશર્મવિરચિત અન્વયાર્થદીપિકાટીકા પૂરી થઇ. ૧૬



ॐ

# અધ્યાય ૧૭ મો

## શ્રદ્ધાત્રયવિભાગયોગ.

શાસ્ત્રવિધિપ્રમાણે વર્તનારાને દેવ ગણવા, ને શાસ્ત્રવિધિનો પરિત્યાગ કરી સ્વેચ્છાપ્રમાણે વર્તનારાને અસુર ગણવા એવો નિર્ણય ગયા અધ્યાયના અંતમાં કર્યો, પણ શાસ્ત્રવિધિનો આલસ્યાદિક દોષથી પરિત્યાગ કરી પોતાના પિતાપિતામહાદિક વૃદ્ધપુરુષોના વ્યવહારમાત્રથી શ્રદ્ધાપૂર્વક નિષિદ્ધકર્મોનો પરિત્યાગ ને વિહિતકર્મોનું અનુષ્ઠાન કરનારાને શામાં ગણવા તેનો નિર્ણય કર્યો નહિ માટે **અર્જુન શ્રીભ**ગવાન્‌ને પૂછે છેઃ—

### ॥ अर्जुन उवाच ॥

२ ३ ४ ७ ५ ६

**ये शास्त्रविधिमुत्सृज्य, यजंते श्रद्धयाऽन्विताः ।**

८ ११ ९ १० १ १२ १३ १४ १५

**तेषां निष्ठा तु का कृष्ण, सत्त्वमाहो रजस्तमः ॥ १ ॥**

**શબ્દાર્થઃ**—અર્જુન બોલ્યાઃ—'હે **શ્રીકૃષ્ણ** ! જેઓ શાસ્ત્રવિધિનો પરિત્યાગ કરીને શ્રદ્ધાવડે યુક્ત [થઇ] પૂજન કરે છે તેઓની વળી કયા પ્રકારની નિષ્ઠા [ છે ? ] સાત્ત્વિકી અથવા રાજસીતામસી ?' ૧

અર્જુનના પૂર્વોક્ત સંશયની નિવૃત્તિ કરવામાટે **શ્રીભ**ગવાન્ તે શ્રદ્ધાના ભેદને કહે છેઃ—

### ॥ श्रीभगवानुवाच ॥

११ १३ ४ १ २ ३

**त्रिविधा भवति श्रद्धा, देहिनां सा स्वभावजा ।**

५ ७ ६ १२ ९ ८ १० १४ १५

**सात्त्विकी राजसी चैव, तामसी चेति तां शृणु ॥ २ ॥**

**શ૦ઃ**—**શ્રીભ**ગવાન્ બોલ્યાઃ—'દેહાભિમાનીઓની તે સ્વભાવ-

જન્ય શ્રદ્ધા સાત્ત્વિકી અને રાજસી તથા તામસી એમ ત્રણ પ્રકારનીજ થાય છે તેને સાંભળો. ૨

વાસનારૂપ નિમિત્તકારણની વિચિત્રતાથી શ્રદ્ધાનું વિચિત્રપણું કહી હવે તે શ્રદ્ધાના ઉપાદાનકારણરૂપ અંતઃકરણની વિચિત્રતાથી તે શ્રદ્ધાનું વિચિત્રપણું કહે છેઃ—

૩ ૨ ૪ ૫ ૧

**सत्त्वानुरूपा सर्वस्य, श्रद्धा भवति भारत ।**

૮ ૬ ૭ ૯ ૧૦ ૧૧ ૧૨ ૧૩

**श्रद्धामयोऽयं पुरुषो, यो यच्छ्रद्धः स एव सः ॥ ३ ॥**

શ૦:—હે ભારત ! સર્વની [પોતાના] અંતઃકરણને અનુસારે શ્રદ્ધા થાય છે. [એવી રીતે] આ પુરુષ શ્રદ્ધાવાળો [થાય છે માટે] જે [પુરુષ] જે શ્રદ્ધાવાળો [થાય છે] તે [પુરુષ] તે[ શ્રદ્ધાવાળો ]જ [કહેવાય છે.] ૩

તેઓની તે શ્રદ્ધા તેમના દેવપૂજનાદિક કાર્યરૂપ ચિહ્નથી અનુમાનવડે જાણવામાં આવે છે એમ કહે છેઃ—

૩ ૪ ૨ ૫ ૬

**यजंते सात्त्विका देवान्, यक्षरक्षांसि राजसाः ।**

૭ ૯ ૮ ૧૧ ૧૦ ૧૨ ૧

**प्रेतान्भूतगणांश्चान्ये, यजंते तामसा जनाः ॥ ४ ॥**

શ૦:—[જે] મનુષ્યો દેવોને પૂજે છે [તેઓ] સાત્ત્વિકો [જાણવા, અને જેઓ] યક્ષોને અને રાક્ષસોને [પૂજે છે તેઓ] રાજસો [જાણવા, અને જેઓ] પ્રેતોને અને ભૂતોના સમૂહોને પૂજે છે [તે] બીજા [પુરુષો] તામસો [જાણવા.] ૪

રાજસતામસભાવનો પરિત્યાગ નહિ કરીને શાસ્ત્રે નિષિદ્ધ કરેલા માર્ગનું જેઓ અનુસરણ કરે છે તેઓ આ લોકમાં તથા પરલોકમાં કેવલ દુઃખનાજ ભાગી થાય છે એમ નીચેના બે શ્લોકોથી કહે છેઃ—

૫ ૬ ૮ ૩ ૭ ૪

**अशास्त्रविहितं घोरं, तप्यंते ये तपो जनाः ।**

૧ ૨

**दंभाहंकारसंयुक्ताः, कामरागबलान्विताः ॥ ५ ॥**

શ૦:—દંભ અને અહંકારથી સંયુક્ત એવા [ તથા ] કામ, રાગ અને બલવડે યુક્ત એવા જે જનો શાસ્ત્રે નહિ કહેલા ઘોર તપને કરે છે [તેમને આસુરનિશ્ચયવાળા જાણો.] ૫

૩ ૧ ૨ ૯
**कर्षयंतः शरीरस्थं, भूतग्राममचेतसः ।**
૭ ૪ ૮ ૫ ૬ ૧૦ ૧૨ ૧૧
**मां चैवांतःशरीरस्थं, तान्विद्ध्यासुरनिश्चयान् ॥ ६ ॥**

શ૦:—[ તથા જેઓ પોતાના ] શરીરમાં રહેલાં [ પાંચ ] ભૂતોના સમૂહને કૃશ કરે છે, અને શરીરની અંતર રહેલા મને પણ [ કૃશ કરે છે, તથા ] અવિવેકવાળા [છે] તેઓને [ તમે ] આસુરનિશ્ચયવાળા જાણો. ૬

સાત્ત્વિકોનું ગ્રહણ કરાવવામાટે તથા રાજસતામસોનો પરિત્યાગ કરાવવામાટે આહાર, યજ્ઞ, તપ અને દાન એ ચારના ત્રિવિધપણાને કહે છે:—

૪ ૧ ૫ ૨ ૬ ૭ ૩
**आहारस्त्वपि सर्वस्य, त्रिविधो भवति प्रियः ।**
૯ ૧૦ ૮ ૧૧ ૧૨ ૧૪ ૧૩ ૧૫
**यज्ञस्तपस्तथा दानं, तेषां भेदमिमं शृणु ॥ ७ ॥**

શ૦:—વળી સર્વનો પ્રિય આહાર પણ ત્રણ પ્રકારનો હોય છે; તથા યજ્ઞ, તપ [ ને ] દાન [ પણ ત્રણ પ્રકારનાં હોય છે; ] તેઓના આ [ સાત્ત્વિકાદિ ] ભેદને [ તમે ] સાંભળો. ૭

તેમાં આહારના સાત્ત્વિકાદિ ભેદને નીચેના ત્રણ શ્લોકોથી કહે છે:—

૧
**आयुःसत्त्वबलारोग्यसुखप्रीतिविवर्धनाः ।**
૨ ૩ ૪ ૫ ૬ ૭
**रस्याः स्निग्धाः स्थिरा हृद्या, आहाराः सात्त्विकप्रियाः ॥ ८ ॥**

શ૦:—આયુષ્ બુદ્ધિસામર્થ્ય બલ આરોગ્ય સુખ અને રુચિ વધારનારા, સ્વાદવાળા, ચીકણા, સ્થિર [ રહેનારા ને ] હૃદયને પ્રસન્નતા આપે એવા આહારો સાત્ત્વિકને પ્રિય [છે.] ૮

१
**कट्वम्ललवणात्युष्णतीक्ष्णरूक्षविदाहिनः ।**
३ ४ ५ २
**आहारा राजसस्येष्टा, दुःखशोकामयप्रदाः ॥ ९ ॥**

**શ૦:**—[ અતિ ]કડવા, [ અતિ ]ખાટા, [ અતિ ]ખારા, અત્યંત ઊના, [ અતિ ]તીખા, [ અતિ ]લૂખા અને અતિદાહ કરનારા, [ તથા ] દુઃખ શોક અને રોગ ઉપજાવનાર આહારો રાજસને પ્રિય [ છે. ] ૯

३ ४ ५ ६ १ २
**यातयामं गतरसं, पूति पर्युषितं च यत् ।**
७ ८ ९ १० ११ १२
**उच्छिष्टमपि चामेध्यं, भोजनं तामसप्रियम् ॥ १० ॥**

**શ૦:**—તથા જે અર્ધ પાકેલું, રસવિનાનું, દુર્ગંધવાળું, [ એક રાત જવાથી ] ટાઢું, ( વાસી, ) એઠું અને વળી યજ્ઞને અયોગ્ય [ એવું ] ભોજન [ તે ] તામસને પ્રિય [ છે. ] ૧૦

હવે સાત્ત્વિક, રાજસ તથા તામસ એ ત્રણ પ્રકારના યજ્ઞોને કહે છે:—

१ ९ ८ ७ १०
**अफलाकांक्षिभिर्यज्ञो, विधिदृष्टो य इज्यते ।**
२ ३ ४ ५ ६ ११ १२
**यष्टव्यमेवेति मनः, समाधाय स सात्त्विकः ॥ ११ ॥**

**શ૦:**—ફલની ઇચ્છાવિનાનાએ યજન અવશ્ય કરવાયોગ્ય-જ [ છે ] એમ મનને નિશ્ચયવાળું કરીને જે શાસ્ત્રવિહિત યજ્ઞ અનુષ્ઠાન કરાય છે તે સાત્ત્વિક [ કહેવાય છે. ] ૧૧

४ २ ३ ७ ८ ५ ६ ९
**अभिसंधाय तु फलं, दंभार्थमपि चैव यत् ।**
१० १ ११ १२ १४ १३
**इज्यते भरतश्रेष्ठ, तं यज्ञं विद्धि राजसम् ॥ १२ ॥**

**શ૦:**—હે અર્જુન ! વળી ફલને ઉદ્દેશે કરીને અને વળી દંભને અર્થે પણ જે [ યજ્ઞ ] અનુષ્ઠાન કરાય છે તે યજ્ઞને [તમે] રાજસ જાણો. ૧૨

**विधिहीनमसृष्टान्नं, मंत्रहीनमदक्षिणम् ।**
**श्रद्धाविरहितं यज्ञं, तामसं परिचक्षते ॥ १३ ॥**

શ૦:—શાસ્ત્રના વિધિરહિત, અન્નદાનથી રહિત, મંત્રરહિત, દક્ષિણારહિત [ તથા ] શ્રદ્ધાથી અત્યંતરહિત [ એવા ] યજ્ઞને [ વેદને જાણનારા શિષ્ટજનો ] તામસ [ યજ્ઞ ] કહે છે. ૧૩

હવે શરીરના, વાણીના ને મનના તપને કહે છે:—

**देवद्विजगुरुप्राज्ञपूजनं शौचमार्जवम् ।**
**ब्रह्मचर्यमहिंसा च, शारीरं तप उच्यते ॥ १४ ॥**

શ૦:—દેવ દ્વિજ ગુરુ અને પ્રાજ્ઞનું પૂજન, [ શરીરની ] પવિત્રતા, સરલતા, બ્રહ્મચર્ય અને અહિંસા [ એ સર્વ ] શરીરસંબંધી તપ કહેવાય છે. ૧૪

**अनुद्वेगकरं वाक्यं, सत्यं प्रियहितं च यत् ।**
**स्वाध्यायाभ्यसनं चैव, वाङ्मयं तप उच्यते ॥ १५ ॥**

શ૦:—ઉદ્વેગ નહિ કરનારું, સત્ય અને પ્રિય લાગે એવું તથા હિત કરનારું જે વાક્ય, તેમજ વેદોનો અભ્યાસ [ એ સર્વ ] વાચિક તપ કહેવાય છે. ૧૫

**मनःप्रसादः सौम्यत्वं, मौनमात्मविनिग्रहः ।**
**भावसंशुद्धिरित्येतत्, तपो मानसमुच्यते ॥ १६ ॥**

શ૦:—મનની પ્રસન્નતા, સૌમ્યપણું, મૌન અને મનોનિગ્રહ [ ને ] હૃદયની શુદ્ધિ એમ એ [ સર્વ ] તપ માનસ [ તપ ] કહેવાય છે. ૧૬

એ ત્રણ પ્રકારના તપના સાત્ત્વિક, રાજસ તથા તામસ એ ત્રણ પ્રકારના ભેદને નીચેના ત્રણ શ્લોકોથી કહે છે:—

૫ ૪ ૬ ૯ ૭૮ ૩
**श्रद्धया परया तप्तं, तपस्तत्त्रिविधं नरैः ।**
૧ ૨ ૧૦ ૧૧
**अफलाकांक्षिभिर्युक्तैः, सात्त्विकं परिचक्षते ॥ १७ ॥**

શ૦:—ફલની ઇચ્છાવિના એકાગ્રચિત્તવાળા પુરુષોએ પરમ શ્રદ્ધાવડે કરેલું તે (પૂર્વોક્ત) ત્રણ પ્રકારનું [ જે ] તપ [ છે તે તપને શિષ્ટજનો ] સાત્ત્વિક [ તપ ] કહે છે. ૧૭

૪ ૩ ૫ ૧ ૬ ૨
**सत्कारमानपूजार्थं, तपो दंभेन चैव यत् ।**
૭ ૮૧૧ ૧૦ ૯ ૧૨૧૩
**क्रियते तदिह प्रोक्तं, राजसं चलमध्रुवम् ॥ १८ ॥**

શ૦:—અને જે તપ સત્કાર, માન અને પૂજાને માટે દંભવડેજ કરાય છે તેને રાજસ [ તપ ] કહેલું [ છે. તે ] આ લોકમાં [ ફલ આપે છે, ને ] ચલ [તથા] અધ્રુવ [ છે. ] ૧૮

૩ ૪ ૧ ૫ ૬ ૨
**मूढग्राहेणात्मनो यत्, पीडया क्रियते तपः ।**
૮ ૯ ૭ ૧૧ ૧૨ ૧૩
**परस्योत्सादनार्थं वा, तत्तामसमुदाहृतम् ॥ १९ ॥**

શ૦:—જે તપ દુરાગ્રહવડે પોતાના [ દેહાદિને ] પીડા કરીને કરાય છે, અથવા બીજાના વિનાશને અર્થે [ કરાય છે, ] તે [ તપ શિષ્ટપુરુષોએ ] તામસ કહેલું [ છે. ] ૧૯

હવે દાનના સાત્ત્વિકાદિ ત્રણ પ્રકારના ભેદને કહે છે:—

૧ ૨ ૩ ૪ ૧૧ ૯
**दातव्यमिति यद्दानं, दीयतेऽनुपकारिणे ।**
૫ ૭ ૬ ૧૦ ૮ ૧૨૧૩ ૧૪ ૧૫
**देशे काले च पात्रे च, तद्दानं सात्त्विकं स्मृतम् ॥ २० ॥**

શ૦:—દાન અવશ્ય કરવાયોગ્ય [ છે ] એવી રીતના [ નિશ્ચયવડે ] જે દાન [ ઉત્તમ ] દેશમાં અને [ ઉત્તમ ] કાલમાં તથા ઉપકાર નહિ કરનાર કિંવા ઉપકાર નહિ માનનાર પાત્રને અપાય છે તે દાન સાત્ત્વિક કહ્યું [ છે. ] ૨૦

२ ३ ४ ६ ७ ५ १
यत्तु प्रत्युपकारार्थं, फलमुद्दिश्य वा पुनः ।
१० ८ ९ ११ १२ १३ १४
दीयते च परिक्लिष्टं, तद्दानं राजसं स्मृतम् ॥ २१ ॥

શ૦:—વળી જે [ દાન ] અવશ્ય સામા ઉપકારમાટે અથવા ફલને ઉદ્દેશીને અને અતિક્લેશયુક્ત [ થઈને ] દેવાય છે તે દાન [ શિષ્ટ પુરુષોએ ] રાજસ કહ્યું [ છે. ] ૨૧

४ २ ३ ५ १ ८
अदेशकाले यद्दानमपात्रेभ्यश्च दीयते ।
६ ७ ९ १० ११
असत्कृतमवज्ञातं, तत्तामसमुदाहृतम् ॥ २२ ॥

શ૦:—અને જે દાન અપવિત્ર દેશકાલમાં, અપાત્રોને સત્કારરહિત [ તથા ] અવજ્ઞાપૂર્વક અપાય છે તે [ દાન શિષ્ટ-પુરુષોએ ] તામસ કહેલું [ છે. ] ૨૨

યજ્ઞાદિમાં પ્રમાદાદિથી કાંઇ વિગુણુતા રહી જાય તો તેની નિવૃત્તિમાટે ૐ तत्सत એ પરમાત્માના નામના ઉચ્ચારણરૂપ સામાન્ય પ્રાયશ્ચિત્તને કહે છે:—

१ २ ५ ४ ३ ६
ॐ तत्सदिति निर्देशो, ब्रह्मणस्त्रिविधः स्मृतः ।
९ ७ ११ १० १३ १२ १४ ८
ब्राह्मणास्तेन वेदाश्च, यज्ञाश्च विहिताः पुरा ॥ २३ ॥

શ૦:—ૐ તત્ સત્ એવી રીતનું ત્રણ અવયવવાળું બ્રહ્મનું નામ [ બ્રહ્મજ્ઞાનીઓએ ] સ્મરણ કરેલું [ છે. ] તેવડે [ સૃષ્ટિના ] આદિકાલમાં [ પ્રજાપતિએ ] બ્રાહ્મણો અને વેદો તથા યજ્ઞો સૃજ્યા [ છે. ] ૨૩

ૐ તત્સત્ એ પરમાત્માના નામનું વ્યાખ્યાન નીચેના ચાર શ્લોકોથી કરે છે, તેમાં પ્રથમ નીચેના શ્લોકથી ૐ એ શબ્દનું વ્યાખ્યાન કરે છે:—

१ २ ३ ४ ७
तस्मादोमित्युदाहृत्य, यज्ञदानतपःक्रियाः ।
९ ६ ८ ५
प्रवर्तंते विधानोक्ताः सततं ब्रह्मवादिनाम् ॥ २४ ॥

શ૦:—તેટલામાટે ૐ એવી રીતના શબ્દનું ઉચ્ચારણ કરીને વેદવેત્તાઓની વિધિશાસ્ત્રે કહેલી યજ્ઞ, દાન અને તપરૂપ ક્રિયાઓ નિરંતર પ્રવર્તે છે. ૨૪

२ ३ ५ ४ ६
तदित्यनभिसंधाय, फलं यज्ञतपःक्रियाः ।
९ ७ ८ १० १
दानक्रियाश्च विविधाः, क्रियंते मोक्षकांक्षिभिः ॥ २५ ॥

શ૦:—મોક્ષને ઇચ્છનારાઓએ તત્ એ શબ્દનું [ ઉચ્ચારણ કરીને ] ફલને ન ઇચ્છીને યજ્ઞરૂપ અને તપરૂપ ક્રિયાઓ તથા વિવિધ દાનક્રિયાઓ કરાય છે. ૨૫

હવે નીચેના શ્લોકોથી સત્ એ શબ્દનું વ્યાખ્યાન કરે છેઃ-

२ ४ ३ ५ ६ ७ ८
सद्भावे साधुभावे च, सदित्येतत्प्रयुज्यते ।
१० ११ ९ १२ १ १३
प्रशस्ते कर्मणि तथा, सच्छब्दः पार्थ युज्यते ॥ २६ ॥

શ૦:—હે પાર્થ! સદ્ભાવમાં અને સાધુભાવમાં સત્ એવી રીતનો આ [ શબ્દ ] જોડાય છે, તથા શ્રેષ્ઠ કર્મમાં [ પણ ] સત શબ્દ જોડાય છે. ૨૬

२ ३ ५ १ ६ ७ ८ ४ ९
यज्ञे तपसि दाने च, स्थितिः सदिति चोच्यते ।
१२ १० १३ ११ १४ १५ १६ १७
कर्म चैव तदर्थीयं, सदित्येवाभिधीयते ॥ २७ ॥

શ૦:—અને યજ્ઞમાં, તપમાં તથા દાનમાં [ જે ] સ્થિતિ [ તે પણ ] સત એમ કહેવાય છે, તથા તદર્થીય ( પરમાત્મામાટેનું ) કર્મ પણ સત એમજ કહેવાય છે. ૨૭

શ્રદ્ધારહિતપણે શાસ્ત્રીયવિધિનો પરિત્યાગ કરીને કરેલાં યજ્ઞાદિ કર્મોનો વિગુણતારૂપ દોષ ૐ તત્સત્ એ નામથી દૂર થતો નથી, કેમકે શ્રદ્ધાવિના કરેલાં સર્વ કર્મો નિષ્ફલજ ગણાય છે એમ પ્રતિપાદન કરે છેઃ—

२ ३ ४ ५ ६ ९ ७ ८
अश्रद्धया हुतं दत्तं, तपस्तप्तं कृतं च यत् ।
१० ११ १२ १ १६ १३ १४ १५ १८ १७
असदित्युच्यते पार्थ, न च तत्प्रेत्य नो इह ॥ २८ ॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे श्रद्धात्रयविभागयोगो नाम सप्तदशोऽध्यायः॥१७॥

**શબ્દાર્થઃ**--હે પાર્થ ! અશ્રદ્ધાવડે હોમેલું, દાન કરેલું, તપ કરેલું અને જે [ બીજું કર્મ ] કરેલું [ હોય તે સર્વ ] અસત એમ કહેવાય છે, કેમકે તે [ શ્રદ્ધારહિત કર્મ ] પરલોકમાં [ પણ ફલ આપતું ] નથી, [ તેમ ] આ લોકમાં [ પણ ફલ આપતું ] નથી. ૨૮

શ્રીમદ્‌ભગવદ્‌ગીતાના શ્રદ્ધાત્રયવિભાગયોગનામના સત્તરમા અધ્યાયની શ્રીનાથશર્મવિરચિત અન્વયાર્થદીપિકાટીકા પૂરી થઈ. ૧૭



ૐ

# અધ્યાય ૧૮ મો
## મોક્ષયોગ.

કર્મી પુરુષોના સાત્ત્વિકાદિ ત્રણ પ્રકારના ભેદો ગયા અધ્યાયમાં કહ્યા, હવે છઠ્ઠા અધ્યાયના પહેલા શ્લોકમાં કહેલા ગૌણસંન્યાસને વિશેષપણે જાણવાની ઇચ્છાથી **અર્જુન શ્રી-ભગવાન્‌ને** પૂછે છેઃ––

**॥ अर्जुन उवाच ॥**

૪ ૧ ૭ ૧૦ ૯

**संन्यासस्य महाबाहो, तत्त्वमिच्छामि वेदितुम् ।**

૬ ૫ ૨ ૮ ૩

**त्यागस्य च हृषीकेश, पृथक्केशिनिषूदन ॥ १ ॥**

**શબ્દાર્થઃ**—અર્જુન બોલ્યાઃ–‘ હે મહાબાહો ! હે હૃષીકેશ ! હે કેશિદૈત્યનો નાશ કરનારા ! [ હું ] સંન્યાસના અને ત્યાગના તત્ત્વને (સ્વરૂપને) ભિન્ન [ ભિન્ન ] જાણવાને ઇચ્છું છું.’ ૧

**શ્રીભગવાન્** પૂર્વોક્ત પ્રશ્નનું ઉત્તર કહે છેઃ––

૧ ૨ ૩ ૫ ૪ ૬

**काम्यानां कर्मणां न्यासं, संन्यासं कवयो विदुः**

૮ ૧૦ ૯ ૭

**सर्वकर्मफलत्यागं, प्राहुस्त्यागं विचक्षणाः ॥ २ ॥**

**શ૦ઃ—શ્રીભગવાન્** બોલ્યાઃ–‘ કામ્યકર્મોના ત્યાગને વિદ્વાનો સંન્યાસ જાણે છે, [ અને ] વિચારમાં કુશલ [ પુરુષો ] સર્વ કર્મોના ફલોના ત્યાગને ત્યાગ કહે છે. ૨

હવે કર્મોના પરિત્યાગવિષે વાદીઓના મત કહે છેઃ––

૩ ૧ ૪ ૫ ૨ ૭ ૬

**त्याज्यं दोषवदित्येके, कर्म प्राहुर्मनीषिणः ।**

૯ ૧૦ ૧૧ ૧૨ ૮ ૧૩

**यज्ञदानतपःकर्म, न त्याज्यमिति चापरे ॥ ३ ॥**

**શ૦ઃ**—દોષવાળું કર્મ ત્યાગ કરવાયોગ્ય [ છે ] એમ કેટલાએક બુદ્ધિમાન્ [ પુરુષો ] કહે છે, અને યજ્ઞ, દાન અને

તપરૂપ કર્મ ત્યાગ કરવાયોગ્ય નથી એમ બીજા [ કેટલાએક બુદ્ધિમાન્ પુરુષો કહે છે. ] ૩

હવે એ વિષયમાં પોતાના નિશ્ચયને નીચેના ત્રણ શ્લોકો થી કહે છે:—

૫ ૬ ૪ ૨ ૩ ૧
**निश्चयं शृणु मे तत्र, त्यागे भरतसत्तम ।**
૯ ૮ ૭ ૧૦ ૧૧
**त्यागो हि पुरुषव्याघ्र, त्रिविधः संप्रकीर्तितः ॥ ४ ॥**

**શ૦:—હે ભરતસત્તમ!—હે અર્જુન!** તે ત્યાગમાં મારા નિશ્ચયને સાંભળો, હે પુરુષવ્યાઘ્ર! નિશ્ચય ત્યાગ ત્રણ પ્રકારનો કહેલો છે. ૪

૧ ૨ ૩ ૫ ૬ ૪
**यज्ञदानतपःकर्म, न त्याज्यं कार्यमेव तत् ।**
૮ ૯ ૧૦ ૭ ૧૩ ૧૨ ૧૧
**यज्ञो दानं तपश्चैव, पावनानि मनीषिणाम् ॥ ५ ॥**

**શ૦:**—યજ્ઞ, દાન ને તપરૂપ કર્મ ત્યજવાયોગ્ય નથી, તે કરવાયોગ્યજ [ છે, ] કેમકે, યજ્ઞ, દાન [ તથા ] તપ [ એ ] કર્મફલની ઇચ્છારહિત પુરુષોને પવિત્ર કરનારાંજ [ છે. ] ૫

જો યજ્ઞાદિ કર્મોનું ચિત્તશુદ્ધિ કરવામાં સામર્થ્ય છે તો ફલેચ્છાથી કરેલાં તે કર્મો પણ ચિત્તશુદ્ધિ કરશે, માટે ફલની ઇચ્છાનો ત્યાગ કરવો વ્યર્થ છે એવી અર્જુનના મનમાં શંકા થાય તો તેના ઉત્તરમાં કહે છે:—

૩ ૫ ૨ ૪ ૬ ૯ ૮ ૭
**एतान्यपि तु कर्माणि, संगं त्यक्त्वा फलानि च ।**
૧૦ ૧૧ ૧૨ ૧ ૧૪ ૧૫ ૧૩
**कर्तव्यानीति मे पार्थ, निश्चितं मतमुत्तमम् ॥ ६ ॥**

**શ૦:—હે પાર્થ!** વળી એ કર્મો પણ કર્તાપણાના અભિમાનને અને ફલોને ત્યજીને કરવાયોગ્ય [ છે ] એમ મારો ઉત્તમ નિશ્ચિત મત [ છે. ] ૬

ત્રણ પ્રકારના ત્યાગમાં પ્રથમ તામસત્યાગનું સ્વરૂપ કહે છે:—

२ १ ४ ३ ५ ६
**नियतस्य तु संन्यासः, कर्मणो नोपपद्यते ।**
८ ७ ९ १० ११
**मोहात्तस्य परित्यागस्तामसः परिकीर्तितः ॥ ७ ॥**

**શ૦:**—વળી નિત્યકર્મનો ત્યાગ સંભવતો નથી. તેનો મોહથી [ જે ] પરિત્યાગ [ તે પરિત્યાગ ] તામસ કહેલો [છે.] ૭

હવે રાજસત્યાગના સ્વરૂપને કહે છે:—

१ ३ २ ७ ५ ४ ६
**दुःखमित्येव यत्कर्म, कायक्लेशभयात्त्यजेत् ।**
११ १० ८ ९ १३ १५ १२ १४
**स कृत्वा राजसं त्यागं, नैव त्यागफलं लभेत् ॥ ८ ॥**

**શ૦:**—[ આ કર્મ ] દુઃખરૂપજ [ છે ] એમ [ માનીને ] શરીરના ક્લેશના ભયથી કર્મનો ત્યાગ કરે [ એવો ] જે [ ત્યાગ છે તે ત્યાગ રાજસ છે, એવા ] રાજસત્યાગને કરીને તે [ પુરુષ ] ત્યાગના [ આત્મજ્ઞાનરૂપ ] ફલને [ કદીપણ ] પામે નહિ જ. ૮

સાત્વિકત્યાગના સ્વરૂપને કહે છે:—

२ ४ ३ ५ ७ ६ १३ १
**कार्यमित्येव यत्कर्म, नियतं क्रियतेऽर्जुन ।**
८ ११ १० ९ १२ १४ १५ १६ १७
**संगं त्यक्त्वा फलं चैव, स त्यागः सात्त्विको मतः ॥ ९ ॥**

**શ૦:**—હે અર્જુન ! કરવાયોગ્યજ [ છે ] એ પ્રમાણે [ માનીને ] જે નિત્યકર્મ સંગને ( કર્તાપણાના અભિમાનને ) તથા [ કર્મ ]ફલને ત્યજીનેજ કરાય છે તે ત્યાગ સાત્વિક માનેલો [ છે. ] ૯

એ સાત્વિકત્યાગથી ચિત્તશુદ્ધિદ્વારા જ્ઞાનની પ્રાપ્તિ થાય છે એમ કહે છે:—

७ ८ ५ ६ ९ १० ११
**न द्वेष्ट्यकुशलं कर्म, कुशले नानुषज्जते ।**
१ २ ३ ४
**त्यागी सत्त्वसमाविष्टो, मेधावी छिन्नसंशयः ॥ १० ॥**

શ૦:—[ સાત્ત્વિક ] ત્યાગી [ જ્યારે ] સત્ત્વગુણવડે સારી રીતે વ્યાપ્ત [ થાય છે ત્યારે તે ] તત્ત્વજ્ઞાનવાળો [ તથા ] સંશયો જેના છેદાઇ ગયા છે એવો [ થાય છે. પછી તે ] અશોભન કર્મનો દ્વેષ કરતો નથી, [ અને ] શોભન[ કર્મ ]માં પ્રીતિ કરતો નથી. ૧૦

હવે દેહાદિમાં હુંપણાની બુદ્ધિ રાખનારા અજ્ઞાનીઓમાં સર્વ કર્મોનો પરિત્યાગ સંભવતો નથી એમ કહે છે:—

૧ ૧ ૨ ૭ ૫ ૪ ૩
**न हि देहभृता शक्यं, त्यक्तुं कर्माण्यशेषतः ।**
૯ ૮ ૧૦ ૧૧ ૧૨ ૧૩ ૧૪
**यस्तु कर्मफलत्यागी, स त्यागीत्यभिधीयते ॥ ११ ॥**

શ૦:—નિશ્ચય દેહાભિમાનીથી અવશેષ ન રહે એવી રીતે કર્મોનો ત્યાગ કરવો [ એ ] શક્ય નથી, માટે જે કર્મોનાં ફ્લોનો ત્યાગ કરનારો [ છે ] તે ત્યાગી એમ કહેવાય છે. ૧૧

ગૌણસંન્યાસીથી મુખ્યસંન્યાસીમાં શું વિશેષપણું છે તે કહે છે:—

૪ ૫ ૭ ૬ ૮ ૩ ૯
**अनिष्टमिष्टं मिश्रं च, त्रिविधं कर्मणः फलम् ।**
૧૦ ૧ ૨ ૧૪ ૧૧ ૧૨ ૧૩
**भवत्यत्यागिनां प्रेत्य, न तु संन्यासिनां क्वचित् ॥ १२ ॥**

શ૦:—[ તે ] ગૌણસંન્યાસીઓને [ તો ] મરણપછી કર્મનું અનિષ્ટ, ઇષ્ટ અને મિશ્ર [ આ ] ત્રણ પ્રકારનું ફ્લ થાય છે, અને [ મુખ્ય ]સંન્યાસીઓને [ તો ] કદીપણ [ તે ત્રણ પ્રકારનું ફ્લ પ્રાપ્ત થતું ] નથી. ૧૨

કર્મના હેતુરૂપ અધિષ્ઠાનાદિક પાંચમાં અજ્ઞાની પુરુષોને તાદાત્મ્યાભિમાન ( તે આત્મા છે એવી ભ્રાંતિ ) હોવાથી તેઓ કર્મોનો ત્યાગ કરી શકતા નથી એમ નીચેના ચાર શ્લોકોથી કહેવું છે તેમાં પ્રથમ તે પાંચેને જાણવાની આવશ્યકતા છે એમ નીચેના બે શ્લોકોથી કહે છે:—

૫ ૪ ૧ ૬ ૮ ૭
**पंचैतानि महाबाहो, कारणानि निबोध मे ।**
૧૦ ૯ ૧૧ ૩ ૨
**सांख्ये कृतांते प्रोक्तानि, सिद्धये सर्वकर्मणाम् ॥ १३ ॥**

શ૦:—હે મહાબાહો! સર્વ કર્મોની સિદ્ધિમાટે આ (હવે પછી કહેવાશે તે) પાંચ કારણોને [તમે] મારાથી નિશ્ચય કરો, [જે કારણો સર્વ] કર્મની સમાપ્તિવાળા વેદાંત-શાસ્ત્રમાં કહેલાં [છે.] ૧૩

૧ ૨ ૩ ૬ ૪ ૫
**अधिष्ठानं तथा कर्ता, करणं च पृथग्विधम् ।**
૮ ૭ ૯ ૧૦ ૧૫ ૧૧૧૨૧૩ ૧૪
**विविधाश्च पृथक् चेष्टा, दैवं चैवात्र पंचमम् ॥ १४ ॥**

શ૦:—અધિષ્ઠાન તથા કર્તા અને નાનાપ્રકારનું કરણ તથા નાનાપ્રકારની ભિન્ન [ભિન્ન] ચેષ્ટાઓ તેમજ એ કારણોમાં પાંચમું દૈવ [આ પાંચે કર્મોનાં કારણો છે.] ૧૪

તે પાંચેમાં સર્વ કર્મોના કારણપણાને કહે છેઃ—

૨ ૩ ૮ ૯ ૧
**शरीरवाङ्मनोभिर्यत्, कर्म प्रारभते नरः ।**
૪ ૫ ૬ ૭ ૧૨૧૧ ૧૦ ૧૩
**न्याय्यं वा विपरीतं वा, पंचैते तस्य हेतवः ॥ १५ ॥**

શ૦:—પુરુષ શરીર, વાણી અને મનવડે જે ધર્મરૂપ અથવા અધર્મરૂપ કર્મનો પ્રારંભ કરે છે તેના એ પાંચ હેતુઓ [છે.] ૧૫

આત્માને અકર્તા જાણવો એ અધિષ્ઠાનાદિના નિરૂપણનું ફલ છે, તે ફલને આત્માને કર્તા માનનારા મૂઢપુરુષોની નિંદા-પૂર્વક કહે છેઃ—

૧ ૨ ૩ ૮ ૭ ૫ ૬ ૪
**तत्रैवं सति कर्तारमात्मानं केवलं तु यः ।**
૯ ૧૨ ૧૩ ૧૦ ૧૪ ૧૧
**पश्यत्यकृतबुद्धित्वान्, न स पश्यति दुर्मतिः ॥ १६ ॥**

શ૦:—તે સર્વકર્મમાં એમ છતાં જે કેવલજ આત્માને કર્તા

દેખે છે તે મલિનબુદ્ધિવાળો [ પુરુષ ] શાસ્ત્રજન્ય વિવેકબુદ્ધિથી રહિત હોવાથી દેખતો નથી. ૧૬

મુખ્યસંન્યાસીને ત્રણ પ્રકારનાં કર્મોનું ફલ પ્રાપ્ત થતું નથી એમ પૂર્વે કહ્યું છે તેનું હવે વિશેષ સ્પષ્ટીકરણ કરે છે:—

૧ ૪ ૨ ૩ ૬ ૫ ૭ ૮
**यस्य नाहंकृतो भावो, बुद्धिर्यस्य न लिप्यते ।**
૧૨ ૧૩ ૯ ૧૦ ૧૧ ૧૪ ૧૫ ૧૬ ૧૭
**हत्वाऽपि स इमाँल्लोकान्, न हंति न निबध्यते ॥ १७ ॥**

શ૦:—જેને 'હું કર્તા છું' એવી રીતની વૃત્તિ નથી, [ ને ] જેની બુદ્ધિ લેપાતી ( હર્ષખેદવાળી થતી ) નથી તે આ લોકોને હણીને પણ હણતો નથી, [ તથા ] બંધાતો નથી. ૧૭

હવે અધિષ્ઠાનાદિના કર્તાપણાને તથા આત્માના અકર્તાપણાને જ્ઞાનજ્ઞેયાદિક પ્રક્રિયાની રચનાથી તથા ત્રણ ગુણના ભેદના વ્યાખ્યાનથી વર્ણવે છે:—

૧ ૨ ૩ ૪ ૫
**ज्ञानं ज्ञेयं परिज्ञाता, त्रिविधा कर्मचोदना ।**
૬ ૭ ૮ ૯ ૧૦ ૧૧
**करणं कर्म कर्तेति, त्रिविधः कर्मसंग्रहः ॥ १८ ॥**

શ૦:—જ્ઞાન, જ્ઞેય [ ને ] પરિજ્ઞાતા [ એ ] ત્રણ પ્રકારનાં કર્મનાં પ્રેરક [ છે, ને ] કરણ, કર્મ [ તથા ] કર્તા એ ત્રણ પ્રકારનો કર્મનો આશ્રય [ છે. ] ૧૮

એ બંને ત્રિકોમાં ત્રિગુણરૂપતાની પ્રતિજ્ઞા કરે છે:—

૨ ૪ ૩ ૬ ૫ ૮ ૯ ૭
**ज्ञानं कर्म च कर्ता च, त्रिधैव गुणभेदतः ।**
૧૦ ૧ ૧૩ ૧૪ ૧૧ ૧૨
**प्रोच्यते गुणसंख्याने, यथावच्छृणु तान्यपि ॥ १९ ॥**

શ૦:—સાંખ્યશાસ્ત્રમાં જ્ઞાન અને કર્મ તથા કર્તા [ એ ] ગુણભેદે કરીને ત્રણ પ્રકારનાંજ કહેવાય છે, તેઓને પણ [ તમે મારાથી ] યથાવત સાંભળો. ૧૯

હવે જ્ઞાનના ત્રિવિધપણાને ત્રણ શ્લોકોથી કહે છે, તેમાં પ્રથમ નીચેના શ્લોકથી સાત્ત્વિકજ્ઞાનના સ્વરૂપને વર્ણવે છે:—

૨ ૭ ૪ ૬ ૫ ૮
**सर्वभूतेषु येनैकं, भावमव्ययमीक्षते ।**
३ १ ९ १० १२ ११
**अविभक्तं विभक्तेषु, तज्ज्ञानं विद्धि सात्त्विकम् ॥ २० ॥**

શ૦:—પરસ્પર ભેદવાળાં સર્વભૂતોમાં સર્વત્ર વ્યાપક એક અવ્યય [ સત્તારૂપ ] ભાવને જેવડે જુએ છે તે જ્ઞાનને સાત્ત્વિક જાણો. ૨૦

હવે રાજસજ્ઞાનના સ્વરૂપનું નિરૂપણ કરે છે:—

૨ ૧ ૭ ૮ ૬ ૫
**पृथक्त्वेन तु यज्ज्ञानं, नानाभावान्पृथग्विधान् ।**
९ ३ ४ १० ११ १३ १२
**वेत्ति सर्वेषु भूतेषु, तज्ज्ञानं विद्धि राजसम् ॥ २१ ॥**

શ૦:—વળી પરસ્પર ભેદવડે [ રહેલાં ] સર્વ ભૂતોમાં પરસ્પર વિલક્ષણ ઘણા આત્માઓને જે જ્ઞાન જાણે છે તે જ્ઞાનને રાજસ જાણો. ૨૧

તામસજ્ઞાનના સ્વરૂપને કહે છે:—

२ १ ५ ३ ४ ६ ७
**यत्तु कृत्स्नवदेकस्मिन् , कार्ये सक्तमहैतुकम् ।**
८ १० ९ ११ १२ १३
**अतत्त्वार्थवदल्पं च, तत्तामसमुदाहृतम् ॥ २२ ॥**

શ૦:—વળી જે [ જ્ઞાન ] કોઇક કાર્યમાં પરિપૂર્ણ[ અર્થ ]-ની પેઠે અભિનિવેશવાળું, યુક્તિવિનાનું, પરમાર્થરૂપ આલંબનથી રહિત તથા અલ્પ [ છે ] તે [ જ્ઞાન શિષ્ટપુરુષોએ ] તામસ કહ્યું [ છે. ] ૨૨

હવે કર્મનું ત્રિવિધપણું કહેવું છે માટે પ્રથમ સાત્ત્વિક-કર્મનું સ્વરૂપ કહે છે:—

५ २ ३ ७
**नियतं संगरहितमरागद्वेषतः कृतम् ।**
१ ९ ४ ८ ९ १०
**अफलप्रेप्सुना कर्म, यत्तत्सात्त्विकमुच्यते ॥ २३ ॥**

શ૦:—ફલની ઇચ્છાવિનાનાએ સંગરહિત [ તથા ] રાગ-દ્વેષવિના જે નિત્યકર્મ કરાય છે તે [ કર્મ ] સાત્વિક કહેવાય છે. ૨૩

હવે રાજસકર્મનું સ્વરૂપ કહે છે:—

૭ ૧ ૨ ૮ ૪ ૩ ૫
**यत्तु कामेप्सुना कर्म, साहंकारेण वा पुनः ।**
૯ ૬ ૧૦ ૧૧ ૧૨
**क्रियते बहुलायासं, तद्राजसमुदाहृतम् ॥ २४ ॥**

શ૦:—વળી સકામ પુરુષે તથા અહંકારવાળાએ અનિયત [ તથા ] બહુ ક્લેશની પ્રાપ્તિ કરનારું જે [ કામ્ય ] કર્મ કરાય છે તે રાજસ કહ્યું [ છે. ] ૨૪

નીચેના શ્લોકથી તામસકર્મના સ્વરૂપને વર્ણવે છે:—

૨ ૩ ૪ ૬ ૧ ૫
**अनुबंधं क्षयं हिंसामनपेक्ष्य च पौरुषम् ।**
૭ ૧૦ ૯ ૮ ૧૧ ૧૨ ૧૩
**मोहादारभ्यते कर्म, यत्तत्तामसमुच्यते ॥ २५ ॥**

શ૦:—અને અનુબંધને, ક્ષયને, હિંસાને [ તથા ] પૌરુષ-ને ન વિચારીને મોહથી જે કર્મ આરંભાય છે તે તામસ કહેવાય છે. ૨૫

હવે ત્રણ પ્રકારના કર્તાનું વર્ણન કરવાનું હોવાથી પ્રથમ સાત્વિકકર્તાના સ્વરૂપને કહે છે:—

૧ ૨ ૩
**मुक्तसंगोऽनहंवादी, धृत्युत्साहसमन्वितः ।**
૪ ૫ ૬ ૭ ૮
**सिद्ध्यसिद्ध्योर्निर्विकारः, कर्ता सात्त्विक उच्यते ॥ २६ ॥**

શ૦:—ફલની ઇચ્છારહિત, પોતાને કર્તા નહિ કહેનારો, ધૈર્ય અને ઉત્સાહયુક્ત [ તથા ] સિદ્ધિમાં અને અસિદ્ધિમાં વિકારરહિત [ એવો ] કર્તા સાત્ત્વિક કહેવાય છે. ૨૬

રાજસકર્તાના સ્વરૂપને કહે છે:—

૧ ૨ ૩ ૪ ૫
**रागी कर्मफलप्रेप्सुर्, लुब्धो हिंसात्मकोऽशुचिः ।**
૬ ૭ ૮ ૯
**हर्षशोकान्वितः कर्ता, राजसः परिकीर्तितः ॥ २७ ॥**

શ૦:—રાગી, કર્મના ફલની ઇચ્છાવાળો, લોભી, હિંસા કરવાના સ્વભાવવાળો, અપવિત્ર [ તથા ] હર્ષશોકયુક્ત [ એવો કર્તા રાજસ કહેલો [ છે. ] ૨૭

હવે તામસકર્તાનું સ્વરૂપ વર્ણવે છે:—

૨ ૩ ૪ ૫ ૬ ૭
**अयुक्तः प्राकृतः स्तब्धः, शठो नैष्कृतिकोऽलसः ।**
૮ ૯ ૧ ૧૦ ૧૧ ૧૨
**विषादी दीर्घसूत्री च, कर्ता तामस उच्यते ॥ २८ ॥**

શ૦:—અને અયુક્ત, પ્રાકૃત, સ્તબ્ધ, શઠ, નૈષ્કૃતિક, આલસુ, વિષાદી [ તથા ] દીર્ઘસૂત્રી કર્તા તામસ કહેવાય છે. ૨૮

હવે બુદ્ધિ અને ધૃતિ એ બેના ત્રિવિધપણાના કથનની પ્રતિજ્ઞા કરે છે:—

૨ ૮ ૪ ૩ ૭ ૫ ૬ ૧૨
**बुद्धेर्भेदं धृतेश्चैव, गुणतस्त्रिविधं शृणु ।**
૧૧ ૯ ૧૦ ૧
**प्रोच्यमानमशेषेण, पृथक्त्वेन धनंजय ॥ २९ ॥**

શ૦:—હે ધનંજય ! બુદ્ધિના અને ધૃતિના ગુણથી ત્રણ પ્રકારનાજ ભેદ [ થાય છે તે ભેદ મારાથી તમને ] સમગ્ર પૃથક્-પણાવડે કહેવાય છે તેને [ તમે ] સાંભળો. ૨૯

બુદ્ધિના ત્રિવિધપણાને કહેવાનો આરંભ કરતાં પ્રથમ સાત્વિકી બુદ્ધિના સ્વરૂપને કહે છે:—

૪ ૫ ૬ ૭ ૮ ૯
**प्रवृत्तिं च निवृत्तिं च, कार्याकार्ये भयाभये ।**
૧૦ ૧૨ ૧૧ ૨ ૧૩ ૩ ૧૪ ૧ ૧૫
**बंधं मोक्षं च या वेत्ति, बुद्धिः सा पार्थ सात्त्विकी ॥ ३० ॥**

શ૦:—હે પાર્થ ! જે બુદ્ધિ [ શાસ્ત્રોક્ત ] પ્રવૃત્તિને અને [ શાસ્ત્રોક્ત ] નિવૃત્તિને, તથા કાર્યને અને અકાર્યને, ભયને અને

અભયને [ તથા ] બંધને અને મોક્ષને જાણે છે તે [ બુદ્ધિ ] સાત્ત્વિકી [ કહેવાય છે. ] ૩૦

હવે રાજસી બુદ્ધિના સ્વરૂપને વર્ણવે છેઃ—

૨ ૩ ૫ ૪ ૭ ૬ ૯ ૧૧ ૮
**यया धर्ममधर्मं च, कार्यं चाकार्यमेव च ।**
१० १२ १४ १३ १ १५
**अयथावत्प्रजानाति, बुद्धिः सा पार्थ राजसी ॥ ३१ ॥**

**શ૦:**—હે **પાર્થ !** જે[ બુદ્ધિ ]વડે ધર્મને તથા અધર્મને અને કાર્યને તથા અકાર્યને અવાસ્તવિકજ જાણે છે તે બુદ્ધિ રાજસી [ કહેવાય છે. ] ૩૧

તામસી બુદ્ધિનું સ્વરૂપ કહે છેઃ—

૬ ૭ ૮ ૪ ૯ ૨ ૩
**अधर्मं धर्ममिति या, मन्यते तमसाऽऽवृता ।**
११ १२ १० ५ १३ १ १४
**सर्वार्थान् विपरीतांश्च, बुद्धिः सा पार्थ तामसी ॥ ३२ ॥**

**શ૦:**—હે **પાર્થ !** અજ્ઞાનવડે ઢંકાયેલી જે બુદ્ધિ અધર્મને ધર્મ એમ માને છે, અને [ બીજા પણ ] સર્વ અર્થોને વિપરીત [ જ માને છે ] તે [ બુદ્ધિ ] તામસી [ કહેવાય છે. ] ૩૨

ધૃતિના ત્રિવિધપણાને કહેવાનો આરંભ કરતાં પ્રથમ સાત્ત્વિકી ધૃતિના સ્વરૂપને કહે છેઃ—

૫ ૪ ૭ ૬
**धृत्या यया धारयते, मनःप्राणेन्द्रियक्रियाः ।**
२ ३ ९ ८ १ १०
**योगेनाव्यभिचारिण्या, धृतिः सा पार्थ सात्त्विकी ॥ ३३ ॥**

**શ૦:**—હે **પાર્થ !** યોગવડે વ્યાપ્ત એવી જે ધૃતિવડે [ પુરુષ ] મન, પ્રાણ અને ઇંદ્રિયોની ક્રિયાઓનો [ શાસ્ત્ર-નિષિદ્ધ માર્ગથી ] નિરોધ કરે છે તે ધૃતિ સાત્ત્વિકી [ કહેવાય છે. ] ૩૩

રાજસી ધૃતિના સ્વરૂપનું વર્ણન કરે છેઃ—

૫ ૨ ૭ ૬ ૮ ૧
**यया तु धर्मकामार्थान्, धृत्या धारयतेऽर्जुन ।**
૩ ૪ ૧૦ ૯ ૧૧ ૧૨
**प्रसंगेन फलाकांक्षी, धृतिः सा पार्थ राजसी ॥ ३४ ॥**

**શ૦:**—હે અર્જુન! વળી [ કર્તાપણા આદિકના ] અભિનિવેશવડે ફલની ઇચ્છાવાળો [ થઇ પુરુષ ] જે ધૃતિવડે ધર્મ, કામ અને અર્થને ધારણ કરે છે તે ધૃતિ હે પાર્થ! રાજસી [ કહેવાય છે. ] ૩૪

હવે તામસી ધૃતિના સ્વરૂપનું નિરૂપણ કરે છે:—

૩ ૪ ૫ ૬ ૭ ૯ ૧૦ ૮
**यया स्वप्नं भयं शोकं, विषादं मदमेव च ।**
૧૧ ૧૨ ૨ ૧૪ ૧૩ ૧ ૧૫
**न विमुंचति दुर्मेधा, धृतिः सा पार्थ तामसी ॥ ३५ ॥**

**શ૦:**—હે પાર્થ! દુર્બુદ્ધિવાળો [ પુરુષ ] જે[ ધૃતિ ]વડે નિદ્રાને, ભયને, શોકને, વિષાદને અને મદને કદાચિત્ પણ ત્યજી દેતો નથી તે ધૃતિ તામસી [ કહેવાય છે. ] ૩૫

ક્રિયાઓના તથા કર્તાદિ કારકોના ત્રિવિધપણાને કહીને હવે તેવડે ઉપજેલા સુખરૂપ ફલના ત્રિવિધપણાને કહેવાનો આરંભ કરતાં પ્રથમ સુખનું સ્વરૂપ તથા તેના ત્રિવિધપણાની પ્રતિજ્ઞાને નીચેના શ્લોકથી કહે છે:—

૭ ૧૦ ૧૧ ૮ ૧૩ ૧૨ ૯
**सुखं त्विदानीं त्रिविधं, शृणु मे भरतर्षभ ।**
૧ ૩ ૨ ૫ ૪ ૬
**अभ्यासाद्रमते यत्र, दुःखांतं च निगच्छति ॥ ३६ ॥**

**શ૦:**—[ પુરુષ ] અભ્યાસથી જે[ સુખ ]માં રમણ કરે છે, અને [ જેથી પુત્રમરણાદિના શોકાદિરૂપ ] દુ:ખના અંતને પામે છે [ તેનું નામ સુખ છે. તે ] સુખ ત્રણ પ્રકારનું [ છે તેને ] હે અર્જુન! વળી હમણાં મારાથી સાંભળો. ૩૬

ત્રણ પ્રકારના સુખમાં પ્રથમ સાત્ત્વિકસુખના સ્વરૂપને કહે છે:—

१ २ ३ ४ ५ ६ ७

**यत्तदग्रे विषमिव, परिणामेऽमृतोपमम् ।**

९ १० ११ १२ ८

**तत्सुखं सात्त्विकं प्रोक्तमात्मबुद्धिप्रसादजम् ॥ ३७॥**

શ૦:—જે તે (સુખ) આરંભમાં વિષજેવું [ અને ] પરિણામમાં જાણે અમૃત હોય તેવું [ તથા ] આત્માને વિષય કરનારી બુદ્ધિના પ્રસાદથી ઉત્પન્ન થયેલું તે સુખ [ યોગી પુરુષોએ ] સાત્ત્વિક કહ્યું [ છે. ] ૩૭

હવે રાજસસુખના સ્વરૂપનું નિરૂપણ કરે છે:—

३ १ २ ४ ५

**विषयेंद्रियसंयोगाद्यत्तदग्रेऽमृतोपमम् ।**

६ ७ ८ ९ १० ११ १२

**परिणामे विषमिव, तत्सुखं राजसं स्मृतम् ॥ ३८ ॥**

શ૦:—જે સુખ વિષયોના અને ઇંદ્રિયોના સંયોગથી [ ઉપજેલું છે, તથા ] આરંભમાં અમૃતસમાન [ અને ] પરિણામમાં વિષજેવું [ છે ] તે સુખ રાજસ કહ્યું [ છે. ] ૩૮

નીચેના શ્લોકમાં તામસસુખના સ્વરૂપને કહે છે:—

१ ३ ४ ५ ८ २ ७ ६

**यदग्रे चानुबंधे च, सुखं मोहनमात्मनः ।**

९ १० ११ १२

**निद्रालस्यप्रमादोत्थं, तत्तामसमुदाहृतम् ॥ ३९ ॥**

શ૦:—જે સુખ આરંભમાં અને પરિણામમાં પોતાની બુદ્ધિને મોહ ઉપજાવનારું [ છે, ] તથા [ જે સુખ ] નિદ્રા, આળસ અને પ્રમાદથી ઉત્પન્ન થયેલું [ છે ] તે [ સુખ ] તામસ કહેલું [ છે. ] ૩૯

સર્વ પદાર્થ ત્રિગુણમય છે એમ કહી પૂર્વોક્ત વિષયના પ્રકરણનો ઉપસંહાર કરે છે:—

१६ ११ १७ १२ १३ १४ १५ १ २

**न तदस्ति पृथिव्यां वा, दिवि देवेषु वा पुनः ।**

४ ५ ९ ३ ६ १० ७ ८

**सत्त्वं प्रकृतिजैर्मुक्तं, यदेभिः स्यात्त्रिभिर्गुणैः ॥ ४० ॥**

શ૦:—અને વળી જે પદાર્થ પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા એ [પૂર્વોક્ત] ત્રણ ગુણોથી રહિત હોય તે [પદાર્થ] પૃથ્વીમાં અથવા સ્વર્ગમાં દેવતાઓને વિષે વિદ્યમાન નથી. ૪૦

પંદરમા અધ્યાયના ત્રીજા શ્લોકના ઉત્તરાર્ધમાં તથા ચોથા શ્લોકના પૂર્વાર્ધમાં અસંગશસ્ત્રથી સંસારવૃક્ષનું છેદન કરીને અધિકારીએ તે આત્મપદ શોધવાયોગ્ય છે એમ કહ્યું છે, પણ ત્યાં તે અસંગશસ્ત્રની પ્રાપ્તિ વર્ણાશ્રમના ધર્મો પાળવાથી થાય છે એમ કહ્યું નથી તે કહેવામાટે હવે ઉત્તરપ્રકરણનો આરંભ કરે છે, ત્યાં પ્રથમ સૂત્રરૂપ શ્લોક કહે છે:—

૨ ૪ ૩ ૧
**ब्राह्मणक्षत्रियविशां, शूद्राणां च परंतप ।**
૫ ૮ ૬ ૭
**कर्माणि प्रविभक्तानि, स्वभावप्रभवैर्गुणैः ॥ ४१ ॥**

શ૦:—હે પરંતપ ! બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યનાં તથા શૂદ્રોનાં કર્મો સ્વભાવથી ઉપજેલા ગુણોવડે ભિન્ન ભિન્ન [છે તેમને તમે સાંભળો.] ૪૧

હવે પ્રથમ બ્રાહ્મણનાં સ્વભાવથી ઉપજેલાં કર્મોને કહે છે:-

૧ ૨ ૩ ૪ ૫ ૬ ૮ ૭
**शमो दमस्तपः शौचं, क्षांतिरार्जवमेव च ।**
૯ ૧૦ ૧૧ ૧૨ ૧૩
**ज्ञानं विज्ञानमास्तिक्यं, ब्रह्मकर्म स्वभावजम् ॥ ४२ ॥**

શ૦:—મનોનિગ્રહ, ઇંદ્રિયનિગ્રહ, તપ, પવિત્રતા, ક્ષમા, આર્જવ, તેમજ જ્ઞાન, વિજ્ઞાન [ને] આસ્તિકપણું [એ નવ] સ્વભાવથી થયેલાં બ્રાહ્મણનાં કર્મ [છે.] ૪૨

નીચેના શ્લોકથી ક્ષત્રિયનાં સ્વભાવસિદ્ધ કર્મોને કહે છે:-

૧ ૨ ૩ ૪ ૬ ૫ ૭ ૮
**शौर्यं तेजो धृतिर्दाक्ष्यं, युद्धे चाप्यपलायनम् ।**
૯ ૧૧ ૧૦ ૧૩ ૧૪ ૧૨
**दानमीश्वरभावश्च, क्षात्रं कर्म स्वभावजम् ॥ ४३ ॥**

શ૦:—શૌર્ય, તેજ, ધૈર્ય, ચતુરાઇ અને યુદ્ધમાં પણ

અપલાયન, દાન તથા ઈશ્વિરભાવ [એ સાત] સ્વભાવથી થયેલાં ક્ષત્રિયનાં કર્મ [છે.] ૪૩

હવે વૈશ્યનાં તથા શૂદ્રનાં સ્વભાવજન્ય કર્મોને કહે છે:—

१ ३ २

**कृषिगोरक्षवाणिज्यं, वैश्यकर्म स्वभावजम् ।**

६ ८ ५ ४ ७

**परिचर्यात्मकं कर्म, शूद्रस्यापि स्वभावजम् ॥ ४४ ॥**

શ૦:--ખેડ, ગાયનું રક્ષણ અને વેપાર [એ સર્વ] સ્વભાવથી ઉપજેલું વૈશ્યનું કર્મ [છે,] તથા શૂદ્રનું [દ્વિજોની] શુશ્રૂષારૂપ સ્વભાવથી ઉપજેલું કર્મ [છે.] ૪૪

નિષ્કામપણે પોતપોતાના વર્ણાશ્રમનાં શાસ્ત્રવિહિત કર્મો કરવાથી મુમુક્ષુ પુરુષ અવશ્ય સમ્યગ્જ્ઞાનની ઉત્પત્તિની યોગ્યતાને પામે છે એમ નીચેના શ્લોકથી નિરૂપણ કરે છે:—

२ ३ ४ ५ ६ ७ १

**स्वे स्वे कर्मण्यभिरतः, संसिद्धिं लभते नरः ।**

८ १० ९ ११ १२ १३

**स्वकर्मनिरतः सिद्धिं, यथा विंदति तच्छृणु ॥ ४५ ॥**

શ૦:--પુરુષ પોતપોતાના કર્મમાં નિષ્ઠાવાળો [થઇ] સંસિદ્ધિને પામે છે, પોતાના કર્મમાં નિષ્ઠાવાળો [પુરુષ] જે પ્રકારે સંસિદ્ધિને પામે છે તેને સાંભળો ૪૫

હવે સંસિદ્ધિ પામવાના પ્રકારને કહે છે:—

१ ३ २ ४ ६ ५ ७

**यतः प्रवृत्तिर्भूतानां, येन सर्वमिदं ततम् ।**

९ ८ १० १२ १३ ११

**स्वकर्मणा तमभ्यर्च्य, सिद्धिं विंदति मानवः ॥ ४६ ॥**

શ૦:--જેથી ભૂતોની ઉત્પત્તિ [થાય છે, તથા] જેણે આ સર્વ વ્યાપ્ત કર્યું [છે] તે[અંતર્યામી]ને પોતાના કર્મવડે સંતુષ્ટ કરીને મનુષ્ય અંતઃકરણની શુદ્ધિને પામે છે. ૪૬

આમ છે માટે અધિકારી જનોએ સ્વધર્મનુંજ અનુષ્ઠાન કરવું જોઇએ એમ કહે છે:—

૫ ૪ ૩ ૨ ૧

**श्रेयान् स्वधर्मो विगुणः, परधर्मात्स्वनुष्ठितात् ।**

૬ ૭ ૮ ૧૦ ૧૨ ૯

**स्वभावनियतं कर्म, कुर्वन्नाप्नोति किल्बिषम् ॥ ४७ ॥**

**શ૦:**—સારી રીતે અનુષ્ઠાન કરેલા પરધર્મથી સારી રીતે ન અનુષ્ઠાન કરેલો સ્વધર્મ અતિશ્રેષ્ઠ [ છે. ] સ્વભાવથી ઉત્પન્ન થયેલા કર્મને કરતો છતો [ પુરુષ ] પાપને પામતો નથી. ૪૭

માટે સ્વભાવજન્ય વિહિતકર્મનો યોગ્યતાવાળા મનુષ્યે કદી-પણ પરિત્યાગ ન કરવો એમ કહે છે:—

૨ ૫ ૧ ૩ ૪ ૬ ૭

**सहजं कर्म कौंतेय, सदोषमपि न त्यजेत् ।**

૯ ૮ ૧૩ ૧૦ ૧૧ ૧૨ ૧૪

**सर्वारंभा हि दोषेण, धूमेनाग्निरिवावृताः ॥ ४८ ॥**

**શ૦:**—હે કૌંતેય ! સ્વભાવથી ઉપજેલાં [ કર્મો ] દોષવાળાં [ હોય ] તોપણ [ પોતાના વર્ણાશ્રમના ] કર્મને [ પુરુષે ] ન ત્યજવાં, કેમકે સર્વ ધર્મો ધૂમાડાથી [ ઢંકાયેલા ] અગ્નિની પેઠે [ સામાન્ય ] દોષવડે ઢંકાયેલા [ છે. ] ૪૮

હવે શુદ્ધ અંતઃકરણવાળો મુમુક્ષુ કર્મોના પરિત્યાગથી શ્રેયને પામે છે એમ કહે છે:—

૨ ૧ ૩ ૪

**असक्तबुद्धिः सर्वत्र, जितात्मा विगतस्पृहः ।**

૯ ૫ ૭ ૮

**नैष्कर्म्यसिद्धिं परमां, संन्यासेनाधिगच्छति ॥ ४९ ॥**

**શ૦:**—સર્વ સ્થલે આસક્તિરહિત બુદ્ધિવાળો, મન જેણે વશ કર્યું છે એવો [ ને ] ઇચ્છા જેની નાશ પામી છે એવો [ પુરુષ ] પરમ નૈષ્કર્મ્યસિદ્ધિને ( આત્માનુભવને ) સંન્યાસ-વડે પામે છે. ૪૯

જેણે કર્મનો પરિત્યાગ કરેલો છે તેને આત્મજ્ઞાનની ઉત્પત્તિનાં સાધનોના ક્રમને કહે છે:—

२ ३ ४ ५ ७ ६ ११ ८
**सिद्धिं प्राप्तो यथा ब्रह्म, तथाऽऽप्नोति निबोध मे ।**
९ १० १ १५ १२ १३ १४
**समासेनैव कौंतेय, निष्ठा ज्ञानस्य या परा ॥ ५० ॥**

શ૦:—હે કૌંતેય ! [ મનની શુદ્ધિરૂપ ] સિદ્ધિને પામેલો [ પુરુષ ] જે પ્રકારે બ્રહ્મને પામે છે તે પ્રકારને [ તમે ] મારાથી સંક્ષેપેજ નિશ્ચય કરો, [ તથા ] જ્ઞાનની જે શ્રેષ્ઠ નિષ્ઠા [ છે તેનો પણ નિશ્ચય કરો. ] ૫૦

હવે પ્રકારસહિત જ્ઞાનનિષ્ઠાને કહે છેઃ—

२ १ ३ ४ ५ ६ ७
**बुद्ध्या विशुद्धया युक्तो, धृत्याऽऽत्मानं नियम्य च ।**
८ ९ १० १२ १३ ११
**शब्दादीन्विषयांस्त्यक्त्वा, रागद्वेषौ व्युदस्य च ॥ ५१ ॥**

શ૦:—અત્યંત શુદ્ધ બુદ્ધિવડે યુક્ત [ પુરુષ ] ધૈર્યવડે શરીરાદિને નિયમમાં લાવીને અને શબ્દાદિક વિષયોનો ત્યાગ કરીને તથા રાગદ્વેષનો ત્યાગ કરીને [ બ્રહ્મના સાક્ષાત્કારમાટે સમર્થ થાય છે. ] ૫૧

१ २ ३
**विविक्तसेवी लघ्वाशी, यतवाक्कायमानसः ।**
५ ४ ६ ७
**ध्यानयोगपरो नित्यं, वैराग्यं समुपाश्रितः ॥ ५२ ॥**

શ૦:—એકાંતદેશને સેવનારો, પરિમિત [ અને પવિત્ર ] અન્ન જમનારો, વાણી કાયા ને મન જેણે જિત્યાં છે એવો, નિરંતર ધ્યાનયોગપરાયણ [ તથા ] વૈરાગ્યનો સારી રીતે આશ્રય કરીને રહેલો [ પુરુષ બ્રહ્મસાક્ષાત્કારને માટે સમર્થ થાય છે. ] ૫૨

१ २ ३ ४ ५ ६
**अहंकारं बलं दर्पं, कामं क्रोधं परिग्रहम् ।**
७ ८ ९ १० ११
**विमुच्य निर्ममः शांतो, ब्रह्मभूयाय कल्पते ॥ ५३ ॥**

શ૦:—અહંકારનો, બલનો, મદનો, કામનો, ક્રોધનો

[ તથા ] પરિગ્રહનો પરિત્યાગ કરીને મમતાવિનાનો [ તથા ] શાંત [ થઇ પુરુષ ] બ્રહ્મસાક્ષાત્કારમાટે સમર્થ થાય છે. ૫૩

એવો પુરુષ કયા સાધનક્રમથી આત્મસાક્ષાત્કારને પામે છે તે કહે છેઃ--

१ २ ३ ४ ५ ६

**ब्रह्मभूतः प्रसन्नात्मा, न शोचति न कांक्षति ।**

९ ७ ८ ११ १२ १०

**समः सर्वेषु भूतेषु, मद्भक्तिं लभते पराम् ॥ ५४ ॥**

શ૦ઃ—[ જે પુરુષ ] બ્રહ્મરૂપ થયેલો, પ્રસન્નચિત્તવાળો, [ તથા ] નથી શોક કરતો [ કે ] નથી ઇચ્છા કરતો [ અને ] સર્વ ભૂતોમાં સમ [ છે તે પુરુષ ] પરા [ એવી ] મારી ભક્તિને પામે છે. ૫૪

હવે તે નિદિધ્યાસનરૂપ ભક્તિના ફલને કહે છેઃ—

६ ५ ८ १ ३ २ ४ ७

**भक्त्या मामभिजानाति, यावान्यश्चास्मि तत्त्वतः ।**

९ १० ११ १२ १४ १३

**ततो मां तत्त्वतो ज्ञात्वा, विशते तदनंतरम् ॥ ५५ ॥**

શ૦ઃ—[ હું ] જે પરિમાણવાળો તથા જે [ સ્વરૂપ-વાળો ] છું [ એવા ] મને [ તે ] ભક્તિવડે [ તે પુરુષ ] યથાવત્ સાક્ષાત્કાર કરે છે. [ એવી રીતે ] તે[ ભક્તિ ]થી મને યથાવત્ જાણીને દેહ પડ્યા પછી [ તે મારે વિષે ] પ્રવેશ કરે છે. ૫૫

કર્મના ત્યાગથી ઉત્તમ ગતિ કહીને હવે ભક્તિયોગથી પણ મનુષ્યને ઉત્તમ ગતિની પ્રાપ્તિ થાય છે એમ કહે છેઃ—

१ ४ २ ३ ५

**सर्वकर्माण्यपि सदा, कुर्वाणो मद्व्यपाश्रयः ।**

६ १० ७ ९ ८

**मत्प्रसादादवाप्नोति, शाश्वतं पदमव्ययम् ॥ ५६ ॥**

શ૦ઃ—સર્વ કર્મોને સદા કરતો [ છતો ] પણ મારો શરણા-ગત [ પુરુષ ] મારી કૃપાથી શાશ્વત [ તથા ] અવ્યય પદને પામે છે. ૫૬

મારું અનન્યશરણ એ શ્રેષ્ઠ મોક્ષસાધન છે માટે તમે પણ મારે પરાયણ થાઓ એમ કહે છે:—

१ २ ३ ४ ५

**चेतसा सर्वकर्माणि, मयि संन्यस्य मत्परः ।**

६ ७ ९ ८ १०

**बुद्धियोगमुपाश्रित्य, मच्चित्तः सततं भव ॥ ५७ ॥**

શ૦:—ચિત્તવડે સર્વ કર્મોને મારામાં સમર્પણ કરીને મારે પરાયણ [ થઇ તમે ] બુદ્ધિયોગનો સ્વીકાર કરીને સર્વદા મારે વિષે મનવાળા થાઓ. ૫૭

હવે પૂર્વોક્ત ભક્તિયોગ કરવાના લાભને તથા ન કરવાથી થતી હાનિને કહે છે:—

१ ३ २ ४

**मच्चित्तः सर्वदुर्गाणि, मत्प्रसादात्तरिष्यसि ।**

५ ६ ७ ८ ९ १० ११

**अथ चेत्त्वमहंकारान्, न श्रोष्यसि विनंक्ष्यसि ॥ ५८ ॥**

શ૦:—મારે વિષે મનવાળા [ થઇ તમે ] મારી કૃપાથી અતિપ્રયત્નથી તરાય એવા કામક્રોધાદિને [ પણ ] તરી જશો, અને જો [ કદાચિત્ ] તમે અહંકારથી [ મારા વચનને ] નહિ સાંભળશો [ તો ] વિનાશ પામશો. ૫૮

કર્મો કરવામાં તમે પોતાને સ્વતંત્ર માનતા હો તો તેમાં તમારી ભૂલ છે એમ કહે છે:—

६ १ २ ३ ४ ५ ७

**यदहंकारमाश्रित्य, न योत्स्य इति मन्यसे ।**

१० ११ ९ ८ १३ १२ १४

**मिथ्यैव व्यवसायस्ते, प्रकृतिस्त्वां नियोक्ष्यति ॥ ५९ ॥**

શ૦:—અહંકારનો આશ્રય કરીને [ હું ] નહિ યુદ્ધ કરું એમ જો [ તમે ] માનતા હો [ તો તે ] તમારો નિશ્ચય મિથ્યાજ [ છે, કેમકે ] તમને [ તમારો ] સ્વભાવ [ અવશ્ય યુદ્ધમાં ] જોડશે. ૫૯

હવે અર્જુનનું સ્વપ્રકૃતિને અધીનપણું વર્ણવે છે:—

२ १ ५ ३ ४
**स्वभावजेन कौंतेय, निबद्धः स्वेन कर्मणा ।**
८ ९ १० ७ ६ १४ १२ १३ ११
**कर्तुं नेच्छसि यन्मोहात्, करिष्यस्यवशोऽपि तत् ॥ ६० ॥**

શ૦:—કૌંતેય! સ્વભાવજન્ય પોતાના કર્મવડે બંધાયેલા [ તમે ] મોહથી જે[ યુદ્ધ ]ને કરવાને નથી ઇચ્છતા તેને [ તમે ] પરવશ [ થઇને ] પણ કરશો. ૬૦

સ્વભાવરૂપ પ્રકૃતિના અધીનપણાને કહીને હવે અંતર્યામી-ના અધીનપણાને સ્પષ્ટપણે કરીને કહે છેઃ—

२ ७ ८ १ ९
**ईश्वरः सर्वभूतानां, हृद्देशेऽर्जुन तिष्ठति ।**
६ ४ ३ ५
**भ्रामयन्सर्वभूतानि, यंत्रारूढानि मायया ॥ ६१ ॥**

શ૦:—હે અર્જુન! [ અંતર્યામી ] ઈશ્વર યંત્રઉપર બેસાડેલાં [ લાકડાનાં પુતળાંઓની પેઠે ] સર્વભૂતોને માયાવડે [ જ્યાં ત્યાં ] ભ્રમણ કરાવતા [ છતા ] સર્વભૂતોના હૃદયસ્થાનમાં રહે છે. ૬૧

જો સર્વ પ્રાણીઓ અંતઃપ્રેરકને અધીન છે તો વિધિ-નિષેધશાસ્ત્રને તથા સર્વ પુરુષપ્રયત્નને અનર્થપણું પ્રાપ્ત થશે એવી શંકા થાય તો તેના ઉત્તરમાં કહે છેઃ—

३ ५ ४ ६ २ १
**तमेव शरणं गच्छ, सर्वभावेन भारत ।**
७ ८ ९ ११ १२ १०
**तत्प्रसादात्परां शांतिं, स्थानं प्राप्स्यसि शाश्वतम् ॥ ६२ ॥**

શ૦:—હે ભારત! સર્વ પ્રકારે તે [ ઇશ્વરરૂપ ] શરણનેજ પામો. તેમની કૃપાથી પરા શાંતિને [ તથા ] શાશ્વત સ્થાનને પામશો. ૬૨

હવે ભગવાન્ આ ગીતાશાસ્ત્રના વિષયનો ઉપસંહાર કરતા છતા અર્જુનને કહે છેઃ—

३ २ ६ ७ ४ ५ १
**इति ते ज्ञानमाख्यातं, गुह्याद्गुह्यतरं मया ।**
१० ८ ९ ११ १२ १३ १४
**विमृश्यैतदशेषेण, यथेच्छसि तथा कुरु ॥ ६३ ॥**

શ૦:—મેં તમને એ પ્રમાણે ગુહ્યથી [ પણ ] અત્યંત ગુહ્ય જ્ઞાન કહ્યું [ છે માટે ] એને આદિથી અંતપર્યંત વિચારીને [ પછી ] જેમ [ તમે ] ઇચ્છતા હો તેમ કરો. ૬૩

અત્યંત ગંભીર આ ગીતાશાસ્ત્રનો સમગ્ર વિચાર કરવાથી ઉપજતા પરિશ્રમની નિવૃત્તિ કરવામાટે પોતેજ કૃપા કરીને સર્વ ગીતાશાસ્ત્રના સારાર્થને સંક્ષેપમાં કહેવાનો આરંભ કરે છે:—

૨ ૧ ૬ ૩ ૪ ૫
**सर्वगुह्यतमं भूयः, शृणु मे परमं वचः ।**
૧૦ ૧૧ ૮ ૯ ૭ ૧૨ ૧૫ ૧૩ ૧૪
**इष्टोऽसि मे दृढमिति, ततो वक्ष्यामि ते हितम् ॥ ६४ ॥**

શ૦:—ફરીથી [ પણ ] સર્વથી અત્યંત ગુહ્ય મારા પરમ વચનને સાંભળો, કેમકે મને [ તમે ] અતિશય વહાલા છો તેથી [ હું ] તમારા હિતને કહું છું. ૬૪

હવે તે પરમશ્રેયોરૂપ હિતને કહે છે:—

૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭
**मन्मना भव मद्भक्तो, मद्याजी मां नमस्कुरु ।**
૮ ૯ ૧૦ ૧૨ ૧૧ ૧૩ ૧૫ ૧૬ ૧૪
**मामेवैष्यसि सत्यं ते, प्रतिजाने प्रियोऽसि मे ॥ ६५ ॥**

શ૦:—મારે વિષે મનવાળા થાઓ, મારા ભક્ત [ થાઓ, ] મારું પૂજન કરનારા [ થાઓ, તથા ] મને નમસ્કાર કરો, [ તેથી ] મનેજ પામશો. તમારી પાસે [ હું ] સત્ય પ્રતિજ્ઞા કરું છું, [ કેમકે તમે ] મને પ્રિય છો. ૬૫

હવે "**तमेव शरणं गच्छ**" એ આગળ કહેલા વચનનો અર્થ સ્પષ્ટ કરીને કહે છે:—

૧ ૨ ૪ ૩ ૫ ૬
**सर्वधर्मान्परित्यज्य, मामेकं शरणं व्रज ।**
૭ ૮ ૯ ૧૦ ૧૧ ૧૨
**अहं त्वा सर्वपापेभ्यो, मोक्षयिष्यामि मा शुचः ॥ ६६ ॥**

શ૦:—સર્વધર્મોનો પરિત્યાગ કરીને એક મારા શરણને પામો. હું તમને સર્વપાપોથી મુક્ત કરીશ, [ માટે તમે ] શોક ન કરો. ૬૬

ઉપરના શ્લોકથી સર્વ ગીતાશાસ્ત્રનો અર્થ સમાપ્ત કરી હવે આ બ્રહ્મવિદ્યારૂપ ગીતાશાસ્ત્રના સંપ્રદાયવિધિને કહે છેઃ—

૨ ૧ ૫ ૩ ૮ ૭ ૪
**इदं ते नातपस्काय, नाभक्ताय कदाचन ।**
૧૧ ૯ ૧૦ ૬ ૧૬ ૧૨ ૧૪ ૧૩ ૧૫
**न चाशुश्रूषवे वाच्यं, न च मां योऽभ्यसूयति ॥ ६७ ॥**

**શ૦ઃ**—તમારા [ હિતમાટે કહેલું ] આ [ ગીતાશાસ્ત્ર ] ઇંદ્રિયોના નિગ્રહથી રહિતને કદીપણ ઉપદેશ કરવાયોગ્ય નથી, ભક્તિરહિતને [ ઉપદેશ કરવાયોગ્ય ] નથી, તથા શુશ્રૂષાથી રહિતને [ ઉપદેશ કરવાયોગ્ય ] નથી, અને જે મારી અસૂયા કરે છે [ તેને પણ ઉપદેશ કરવાયોગ્ય ] નથી. ૬૭

હવે આ ગીતાશાસ્ત્રના સંપ્રદાયની પ્રવૃત્તિ કરનારા પુરુષને પ્રાપ્ત થનારા ફલને કહે છેઃ—

૧ ૬ ૭ ૮ ૯ ૧૦
**य इदं परमं गुह्यं, मद्भक्तेष्वभिधास्यति ।**
૪ ૨ ૩ ૫ ૧૧ ૧૨ ૧૩ ૧૪
**भक्तिं मयि परां कृत्वा, मामेवैष्यत्यसंशयः ॥ ६८ ॥**

**શ૦ઃ**—જે મારામાં પરા ભક્તિને કરીને આ પરમ ગુહ્ય [ શાસ્ત્રને ] મારા ભક્તોમાં સ્થાપન કરશે [ તે પુરુષ ] મનેજ પામશે [ એમાં ] સંશય નથી. ૬૮

૮ ૧ ૩ ૨ ૫ ૬ ૭
**न च तस्मान्मनुष्येषु, कश्चिन्मे प्रियकृत्तमः ।**
૯ ૧૫ ૧૦ ૧૧ ૧૨ ૪ ૧૪ ૧૩
**भविता न च मे तस्मादन्यः प्रियतरो भुवि ॥ ६९ ॥**

**શ૦ઃ**—વળી મનુષ્યોમાં તે પુરુષથી બીજો કોઇ પણ [ મનુષ્ય ] મારે વિષે અતિશય પ્રીતિવાળો નથી, થવાનો [ નથી, ] અને મને [ પણ ] તેથી [ બીજો કોઇ પુરુષ ] પૃથ્વીમાં વધારે વહાલો નથી. ૬૯

શ્રીગીતાશાસ્ત્રના અધ્યાપકના ફલને કહીને હવે તેનું અધ્યયન કરનારને થનારું ફલ કહે છેઃ—

७ १ २ ६ ५ ४ ३
**अध्येष्यते च य इमं, धर्म्यं संवादमावयोः ।**
९ ८ १० ११ १२ १३ १४ १५
**ज्ञानयज्ञेन तेनाहमिष्टः स्यामिति मे मतिः ॥ ७० ॥**

**શ૦:**—અને જે [ પુરુષ ] આપણા બેના સંવાદરૂપ [ તથા ] ધર્મ્યરૂપ આ[ ગીતાશાસ્ત્ર ]નું અધ્યયન કરશે તેણે કરીને જ્ઞાનયજ્ઞવડે હું પૂજિત થઉં છું એમ મારો નિશ્ચય [ છે. ] ૭૦

હવે આ ગીતાશાસ્ત્રના શ્રોતા પુરુષને પ્રાપ્ત થનારું ફલ કહે છે:—

३ ५ ४ ७ ६ १ २
**श्रद्धावाननसूयश्च, शृणुयादपि यो नरः ।**
८ ९ १० १२ १३ १४ ११
**सोऽपि मुक्तः शुभाँल्लोकान्, प्राप्नुयात्पुण्यकर्मणाम् ॥ ७१ ॥**

**શ૦:**—જે પુરુષ શ્રદ્ધાવાન્ [ થઇને ] અને અસૂયાવિનાનો [ થઇને આ શાસ્ત્રને ] કેવલ સાંભળે [ તો ] તે પણ મુક્ત [ થઇ ] પુણ્યકર્મવાળાઓના શુભ લોકોને પામે છે. ૭૧

જ્યાંસુધી શિષ્યને સંશયવિપર્યયથી રહિત આત્મજ્ઞાનની પ્રાપ્તિ થાય ત્યાંસુધી બ્રહ્મવેત્તા આચાર્યે તેને ઉપદેશ કરવાનો પ્રયાસ કરવો એવી રીતના આચાર્યના ધર્મની શિક્ષા કરવામાટે ભગવાન્ અર્જુનપ્રતિ તમને હવે ઉપદેશની અપેક્ષા છે કે કેમ એવા આશયનો પ્રશ્ન પૂછે છે:—

७ ३ ६ १ २ ४ ५
**कच्चिदेतच्छ्रुतं पार्थ, त्वयैकाग्रेण चेतसा ।**
१२ १० ११ ९ ८
**कच्चिदज्ञानसंमोहः, प्रणष्टस्ते धनंजय ॥ ७२ ॥**

**શ૦:**—હે પાર્થ ! તમે આ [ ગીતાશાસ્ત્ર ] એકાગ્રચિત્તે સાંભળ્યું કે કેમ ? [ અને ] હે **ધનંજય** ! તમારો અજ્ઞાનથી ઉપજેલો સંમોહ સંપૂર્ણ નાશ પામ્યો કે કેમ ? [ તે તમે મને કહો. ] ' ૭૨

હવે હું કૃતાર્થ થયો છું માટે મને પુનઃ ઉપદેશની અપેક્ષા નથી એવી રીતના પોતાના અભિપ્રાયને અર્જુન જણાવે છે:—

## ॥ अर्जुन उवाच ॥

७ ६ ४ ५ ३ २ १
**नष्टो मोहः स्मृतिर्लब्धा, त्वत्प्रसादान्मयाऽच्युत ।**
९ १० ८ १३ १२ ११
**स्थितोऽस्मि गतसंदेहः, करिष्ये वचनं तव ॥ ७३ ॥**

શ૦:—અર્જુન બોલ્યાઃ-'હે અચ્યુત ! મેં આપની કૃપાથી [ આત્મજ્ઞાનરૂપ ] સ્મૃતિ પ્રાપ્ત કરી [ છે, તેથી મારો ] મોહ નાશ પામ્યો [ છે, માટે ] સંશયરહિત [ થઈ હું આપની આજ્ઞામાં ] રહેલો છું, આપનું વચન પાળીશ.' ૭૩

સંજય પૂર્વોક્ત કથાનું અનુસંધાન કરીને ધૃતરાષ્ટ્રને કહે છેઃ-

## ॥ संजय उवाच ॥

१ २ ४ ६ ५ ३
**इत्यहं वासुदेवस्य, पार्थस्य च महात्मनः ।**
१० ७ ११ ८ ९
**संवादमिममश्रौषमद्भुतं रोमहर्षणम् ॥ ७४ ॥**

શ૦:—સંજય બોલ્યાઃ-[ હે ધૃતરાષ્ટ્ર ! ] એ પ્રમાણે હું મહાત્મા એવા શ્રીકૃષ્ણના ને અર્જુનના આ અદ્ભુત [ તથા ] રૂંવાડાં ઊભાં કરે એવા સંવાદને સાંભળતો હવો. ૭૪

હવે સંજય પોતાનામાં તે સંવાદના શ્રવણની યોગ્યતાને કહે છેઃ—

१ १२ ३ ५ २ ४
**व्यासप्रसादाच्छ्रुतवानेतद्गुह्यमहं परम् ।**
६ ९ १० ११ ८ ७
**योगं योगेश्वरात्कृष्णात्, साक्षात्कथयतः स्वयम् ॥ ७५ ॥**

શ૦:—[ હે ધૃતરાષ્ટ્ર ! ] શ્રીવ્યાસની કૃપાથી હું આ પરમ ગુહ્ય યોગને પોતે કહેતા એવા યોગેશ્વર શ્રીકૃષ્ણથી સાક્ષાત્ સાંભળતો હવો. ૭૫

સંજય તે સંવાદના સ્મરણજન્ય પોતાના હર્ષને કહે છેઃ—

१ ८ ९ ७ ३ ६
**राजन्संस्मृत्य संस्मृत्य, संवादमिममद्भुतम् ।**
२ ४ ११ ५ १०
**केशवार्जुनयोः पुण्यं, हृष्यामि च मुहुर्मुहुः ॥ ७६ ॥**

શ૦:—હે ધૃતરાષ્ટ્ર ! કેશવના અને અર્જુનના આ પુણ્યરૂપ તથા અદ્‌ભુત સંવાદને સંભારીસંભારીને [ હું ] વારંવાર હર્ષ પામું છું. ૭૬

અર્જુનને ધ્યાન કરવામાટે ભગવાને જે પોતાનું અદ્‌ભુત સ્વરૂપ દેખાડ્યું હતું તે સ્વરૂપનું સ્મરણ કરીને સંજય ધૃતરાષ્ટ્રને કહે છે:—

४ २ ७ ८ ६ ५ ३
**तच्च संस्मृत्य संस्मृत्य, रूपमत्यद्भुतं हरेः ।**
११ ९ १० १ १४ १२ १३
**विस्मयो मे महान् राजन्, हृष्यामि च पुनःपुनः ॥ ७७ ॥**

શ૦:—હે ધૃતરાષ્ટ્ર ! વળી હરિના તે અતિઅદ્‌ભુત [ વિશ્વ ]રૂપને સંભારીસંભારીને મને મોટો વિસ્મય [ થાય છે, ] તેથી [ હું ] ફરીફરીને હર્ષ પામું છું. ૭૭

હે ધૃતરાષ્ટ્ર ! તમે પોતાના દુર્યોધનાદિક પુત્રોના વિજયાદિકની આશાનો પરિત્યાગ કરીને પાંડુના પુત્રોની સાથે સમાધાન કરો એમ સંજય ધૃતરાષ્ટ્રને કહે છે:—

१ २ ३ ४ ६ ५
**यत्र योगेश्वरः कृष्णो, यत्र पार्थो धनुर्धरः ।**
७ ८ ९ १० १२ ११ १४ १३
**तत्र श्रीर्विजयो भूतिर्, ध्रुवा नीतिर्मतिर्मम ॥ ७८ ॥**

**इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे मोक्षयोगो नामाष्टादशोऽध्यायः ॥ १८ ॥**

**શબ્દાર્થઃ**—[ હે ધૃતરાષ્ટ્ર ! ] જે પક્ષમાં યોગેશ્વર **શ્રીકૃષ્ણ** [ છે, તથા ] જે પક્ષમાં ધનુષ્‌ધારી **અર્જુન** [ છે, ] તે પક્ષમાં રાજ્યલક્ષ્મી, વિજય, ઐશ્વર્ય [ ને ] નીતિ અવશ્ય [ પ્રાપ્ત થશે એમ ] મારો નિશ્ચય [ છે. ]" ૭૮

શ્રીમદ્‌ભગવદ્‌ગીતાના મોક્ષયોગનામના વા સંન્યાસયોગનામના અઢારમા અધ્યાયની શ્રીનાથશર્મવિરચિત અન્વયાર્થદીપિકાટીકા પૂરી થઈ. ૧૮

॥ ॐ तत्सत् श्रीसद्गुरुदेवार्पणमस्तु ॥

**॥ ॐ शांतिः शांतिः शांतिः ॥**

**॥ समाप्तोऽयं ग्रंथः ॥**

ॐ

# ॥ श्रीगीतामाहात्म्यम् ॥

## ॥ धरोवाच ॥

१ २ ७ ६
भगवन्परमेशान, भक्तिरव्यभिचारिणी ।
४ ५ ८ ९ ३
प्रारब्धं भुज्यमानस्य, कथं भवति हे प्रभो ॥ १ ॥

**શબ્દાર્થઃ**— પૃથિવી બોલીઃ–“ હે ભગવન્ ! હે પરમેશ્વર ! હે પ્રભો ! [ પોતાનું ] પ્રારબ્ધ ભોગવનાર[પુરુષ]ને [ આપમાં ] અનન્યભક્તિ કયા ઉપાયથી થાય છે ? [ તે કહો. ] ” ૧

## ॥ विष्णुरुवाच ॥

१ २ १० ४ ३
प्रारब्धं भुञ्जमानो हि, गीताभ्यासरतः सदा ।
५ ९ ८ ७ ६ ११ १२ १३
स मुक्तः स सुखी लोके, कर्मणा नोपलिप्यते ॥ २ ॥

**શ૦ઃ**—શ્રીવિષ્ણુ બોલ્યાઃ—“ [ પોતાના ] પ્રારબ્ધને ભોગવનારો [ જે પુરુષ ] સર્વદા ગીતાના અભ્યાસમાં પ્રીતિવાળો [ છે ] તે લોકમાં સુખી [ ને ] તે મુક્ત [ છે, ] અને કર્મવડે લેપાતો નથી. ૨

६ २ ३ १
महापापादिपापानि, गीताध्यानं करोति चेत् ।
७ ८ ९ १० ४ ५
क्वचित्स्पर्शं न कुर्वन्ति, नलिनीदलमंभसा ॥ ३ ॥

**શ૦ઃ**—જો [ કોઇ પુરુષ ] ગીતાનું ( ગીતામાં નિરૂપણ કરેલા તત્ત્વનું ) [ વિધિવત ] ધ્યાન કરે છે [ તો જેમ ] કમલપત્રને જલ [ સ્પર્શ કરી શકતું નથી તેમ તેને ] મહાપાપ આદિ પાપો કદીપણ સ્પર્શ કરી શકતાં નથી. ૩

२ ३ १ ४ ५ ६
**गीतायाः पुस्तकं यत्र, यत्र पाठः प्रवर्तते ।**
७ ८ ९ १० ११ १२
**तत्र सर्वाणि तीर्थानि, प्रयागादीनि तत्र वै ॥ ४ ॥**

**શ૦:—**જ્યાં ગીતાનું પુસ્તક [ હોય છે, ને ] જ્યાં [શ્રદ્ધાપૂર્વક તેનો ] પાઠ ચાલે છે ત્યાં સર્વે તીર્થો [ છે, ને ] પ્રયાગ આદિ [ પણ ] ત્યાંજ [ છે. ] ૪

६ ७ ८ ९ १० १२ ११ ५
**सर्वे देवाश्च ऋषयो, योगिनः पन्नगाश्च ये ।**
१३ १५ १४ १६ ४
**गोपाला गोपिका वाऽपि, नारदोद्धवपार्षदैः ॥**
१८ १९ १७ १ २ ३
**सहायो जायते शीघ्रं, यत्र गीता प्रवर्तते ॥ ५ ॥**

**શ૦:—**જ્યાં [ નિત્ય ] ગીતાનો વિચાર ચાલે છે [ત્યાં] નારદ, ઉદ્ધવ ને પાર્ષદોએ [ સહિત ] જે સર્વે દેવો ને ઋષિઓ, યોગીઓ ને સર્પો, ગોવાળો તથા ગોપીઓ [ છે તે સર્વે ] પણ તુરત સાહાય્ય કરનાર થાય છે. ૫

१ २ ३ ४ ५ ६
**यत्र गीताविचारश्च, पठनं पाठनं श्रुतम् ।**
७ ९ १४ ८ १३ ११ १२ १०
**तत्राहं निश्चितं पृथ्वि, निवसामि सदैव हि ॥ ६ ॥**

**શ૦:—**જ્યાં ગીતાનો વિચાર, અધ્યયન, ભણાવવું ને શ્રવણ [ થાય છે ] ત્યાં હે પૃથિવિ ! હું નિઃસંશય સર્વદાજ નિવાસ કરું છું [ આ વાત ] નિશ્ચયવાળી [ છે. ] ૬

२ १ ३ ५ ६ ४ ७ ८
**गीताश्रयेऽहं तिष्ठामि, गीता मे चोत्तमं गृहम् ।**
९ १० ७ १२ १३ १४ ११
**गीताज्ञानमुपाश्रित्य, त्रींल्लोकान्पालयाम्यहम् ॥ ७ ॥**

**શ૦:—**હું ગીતાના આશ્રયમાં રહું છું, ને ગીતા મારું ઉત્તમ ઘર [ છે. તે ] ગીતાના [ અદ્વૈતબ્રહ્મના ] જ્ઞાનનો આશ્રય કરીને હું ત્રણ લોકોનું પાલન કરું છું. ૭

१ २ ४ ५ ३ ७ ६
**गीता मे परमा विद्या, ब्रह्मरूपा न संशयः ।**
८ ९ १० ११
**अर्धमात्राक्षरा नित्या, स्वनिर्वाच्यपदात्मिका ॥ ८ ॥**

શ૦:—ગીતા [ એ ] મારી બ્રહ્મરૂપ પરમવિદ્યા [ છે એમાં ] સંશય નથી. [ તે ] અર્ધમાત્રરૂપ, અક્ષરરૂપ, ( અવિનાશિરૂપ, ) નિત્ય [ ને ] અત્યંત અનિર્વાચ્યપદરૂપ ( નહિ કહી શકાય એવા સ્વરૂપવાળી ) [ છે. ] ૮

१ २ ५ ३ ४
**चिदानंदघना कृष्णेनोक्ता स्वमुखतोऽर्जुनम् ।**
६ ७ ९ ८
**वेदत्रयी परानंदा, तत्त्वार्थज्ञानमंजसा ॥ ९ ॥**

શ૦:—[ વળી તે ] ચિદાનંદઘના, ( ચેતનઘન ને આનંદઘનરૂપ,) શ્રીકૃષ્ણે પોતાના મુખથી અર્જુનપ્રતિ કહેલી, ત્રણ વેદરૂપ, પરમાનંદરૂપ [ ને ] વાસ્તવિક તત્ત્વાર્થભૂત જ્ઞાનરૂપ [ છે. ] ૯

१ ५ ६ ४ ३ २
**योऽष्टादश जपेन्नित्यं, नरो निश्चलमानसः ।**
८ ७ ९ १० १३ ११ १२
**ज्ञानसिद्धिं स लभते, ततो याति परं पदम् ॥ १० ॥**

શ૦:—જે નિશ્ચલમનવાળો પુરુષ નિત્ય [ આ ગીતાના ] અઢાર [ અધ્યાયનો ] પાઠ કરે છે તે જ્ઞાનસિદ્ધિને પામે છે, [ ને ] પછી પરમપદને પ્રાપ્ત કરે છે. ૧૦

२ ३ १ ४ ५ ६
**पाठेऽसमर्थः संपूर्णे, तदर्धं पाठमाचरेत् ।**
७ ८ ९ १० १३ ११ १२
**ततो गोदानजं पुण्यं, लभते नात्र संशयः ॥ ११ ॥**

શ૦:—[ જે ] સંપૂર્ણ પાઠ કરવામાં અસમર્થ [ હોય તે ] તેના અર્ધનો પાઠ કરે [ તો ] તેથી ગાયના દાનથી ઉત્પન્ન થતા પુણ્યને પામે છે એમાં સંશય નથી. ૧૧

१ २ ३ ४ ५
त्रिभागं पठमानस्तु, गंगास्नानफलं लभेत् ।
७ ८ ६ ९ १०
षडंशं जपमानस्तु, सोमयागफलं लभेत् ॥ १२ ॥

શ૦:—[ ગીતાશાસ્ત્રના ] ત્રીજા ભાગનો પાઠ કરનાર તો ગંગાજીના સ્નાનનું ફલ પામે છે, અને છઠ્ઠા ભાગનો પાઠ કરનારો સોમયાગના ફલને પામે છે. ૧૨

५ १ २ ४ ६ ३
एकाध्यायं तु यो नित्यं, पठते भक्तिसंयुतः ।
७ ८ ९ १० १२ ११
रुद्रलोकमवाप्नोति, गणो भूत्वा वसेच्चिरम् ॥ १३ ॥

શ૦:—વળી જે [ પુરુષ ] ભક્તિયુક્ત [ થઇને ] નિત્ય એક અધ્યાયનો પાઠ કરે છે [ તે ] રુદ્રલોકને પામે છે, [ ને ત્યાં શ્રીરુદ્રનો ] ગણ થઇને ચિરકાલ રહે છે. ૧૩

५ ७ ६ ४ २ ८ ३
अध्यायं श्लोकपादं वा, नित्यं यः पठते नरः ।
९ १३ १२ १० ११ १
स याति नरतां यावन, मन्वन्तरं वसुंधरे ॥ १४ ॥

શ૦:—હે પૃથિવિ ! જે મનુષ્ય નિત્ય અધ્યાયનો અથવા શ્લોકના [ એક ] ચરણનો પાઠ કરે છે તે [ મનુષ્ય એક ] મન્વંતરપર્યંત નરપણાને પામે છે. ૧૪

३ ४ ६ ७ ८
गीतायाः श्लोकदशकं, सप्त पञ्च चतुष्टयम् ।
१० ९ ५ ११ १३ १२ १४ १ १५ २
द्वि त्रि ह्येकं तदर्धं वा, श्लोकानां यः पठेन्नरः ॥
१९ २० १८ १७ १६
चंद्रलोकमवाप्नोति, वर्षाणामयुतं ध्रुवम् ॥ १५ ॥

શ૦:—જે પુરુષ ગીતાના દશ શ્લોકોનો અથવા સાત, પાંચ, ચાર, ત્રણ, બે, એક કે તેનું અર્ધ [ એટલા ] શ્લોકોનો પાઠ કરે [ તે ] નિશ્ચય દશ સહસ્ર વર્ષોસુધી ચંદ્રલોકને પામે છે. ૧૫

१ २ ३ ४
**गीतापाठसमायुक्तो, मृतो मानुषतां व्रजेत् ।**
६ ५ ७ १० ९ ८
**गीताभ्यासं पुनः कृत्वा, लभते मुक्तिमुत्तमाम् ॥**
११ १२ १३ १४ १५ १६
**गीतेत्युच्चारसंयुक्तो, म्रियमाणो गतिं लभेत् ॥ १६ ॥**

શ૦:—ગીતાનો પાઠ કરવામાં સારી રીતે જોડાયેલો મૃત્યુ પામ્યા પછી મનુષ્યપણાને પામે છે, [ ને ] પુનઃ ગીતાનો અભ્યાસ કરીને ઉત્તમ મુક્તિને પામે છે. ગીતા એવા ઉચ્ચારથી યુક્ત મરતો છતો [ સારી ] ગતિને પામે છે. ૧૬

१ २ ३
**गीतार्थश्रवणासक्तो, महापापयुतोऽपि वा ।**
४ ५ ६ ७ ८
**वैकुंठं समवाप्नोति, विष्णुना सह मोदते ॥ १७ ॥**

શ૦:—ગીતાનો અર્થ સાંભળવામાં પ્રીતિવાળો [ પુરુષ ] મહાપાપયુક્ત [ હોય ] તોપણ વૈકુંઠને પામે છે, [ને] વિષ્ણુની સાથે આનંદ કરે છે. ૧૭

५ ६ ४ ३ २ १
**गीतार्थं ध्यायते नित्यं, कृत्वा कर्माणि भूरिशः ।**
८ ७ ९ १० ११ १२
**जीवन्मुक्तः स विज्ञेयो, देहांते परमं पदम् ॥ १८ ॥**

શ૦:—અનેક કર્મો કરીને [ પણ જે પુરુષ ] નિત્ય ગીતાના [ બ્રહ્મરૂપ ] અર્થનું ધ્યાન કરે છે તે [ પુરુષ ] જીવન્મુક્ત જાણવો, [ ને ] શરીરનો વિનાશ થયે [ તે ] પરમપદને [ પામે છે. ] ૧૮

४ ५ २ ३ १
**गीतामाश्रित्य बहवो, भूभुजो जनकादयः ।**
६ ७ ८ ११ ९ १०
**निर्धूतकल्मषा लोके, गीता यांति परं पदम् ॥ १९ ॥**

શ૦:—જનક આદિ ઘણા રાજાઓ ગીતાનો આશ્રય કરીને પાપથી રહિત [ થયા છે, ને ] લોકમાં ગવાયા [ છે. તેઓ શરીર પડ્યા પછી ] પરમપદને પામે છે. ૧૯

२ ३ ४ ५ ६ १ ७
गीतायाः पठनं कृत्वा, माहात्म्यं नैव यः पठेत् ।
१० ९ ११ ८ १३ १४ १२ १५
वृथा पाठो भवेत्तस्य, श्रम एव ह्युदाहृतः ॥ २० ॥

શ૦:—જે [ પુરુષ ] ગીતાનો પાઠ કરીને માહાત્મ્યનો પાઠ કરતો નથીજ, તેનો પાઠ વૃથા થાય છે તેથી [ તેનો તે પાઠ] શ્રમરૂપજ કહ્યો છે. ૨૦

२ ३ ४ ५ १
एतन्माहात्म्यसंयुक्तं, गीताभ्यासं करोति यः ।
६ ७ ८ ९ १० ११ १२
स तत्फलमवाप्नोति, दुर्लभां गतिमाप्नुयात् ॥ २१ ॥

શ૦:—જે [ પુરુષ ] આ માહાત્મ્યયુક્ત ગીતાનો અભ્યાસ કરે છે તે તેના ફલને પામે છે, [ ને ] દુર્લભ [ એવી ] સદ્‌ગતિને પામે છે. ” ૨૧

सूत उवाच ॥

४ २ १ ५ ६ ३
माहात्म्यमेतद्गीताया, मया प्रोक्तं सनातनम् ।
८ ९ ७ १० १२ १३ ११ १४
गीतांते च पठेद्यस्तु, यदुक्तं तत्फलं लभेत् ॥ २२ ॥

इति श्रीवाराहपुराणे श्रीगीतामाहात्म्यं संपूर्णम् ॥

શબ્દાર્થઃ—સૂત બોલ્યાઃ–“ ગીતાનું આ સનાતન માહાત્મ્ય મેં [ તમને ] કહ્યું. જે [ પુરુષ ] ગીતાના પાઠના અંતમાં [ આનો ] પાઠ કરે છે [ તે પુરુષ ] જે ફલ કહ્યું તેને પામે છે. ” ૨૨

ઇતિ શ્રીવારાહપુરાણમાં કહેલા શ્રીગીતામાહાત્મ્યની શ્રીનાથશર્મપ્રણીત અન્વયાર્થદીપિકાટીકા પૂરી થઇ.

# પરિશિષ્ટ

## દૈવીસંપતનાં પાત્રોની સમજ

પાંડુ એટલે વર્ણહીન ( રંગરહિત ) અથવા નિર્મલ. તે **વિવેક**નું નામ છે. તેને બે રાણીઓ છે; કુંતી–દિવ્યવિભૂતિનું આકર્ષણ કરનારી શક્તિ–સાત્ત્વિકી **મતિ**, ને **માદ્રિ** ઉગ્રતાનું શમન કરીને શાંતિનો આવેશ પ્રકટાવનારી–**ક્ષમા. ક્ષમા** એ બુદ્ધિની બીજી દયા આદિ શુભવૃત્તિઓના ઉપલક્ષણરૂપ જાણવી. એમાં સાત્ત્વિકી **મતિ**ને ત્રણ પુત્રો થયા, ને ક્ષમાને બે પુત્રો થયા; પણ તે **વિવેક**ના સમાગમથી નહિજ, કેમકે **વિવેક** કે જે નિત્યાનિત્યને પૃથક્ કરે તેનો જડ એવી સાત્ત્વિકી **મતિ**ની સાથે કે જડ એવી **ક્ષમા**ની સાથે સાક્ષાત્ સંબંધ સંભવે નહિ, માટે તે સ્ત્રીઓના પ્રાબલ્યવડે આકર્ષાયેલાં પાંચ જડતત્ત્વોનાં સૂક્ષ્મ ને શુદ્ધ પરમાણુઓથી તેઓ ઉપજ્યા એમ **શ્રી**મહાભારતમાં નિરૂપણ કર્યું છે. સાત્ત્વિકી **મતિ**નો મોટો પુત્ર **સદ્ધર્મ** ( યુધિષ્ઠિર–કામાદિની સાથે યુદ્ધ કરવામાટે દૈવાસુરસંગ્રામમાં અડગ સ્થિર રહેનાર ) **વ્યોમ**તત્ત્વથી, વચલો **સાહસ** ( **ભીમ**–અન્યને ભયંકર લાગે એવું કર્મ કરી શકનાર ) **વાયુ**તત્ત્વથી ને નાનો **મંદવિરાગ** ( **અર્જુન**–શ્વેત ) **તેજસ્**તત્ત્વથી ઉપજ્યા છે. ક્ષમાનો મોટો પુત્ર ઉપશમ ( **નકુલ**–વિક્ષેપરૂપ **સર્પ**નું ભક્ષણ કરનાર ) **જલ**તત્ત્વથી ને નાનો પુત્ર **ભક્તિ** ( **સહદેવ–આત્મ**દેવની સાથે રહેનાર ) **પૃથ્વી**તત્ત્વથી ઉત્પન્ન થયેલ છે. કારણનો સ્વભાવ કાર્યમાં આવે છે એ નિયમે એ પાંચેમાં પોતપોતાના જનકનો ( આકાશાદિ મહાભૂતોનો ) સ્વભાવ પ્રધાનપણે વર્તે છે. વ્યોમતત્ત્વ બલવાન્ છતાં સ્થિરભાવવાળું હોવાથી અને વાયુતત્ત્વ પરાક્રમી છતાં અતિચંચલ હોવાથી તે બંને જેમનામાં પ્રધાનપણે વર્તે છે એવા **સદ્ધર્મ**ને તથા **સાહસ**ને યુદ્ધમાં મુખ્ય નાયકની જગા નહિ આપતાં જેના મૂલમાં અલૌકિક આકર્ષણશક્તિ રહેલી છે એવા મહાબલવાન્ ને નિયમિત પરાક્રમ દર્શાવનાર તેજસ્તત્ત્વથી ઉપજેલા **મંદવિરાગ**ને દૈવાસુરસંગ્રામમાં મુખ્ય યોદ્ધાની જગા આપી છે. દૈવીસંપત્તિના સાચા સહાય વા નેતા **આત્મદેવ**જ ( **શ્રીકૃષ્ણ**જ ) છે માટે તેમને **મંદવિરાગ**ના સારથિ કલ્પ્યા છે. તેઓ સત્તાસ્ફૂર્તિ આપવાવિના બીજી કાંઇ ક્રિયા કરનાર ન હોવાથી તેઓ એ યુદ્ધમાં યોદ્ધારૂપે ગણાયા નથી. **આત્મા**-

ભિમુખીવૃત્તિ ( દ્રૌપદી=દ્રુપદ–શીઘ્રગતિવાળા–તીવ્રવેગવાળા–શુદ્ધપ્રેમ–ની પુત્રી ) એ **સદ્ધર્માદિ** પાંચેની સામાન્યવૃત્તિ હોવાથી તેને પૂર્વોક્ત પાંચેની પત્ની ઠરાવી છે, અને ઉદાસીનતા ( સુભદ્રા–જીવનું સારી રીતે કલ્યાણ કરનારી ) તે **મંદવિરાગની** પત્નીરૂપેજ શોભે માટે તેને તેની ( **મંદવિરાગ**ની ) પત્ની કલ્પી છે. **આત્માભિમુખીવૃત્તિને સદ્ધર્માદિ** પાંચ ભાઇઓથી ક્રમાત્ દિવ્યશબ્દાદિના જ્ઞાનરૂપ પાંચ ( પ્રતિવિંધ્ય, સુતસોમ, શ્રુતકીર્તિ–શ્રુતિકર્મ, શતાનિક ને શ્રુતસેન ) પુત્રો થયા છે, અને **મંદવિરાગથી** ઉદાસીનતાને પેટે **સંયમની** ( **અભિમન્યુની**–ચારે ભણી પ્રકાશ કરનારની–એક વિષયમાં થનારાં ધારણા, ધ્યાન ને **સમાધિની** ) ઉત્પત્તિ થઇ છે. દૈવીસંપત્તિના સૈન્યની વ્યૂહરચના **એકાગ્રતાએ** ( ધૃષ્ટદ્યુમ્ને–ઉગ્ર-જ્યોતિએ–અનેકાર્થપણાનો તિરસ્કાર કરનાર પ્રકાશે ) કરી છે તે પણ યોગ્યજ છે. એ સેનામાં **શ્રદ્ધા**, ( યુયુધાન–ચૈતન્યનો પ્રકાશ કરવાને સર્વદા અભિલાષવાન્, ) **વીર્ય**–ઉત્સાહ, ( ઉત્તમૌજા–જેનું ઉત્તમ બલ છે તે, ) **સ્મૃતિ**, ( ચેકીતાન–પૂર્વના પ્રસંગાદિને જાણનાર, ) **સમાધિ**, ( **વિરાટ્**–વિશેષપણે **આત્મામાં** શોભનાર, ) **વિચાર**, ( કાશિરાજ–સર્વદશ્ય પદાર્થોને પ્રકાશીને શોભનાર, ) **યમ**, ( ધૃષ્ટકેતુ–આપદાઓનું નિવારણ કરનારાઓમાં શ્રેષ્ઠ, ) **નિયમ**, ( શૈબ્ય–શૈવ્ય–મંગલદાતા, ) **આસન**, ( કુંતિભોજ–દિવ્યવિભૂતિનું આકર્ષણ કરનારી શક્તિનું–સાત્ત્વિકી મતિનું–પાલન કરનાર, ) **પ્રાણાયામ**, ( યુધામન્યુ–ચૈતન્યની અભિવ્યક્તિ કરવી એજ જેની મુખ્ય ક્રિયા છે તે, ) પ્રત્યાહાર, ( પુરુજિત્–ઇંદ્રિયોના સમૂહને જિતનાર, ) શુદ્ધપ્રેમ, ( દ્રુપદ–શીઘ્રગતિવાળો–પરમાત્માભણી તીવ્રવેગવાન્ ) ને **શાંતિ** ( શિખંડી–સર્પરૂપ દુષ્ટ વિષયવાસનાઓને ગળી જનાર ) એ મહાયોદ્ધાઓ છે. બંને પક્ષની સેનાઓ ધર્મનું અનુષ્ઠાન થઇ શકે એવા સ્થાનમાં એટલે અકૃતાર્થ અધિકારી મનુષ્યશરીરના હૃદયપ્રદેશમાં યુદ્ધ કરવામાટે નિરંતર સજ્જ થઇને રહે છે. વિશેષ વર્ણન રહસ્યદીપિકાટીકામાં અપાયું છે, એટલે અહીં તેની પુનરુક્તિ કરવી ઉચિત ધારી નથી. ઇચ્છા થાય તે જિજ્ઞાસુએ તેમાં જોવું.

## આસુરીસંપત્નાં પાત્રોની સમજ

**મોહ** ( ધૃતરાષ્ટ્ર–શરીરરૂપી દેશને મમતાપૂર્વક ધારણ કરનાર અનાદિ અવિવેક ) એ આસુરીસંપત્માં મુખ્યપદે છે. એને સારાસારના વિવેકરૂપ નેત્ર નથી માટે તેને આંધળો કલ્પ્યો છે. તેના **કામ** ( દુર્યોધન–સદ્ધર્માદિની સાથે દુષ્ટરીતે યુદ્ધ કરનાર–નીચક્રિયાવાળો ) આદિ એક સો ને એક પુત્ર

કહ્યા છે. એની સેનામાં **અસ્મિતા,** ( **ભીષ્મ**–ચિરકાલ–આત્મજ્ઞાન ન થાય ત્યાંસુધી–રહેનાર, ) **સંસ્કાર,** ( **દ્રોણ**–દ્રવવાના–વાસનારૂપે પરિણામ પામવા-ના–સ્વભાવયુક્ત, ) **અવિદ્યા,** ( **કૃપ**–એક વસ્તુમાં અન્ય વસ્તુની કલ્પના કરાવનાર, ) **રાગ,** ( **કર્ણ**–જીવની બાહ્ય પ્રવૃત્તિ કરાવનાર, ) **દ્વેષ,** ( **વિકર્ણ**–વિપરીત પ્રવૃત્તિ કરાવનાર, ) **અભિનિવેશ,** ( **જયદ્રથ**–દશ્યમાં અનુરાગ પામીને ઉત્કૃષ્ટરૂપે રહેનાર, ) **વાસના,** ( **અશ્વત્થામા**–સંચય થઇને જીવના મનમાં રહેનાર–સ્થૂલશરીરના નાશથી નાશ નહિ પામનાર, ) **અશ્રદ્ધા,** ( **ભૂરિશ્રવા**–જગતમાં જેનું બહુપણું સાંભળવામાં આવે છે તે, ) **વિષયો-ભણી ઇંદ્રિયોનો વેગ,** ( **શલ્ય**–સાલની પેઠે પ્રાણીઓનાં શરીરોનાં મર્મસ્થાનોમાં વ્યથા કરનાર, ) **વિષયસેવનમાં તત્પરતા,** ( **કૃતવર્મા**–સંસારમાં ભમાવનાર–કર્મનું રક્ષણ કરનાર, ) **પ્રાપ્ત** વિષયના રક્ષણની ચિંતા ( **ભગદત્ત**–પદાર્થ-માં રહેલા રાજસતામસસંસ્કારે જીવને આપેલ ) ને **સ્વાર્થપરાયણતા** ( **શકુનિ**–સમળીનામના પક્ષીના જેવું પરિણામે અહિતકર વર્તન ) એ આદિ મહાયોદ્ધાઓ હતા. **અસ્મિતા** બંને સંપતમાં મુખ્ય ગણવાને યોગ્ય હોવાથી તેને પિતામહનું રૂપ આપ્યું છે. **સંસ્કાર** અને **અવિદ્યા** એ જીવની પ્રવૃત્તિના મુખ્ય હેતુઓ હોવાથી તેમને **આચાર્યની** સંજ્ઞા આપવામાં આવી છે. **વાસનાનો** ઉદય સંસ્કારમાંથી થાય છે માટે **વાસનાને સંસ્કારના** પુત્રનું રૂપ આપ્યું છે. વિશેષ સ્પષ્ટીકરણમાટે રહસ્યદીપિકાટીકાવાળાં **ગીતાજી** જુઓ.

---

## અગત્યનું શુદ્ધિપત્ર

| પૃષ્ઠાંક | પંક્ત્યંક | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૭ | ૧૨ | હો | હોય |
| ૯૭ | મથાળે | ૨ | ૬ |
| ૧૨૮ | ૩ | અવિકથી | અવિવેકથી |
| ૧૩૭ | ૧૧ | બલવાળો જ | બલવાળોજ |
| ૧૬૩ | ૧૧ | સુખ | સુખ– |
| ૧૯૦ | ૧૮ | કોમલમાં | કોમલતા |
| ૨૦૯ | ૧૨ | નહિ જ | નહિજ |
| ૨૧૫ | ૪ | [ એવો | [ એવો ] |

# અનુક્રમણિકા

